"ભગવાન કરુણાસાગરો વિજયતે"

# સિદ્ધાંત બાવની ગ્રંથ



: પ્રકાશક અને સટીક ભાષાંતર કરનાર :

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

સુરત

# સિદ્ધાંત બાવની ગ્રંથ

: સ્વરચિત :

પૂ. શ્રી નરવેદસાગર ગુરૂશ્રી શ્રીમત્ કુવેર સ્વામી ભગવાન કરૂણાસાગર.

: પ્રકાશક અને સટીક ભાષાંતર :

મહંત શ્રી સરજ્યુદાસજી, ગુરૂ શ્રી મોહનદાસજી
ભગવાન કરૂણાસાગરનું મંદિર, ડુંભાલ પાટીયા, સુરત.

: સંપૂર્ણ સહાયક :

શ્રી વસંતભાઈ ગોવિંદભાઈ સારંગ
શ્રી ગોવિંદ કેશવ સારંગ પરિવાર
(ઉમરા) સુરત

: પ્રકાશન :

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી
સંત શ્રી નિર્મળદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી.
ભગવાન કરૂણાસાગરનું મંદિર કરૂણેશનગર સોસાયટી,
ડુંભાલ પાટિયા, સુરત.

: પ્રકાશક :

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી
સંત શ્રી નિર્મળદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી
ભગવાન કરૂણસાગરનું મંદિર, બલોચપુરા,
તા. હિંમતનગર, જી. સાબરકાંઠા

**અ. કિંમત = અમૂલ્ય**

**પ. કિંમત = ૧૦૦-૦૦**

**વે. કિંમત : ૬૦-૦૦**

**(પોસ્ટ ખર્ચ અલગ)**

સદર ગ્રંથ પ્રકાશકની પરવાનગી વગર છાપવા - છપાવવા નહિ.

પ્રકાશકના સર્વ હક્ક સ્વાધિન.

પુસ્તકોનું પ્રાપ્તિસ્થાન :

(૧) મહંત શ્રી સરજ્યુદાસજી. ગુરૂ શ્રી મોહનદાસજી
ભગવાન કરૂણાસાગરનું મંદિર, કુંભાલ પાટિયા, સૂરત.

(૨) કૈવલ વિજ્ઞાન પ્રસાર મંડળ
નાનજીભાઈ પુનમચંદ લુહાર
મારવાડીની ચાલી, કિરણનગર પાસે,
શાહપુર દરવાજા બહાર, અમદાવાદ - ૪.
ફોન : ૦૭૯ - ૫૬૩૧૮૫૬

પ્રથમ આવૃત્તિ : સંવત ૨૦૫૭ મહા સુદ - ૨
(પરમગુરૂ પ્રાગટય દિન)

પ્રત : ૧૦૦૦, સને ૨૦૦૧

મુદ્રક : સાધના પ્રિન્ટરી,
ઘીકાંટા, અમદાવાદ.
ફોન : ૦૭૯ - ૨૧૩૫૫૦૨

# મહાન તપસ્વી રઘુવીર મહારાજનું જીવન ચરિત્ર

મહર્ષિ રઘુવીર તત્વ સાગરમાં ઉંડા ઉતરનારા તથા બ્રહ્મ સમુદ્રના ઉજ્જવળ મુક્તાફળ સમાન હતાં. તેઓ ધર્મ વિધીઓના દૃઢ સ્થંભરૂપ ભાવીકોમાં અગ્રણી સ્વરૂપ અને મહાન સાધક હતાં. વૈરાગ્યપૂર્ણ કઠોર સાધનાઓ, મન તથા ઈન્દ્રિઓનો નિગ્રહ એ તેમના જીવનના આભૂષણરૂપ હતાં. તેમણે લૌકિક તથા પરલૌકિક અધ્યાત્મિક વિદ્યાઓમાં ઘણું જ પાંડિત્ય પ્રાપ્ત કરેલું હતું અને પંચમવેદ માર્ગદર્શક વિશ્વાસ સંપત્તિના ભંડારરૂપ, પ્રતાપી વિશાળ સુપ્રસિધ્ધ પુરૂષ હતાં. તપસ્વી મંડળમાં તેઓ અગ્રગણ્ય હતાં. અને તત્વજ્ઞાની પંડિત સમાજમાં નેતા ગણાતાં હતાં. ધર્મોપદેશ આપવામાં તેઓ અદ્વિતીય હતાં. તેમના જેવા મહાન ઉપદેશક બીજા ન હતાં.તેઓ વિવિધ વિદ્યામાં નિપૂણ હતાં. વળી અષ્ટ પ્રકારના યોગને સંપૂર્ણ જાણતાં હતાં આવા મહાન એકેશ્વરવાદી હતાં અને ભગવાન કરૂણાસાગરના શિષ્ય હતાં. તેઓ ઘણો વખત સુરત તાબે ઉમરા ગામે તાપી નદીના ત્રટ પર આશ્રમ બાંધીને રહ્યા હતાં.

મહાન તપસ્વી રઘુવીરનો જન્મ રજપૂત જ્ઞાતિમાં ખેડા જિલ્લાના બાલાસિનોર તાલુકાના ખડગોધરા ગામે વરાદરા નામના ફળીયામાં વિક્રમ સંવત ૧૮૨૫ની વસંતઋતુમાં ફાગણ સુદ એકાદશીના રોજ પ્રભાતના અમૃત ચોઘડીયામાં પુષ્પ નક્ષત્રમાં થયો હતો. મહાન તપસ્વી રઘુવીર બાલ્યાવસ્થાથી જ ધર્મના શોધક હતાં અને સંસ્કારી પણ હતાં. તેમના માતાપિતા ક્ષત્રિય હતાં અને સિસોદીયા વંશમાં જન્મેલાં હતાં. ક્ષત્રિઓના શરીર સુરનાદોથી ભરેલા હોય છે. અને મહાન ગણાતાં મહાન પુરુષો અને અવતારાદિ રામકૃષ્ણ પણ ક્ષત્રિય કુળમાં જન્મ પામી જગતના પૂજ્ય થયા હતાં. તેજ ક્ષત્રિય કુળમાં રઘુવીર જન્મ પામેલા હતાં.

હવે રઘુવીર ધર્મ શોધકના ઉંડા વિચારવાન પુરૂષ હતાં. જેથી ઘણાં ધર્મો જોયા વેદ-શાસ્ત્રો પણ જોયા, મત પંથ પણ જોયા અને ઘણો વિચાર પણ કર્યો. આવી શોધખોળ કરવામાં વર્ષોના વર્ષ વીતી ગયા તો પણ તેમનું મન તૃપ્ત થયું નહિ. તેથી મહર્ષિ આત્મજ્ઞાનની ચિંતામા ને ચિંતામાં ઘણાં તિર્થોમાં ઘુમ્યા અને ઘણો સંત સમાગમ પણ કર્યો. છતાં કોઈપણ રસ્તે શાંતિ મળી નહિ. જ્યાં ને ત્યાં રઘુવીર શંકાવાદી છે. એવા નામથી તેઓ પ્રસિધ્ધ થયા. તેઓ એક વખત ફરતાં ફરતાં ડાકોરનાં દિગંબરોના અખાડાઓમાં ગયા. ત્યાં શરીરે રાખ ચોળેલા ઘણાં સાધુઓ જોયા અને તેમનો ત્યાગ જોઈ આનંદ પણ પામ્યા તથાપી ઈશ્વર વિષયની ચર્ચા ચાલતાં જ્ઞાન વગરના અખાડામાં રહેનારા સાધુઓ ખાલી ખોખા જેવા દેખાયા. જ્ઞાન તૃપ્તિના સાધનો નહિ મળવાથી તેઓ નિરાશ થયા. કહેવાય છે કે તે અખાડાનો એક સાધુ સારસાના ભગવાન કરૂણાસાગરને ઓળખતો હતો. એથી જ્ઞાનના તરસ્યા રઘુવીરને કહેવા લાગ્યા કે વૈરાગ્ય આતુરતાની પરમ કૈવલ કર્તાની મહા ઔષધી લઈને ભગવાન કરૂણાસાગર સારસા ગામે પ્રગટ થયેલા છે. ત્યાં તમે જાઓ. તે સિવાય ભારત વર્ષમાં તમારા મનનું સમાધાન કરવા કોઈ શક્તિવાન નથી. રઘુવીર સંસ્કારી હતાં. એથી તરત સમજી ગયા. અને ત્યાંથી સારસા આવ્યા. તે પ્રસંગે સારસામાં મહાન વક્તાઓનો સમૂહ ભરાયેલો હતો. ત્યાં ગુરુવર્ય સભાના મધ્ય સિંહાસને બેસી કૈવલ કર્તાના જ્ઞાનના અનેક ગુઢ



શ્રી મહાન તપસ્વી રઘુરામજી ગુરૂશ્રી કુવેર સ્વામીજી

તત્વોનું વ્યાખ્યાન કરતાં હતાં. તે સભાસદોની મહાન દ્દિવ્ય પ્રેમ ભક્તિ જોઈ તલ્લીન થઈ ગયા. રઘુવીરના દિલમાં અનેક શંકાઓ ગડમથલ કરતી હતી. તે તમામ વિરામ પામી ગઈ. દિવ્ય મૂર્તિના પ્રભાવશાળી શબ્દોથી રઘુવીર ચકિત થઈ ગયા. પ્રશ્ન શું કરે જ્યાં અનેક પ્રશ્નોનું એકી વખતે સર્વના હૃદયમાં એક સાથે સમાધાન થઈ જતું હતું. જેમ જેમ દિવ્ય દેહધારી ભગવાન કરૂણાસાગર તોડી ફાડી છિન્ન ભિન્ન કરી કેવલ કર્તાના જ્ઞાનથી દિવ્ય સડક બાંધવા વજ્રનો પાયો નાખતાં હતાં. અને મંદમતિના અધમ જીવોમાં અનંત કાળથી સડી ઉઠેલો કર્મકાંડરૂપી કચરો ઘર ઘાલી બેઠેલો તેને નિકંદન કરવા અને જ્ઞાન માર્ગની સીધી સડક નાખવા માટે પ્રબળ જ્ઞાન વૃષ્ટિ વરસાવતાં રઘુવીરે જોયા. જોતાની સાથેજ જ્ઞાનમાં પ્રકૃતિનાં મદવાળાં ગાત્રો ગળી ગયા. અને તત્વના ઉંડા વિચારમાં એટલા તો ઉતરી ગયા કે જેને શરીરનું પણ ભાન રહ્યું નહિ. આવી સ્થિતિ થોડો વખત રહ્યા બાદ રઘુવીર શુધ્ધિમાં આવ્યા અને ઘણો જ નિશ્ચય કર્યો કે આ કળીકાળના મતપંથોમાં સેંકડો પુસ્તકો છે. તે પહેલા પાનાથી લઈ અંતિમ પાના સુધી આ જ્ઞાનનો એકપણ અક્ષર મારી અત્યાર સુધીની જીંદગીમાં જોયો નથી કે સાંભળ્યો નથી. આ તો કોઈ અપાર જ્ઞાનનો મહાસાગર છે.

રઘુવીરે તરત જ દિક્ષા લીધી. માતા પિતાની રજા મેળવવા વિચાર પણ કર્યો નહિ. સદર દિક્ષાનો વિચાર કરવા તેમજ ભગવાન કરૂણાસાગરે રચેલા ગ્રંથોનો અભ્યાસ કરવા થોડા વર્ષો ગુજાર્યા બાદ તેમણે સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું.ત્યાર બાદ હંસપદે સ્થિર થવા સહેજ શૂન્ય સમાધીમાં બેઠા. તેઓ એટલી તો દ્રઢતાથી બેસતા કે બેઠા પછી કલાકોના કલાકો વહી જતાં છતાં ચિત્ત ચંચળ થતું ન હતું. આવી રીતે નિરંતર ભજનમાં તેમનો સઘળો વખત જતો હતો

કહેવાય છે કે, આ વખતે રઘુવીરથી બળવાન, જ્ઞાનમાં શિરોમણી મહાન તત્વવેત્તા, પંચમવેદ ધર્મના હિમાયતીઓ, જે કર્તાની પરમ વિભુ સાથે ભળી ગયેલા પચાસથી વધારે સંત મહાપુરૂષો સારસાની આજુબાજુ અને મહીસાગરના કોતરોમાં તપ કરતાં હતાં. તેઓની સપૂર્ણ હકીકત આ લેખ લખનાર દાસને ખબર નથી. તેથી દિલગીર છું.

એક વખત તપસ્વી રઘુવીર સારસા મંદિરથી આવેલાં સરસઈ નામના ખેતરમાં સુર્યના તાપે બાર કલાક પદ્દમાસને સ્થિર બેસી તપથી તપતાં હતાં. તે વખતે મહા પુરૂષના દર્શન માટે સ્ત્રી પુરૂષોની ભારે ભીડ થતી હતી. તેમની લોકોમાં થતી પ્રશંસા એક જ્ઞાનહિણ સાધુથી સહન થઈ શકી નહિ. તે કારણથી વાતને સેળભેળ કરી ભગવાન કરૂણાસાગર પાસે સદર સાધુએ કહ્યું કે રઘુવીરની દ્રષ્ટિમાં વિકાર વધ્યો છે. જો તમે ધ્યાન નહિ આપો તો સાધુઓની ઈજ્જત જશે. દિવ્ય દેહધારી ભગવાન રોમરોમ અને ઘટેઘટના જાણકાર હતાં. તેમને શું અજાણ્યું હોય તેથી કંઈ પણ ધ્યાન આપતાં નહિ. આમ દિન-પ્રતિદિન ચૂગલીખોર ચૂગલી કર્યા જ કરતો હતો. અને બીજી બાજુ રઘુવીરની મહત્તા વધતી જતી હતી. એમ ઘણાં વર્ષ ગુજર્યા અને યોગની અંતિમ દિશાએ પણ પહોંચ્યા. કહેવત છે કે "ભલો ભલાઈ છોડતો નથી અને બુરો બુરાઈ પણ છોડતો નથી." શુધ્ધ હૃદયના તપસ્વી રઘુવીર હોવા છતાં ચુગલી થોડા થોડા દિવસને અંતરે ભગવાનની હજૂરમાં થતી જતી હતી. એક દિવસ સદર સાધુને

હુકમ કર્યો કે લે આ રૂ અને જા ખરસાણીયા થુવેરનું દુધ એક કટોરો ભરી લાવ અને રઘુવીરની આંખો ફોડીને તેમાં દુધ ભરી દેજે. તે ઉપર દુધથી ખરડેલા આ રૂના પોતાં મૂકી પાટો બાંદી દેજે. જા આવી રીતે તે ગુનેગારને તુ શિક્ષા કરજે ! સાધુને હુકમ મળતા જ ખૂશી થઈ ગયો. દ્વેષ વૃતિના કારણે તેણે તેમ કર્યું. દુધ લાવ્યો આંખમાં ભરી પોતાં મૂકી પાટો પણ બાંધ્યો. બાર કલાક બાદ પાટો છોડી અને આંખો તરફ જોયું તો કેસરી સિંહના જેવી ચળકતી આંખો દેખાઈ. સાધુ હતાશ થયો, ગભરાયો અને તેણે કરેલા ગુનાની માફી માગી. તપસ્વી રઘુવીરે કંઈ પણ ક્રોધ કર્યો નહિ. અને આશિર્વાદ આપ્યો. રઘુવીર સ્વામી ભક્ત હતાં તે ગુરૂવર્યના અમૂલ્ય વચનોને વળગી રહેવાવાળાં હતાં, એક નિષ્ઠામાં રહી આત્મ સ્વરૂપમાં તલ્લીન રહેતા હતાં. અને વારંવાર ગુરુ વચનને સંભાળી કૈવલના પરમ ઉપાસક તરીકે નિર્મળ અને પવિત્ર જીંદગી ગુજારનારા હતાં. અહો ! તેવા પુરૂષોને પણ આફત આવે છે. જ્યાં સુધી ભગવાન કરૂણાસાગર સારસા મુકામે રહ્યા ત્યાં સુધી અખંડ તપ કર્યું અને શ્રી પરમગુરુની હયાતીમાં રઘુવીરે સારસાથી સુરત તાબે આવેલા ઉમરા કરીને ગામમાં જીંદગીના અંતિમ દિવસો ગુજાર્યા. ઉમરા ગામના લોકોને જ્ઞાન બોધથી તરબોળ કર્યા. અને અખંડ કૈવલ કર્તાના ઉપાસક બનાવી ભગવાન કરૂણાસાગરને ઓળખાવ્યા. તેમનું એકંદરે જીવન ઘણું જ પ્રશંસાને પાત્ર હતું. તેઓ આખા ગુજરાતમાં ફરેલા છે. અને દરેક જીલ્લામાં તેમના શિષ્યો છે. ઘણાં લોકો તરફથી સાંભળવામાં આવે છે કે સખત દર્દમાં દર્દી પીડાતો હોય તો તેઓને માથે તે હાથ મૂકી એમ કહેતા હતા કે દિવ્ય દેહધારી ભગવાનનું ભજન કર. એટલું બોલતાં દર્દી દુઃખથી મુક્ત થઈ જતો હતો. તેમના જીવનની લીલા વિવિધ પ્રકારે યાદ કરવા જેવી છે. પણ ગ્રંથ સંકોચનને લીધે લખી શક્યા નથી. અત્યારે હાલ પણ ઉમરા ગામે લોકો ખારવા નામની કોમથી ઓળખાય છે. તે કાયમ ધર્મમાં ચુસ્ત છે. તેઓ રઘુવીરની પ્રતિમાનાં દર્શન કર્યા વગર અન્ન પાણી નહિ લેવાના સખ્ત નિયમ પાળે છે.

તપસ્વી રઘુવીરે એક કોટડીમાં ત્યાગ વૃત્તિમાં રહી તેમનું અંતિમ જીવન ગુજાર્યું હતું. તે દરમ્યાન તેમણે ભગવાન કરૂણાસાગર માટે એક મંદિર બાંધી ભગવાન કરૂણાસાગરની મૂર્તિ પધરાવેલી છે.

મહર્ષિ રઘુવીર અપવાસી જીવન ગુજારતાં હતાં. માત્ર દેહ રાખવા પુરતુ ચોવીસ કલાકમાં એક જ વખત અડધા શેર દુધ ઉપર વર્ષોના વર્ષો નિર્વાહ કર્યો હતો. આવી રીતનું પવિત્ર જીવન ગાળતાં રોજ દિવસના દશ વાગ્યાથી સાંજના પાંચ વાગતા સુધી ગામ બહાર સુર્યના પ્રખર કિરણોમાં (તડકામાં) બેસી તપ કરતાં હતાં. તે મહામુનિએ કૈવલધામમાં જતાં પહેલાં એક વરસ આગળ હરિભક્તોને ખબર આપેલી કે આ વર્ષ અમારા પંચભૂતાદિ શરીરને માટે છેલ્લું વર્ષ છે માટે સર્વ હરિભક્તોએ દર્શન કરવા આવવું.

હવે તે દિવસ નજીક આવ્યો એટલે હરિજનોની ભીડ થવા માંડી. સર્વ હરિજનોને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે હે હરિજનો ! ફીકર, ચિંતા કે અફસોસ કરશો નહિ. આ શરીર છોડી આવતી કાલે કૈવલ કર્તાની હજુરમાં હું જઈશ. તમો સર્વ મળી ભગવાન કરૂણાસાગરના ગુણ ગાજો અને અમરમંત્રનું ધ્યાન ધરજો. એવી રીતે જ્ઞાન બોધ આપી મહર્ષિ રઘુવીર સભામાંથી ઉઠી ઘોડાહારમાં ગયા. તેઓ જે ઘોડી ઉપર બેસતાં તેજ ઘોડી પાસે ગયા.

ઘોડીની લગામ હાથમાં લીધી અને કહેવા લાગ્યા કે બોલ તારે કૈવલધામમાં આવવું છે ? તેં બહુ મારી સેવા કરી છે. મારો વિચાર તને મૃત્યુલોકમાંથી છોડાવવાનો છે તરત જ ઘોડીએ માથુ નમાવી. સંજ્ઞા કરી એટલે મહર્ષિ રઘુવીરે ખીલેથી છૂટી કરી. ઘોડી ચાલી ભગવાન કરૂણાસાગરની મૂર્તિ પધરાવેલી હતી, તે દરવાજાની સન્મુખ જઈને ઉભી ને આગલા પગ નમાવી વંદન કર્યું. પછી ઘોડીમાં થોડીક ધ્રૂજારી આવી એટલે તરત જ ઘોડીનો પ્રાણ આત્મા પરલોક કૈવલધામે ગયો આ દેખાવ જોઈ સંત હરિભક્તો વિસ્મય પામ્યા અને બીજે દિવસે સંવત ૧૯૫૬ જેઠ સુદ એકાદશીના દિવસે મહર્ષિ રઘુવીર પણ કૈવલધામે સિધાવ્યા. સર્વે કહેવા લાગ્યા કે અહો ! ધન્ય ભાગ્ય છે. અમારા અને ગામ ઉમરા નિવાસી હરિભક્તોના કે પ્રગટ પ્રભુ જેવા એક તપસ્વીના અંતિમ દર્શનનો લાભ મળે છે.

## મહાન તપસ્વી રઘુરામ મહારાજના આશિષ વચનો

(૧) ઉમરા ગામે હીમ પડશે નહિ;

(૨) ધાડ પડશે નહિ;

(૩) વાંદરાની વસ્તી થશે નહિ અને થશે તો ટકશે નહિ.

(૪) ઉમરા ગામમાં પ્લેગનો રોગ થશે નહિ;

(૫) ફૂલવાડીઓ ખીલતી રહેશે; આજે પણ એમના વચનની સિદ્ધિઓ અમર છે.



# ધર્મધુરંધર મહર્ષિ નરવેદસાગર મહારાજ - સારસા

તાપેશ્વર સિર્ગુણ નિર્ગુણને જાણનારા સર્વજ્ઞાનીઓના શિરોમણી મહાત્મા નરવેદસાગર ગુજરાતના રહીશ હતાં. તેઓ સમસ્ત સૃષ્ટિના સર્જનહાર કૈવલ કર્તાના અતિ દિવ્ય આલૌકિક જ્ઞાન માર્ગના હિમાયતી હતાં. સત્ય સાગરમાં ડૂબકી મારનારા અને સાધુ સમૂહના ભૂષણરૂપ હતાં. વળી તેઓ ધર્મ જીજ્ઞાસુજનોના ચિત પારખીને સત્ય માર્ગ દર્શાવનાર હતાં. આધ્યાત્મિક પુરૂષોમાં અગ્રણ્ય હતાં. ને તત્વવેત્તા પુરૂષોના અધિનાયક હતાં. તેઓ કૈવલ ધર્મનું રહસ્ય સમજવામાં અદ્વિતીય અને તત્વજ્ઞાનની ઝળહળતી પ્રતિમા રૂપ હતાં. એમના ઉન્નત જીવનની સાબીતીઓ જીજ્ઞાસુ જીવોને વારંવાર મળ્યા કરતી હતી. ઉપવાસ અને જાગરણનું સેવન કરીને તેમણે અલૌકિક સાધના કરી હતી. તત્વજ્ઞાનના સુક્ષ્મ વિચારો સમજાવવામાં તેઓ એ સમયે અદ્વિતીય ગણાતાં હતાં. પંડિતો પણ કહેતાં હતાં પંચમ શ્વસંવેદના તેઓ મહાન વક્તા છે. તેમની જ્ઞાન વક્તવ્યની શક્તિ આગળ ભારત વર્ષના કોઈપણ પંડિત કે શાસ્ત્રવેતા ટકી શકતા નહિ.

મહર્ષિ નરવેદસાગર ભગવાન કરૂણાસાગરના શિષ્ય હતાં. તેઓ પવિત્ર જીવન ગાળનાર તીવ્ર વૈરાગી હતાં. તેઓએ સુરકુવા નામના ગામમાં એક મંદિર બાંધેલું છે. અને તે મંદિરના સ્થળ નીચે એક ગુફા ખોદાવી (ચુનાથી પાકી કરાવેલી) અને તેની અંદર રોજ કૈવલ કર્તાનું ભજન કરવા ધ્યાન ધરવા (સમાધીમાં) બેસી રહેતાં. મહા ત્યાગના એકેશ્વરવાદી નરવેદસાગરે ઘણાં વર્ષો તપશ્ચર્યા કરીને જ્યારે જ્યારે તેઓ ગુફાની બહાર આવતાં ત્યારે ત્યાં હરિભક્તોની ભારે ભીડ થતી અને તેમના દર્શન માટે ઘણાં જનો આતુર રહેતાં હતાં. લોકો તેમને ચમત્કારી અને અવતારી પુરુષ છે એમ કહેતાં.

એક વખત વરંડો (કોટ) કરવા પાયો ખોદાતો હતો. ત્યારે તે પાયાના મધ્યભાગે સરગવાનો નાનો છોડ ઉગેલો હતો. ખોદનારાઓએ કાઢી નાખવાનો વિચાર કર્યો તેવામાં મહર્ષિ નરવેદસાગર આવી ચઢયા અને તે છોડ ખોદી નાખવા ના પાડી અને એક ભગતને કહ્યું કે આ છોડવો તમારા ખેતરે લઈ જાઓ અને રોપીદો આ ટાઈમ એવો છે કે આ સરગવે બારેમાસ સીંગ થશે એટલે કોઈપણ માસ અગર કોઈપણ દિવસે જ્યારે જોશો ત્યારે સીંગો મળશે આ પ્રમાણે મહર્ષિ નરવેદસાગરે વચન કહેલું અત્યારે તે વૃક્ષ છે અને બારેમાસ સીંગો આવે છે.

મહર્ષિ નરવેદસાગર કાયમપંથ ધર્મની વૃધ્ધિ કરવામાં અને ગુરુ પ્રાર્થનાઓ કરવામાં અદ્વિતીય હતાં. તેઓ ગુરુ લક્ષાર્થેથી કદીપણ ભિન્ન પડતા નહિ. અહો રાત્રિ ગુરુ સ્તવનમાં મશગુલ રહેતા હતાં. ગુરુ શબ્દના ભાવાર્થમાં એટલા તો કુશળ હતા કે જેમનું વર્ણન કરવું મુશ્કેલ છે.

સદર ગામના એક વૃધ્ધ પુરૂષ પાસેથી સાંભળવામાં આવ્યું છે કે એક વખત મહર્ષિ નરવેદસાગર મંગળમય ગુરુની ગીતથી (ભજન) પ્રાર્થના કરતાં હતાં. તે વખતે એક પંડિત મહાદેવની પૂજા કરવા જતો હતો. રસ્તામાં જ મહર્ષિનું મંદિર હતું. દિવસના દશ વાગ્યાનો ટાઈમ હતો. આ ગામે એક કાયમપંથના મહા જ્ઞાનના પ્રતાપી પુરૂષ છે એમ પહેલેથી એ જાણતો હોવાથી મંદિરના અંદર દર્શન કરવા ગયો. ત્યારે મહર્ષિ નરવેદસાગર મહારાજ નીચે પ્રમાણે ભગવાન કરૂણાસાગરની પ્રાર્થના કરવા બેઠા હતાં.



પરમગુરુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક
પૂ. શ્રી નરવેદસાગર ઉર્ફે નારણદાસજી મહારાજ

॥श्री परमगुरुभ्यो नमः॥श्री गणेशायनमः॥श्रीसारदाय
नमः॥श्रीमत्करुणासागरमाहाराजनकृग्रंथअघादबोध
दीपसमुद्रस्य प्रारंभः॥अथ मंगलाचरण॥छपेछंद॥
ॐपुर्णमपरणांमधांमजीनुसकलपरापर॥सरलज्ञाह्
कीसकलव्यक्तब्रह्मांडसकलधर॥१॥जेजेकेवलनाथसन
तनसर्वेकरतारंन॥अखीलानंदअवीनासविलासीकविवी
धीवधारंन॥२॥लोकचतुरदशछंदफुंदफनकरनअधा
रंन॥वीवीधीभात्यगुणग्रंदवुंदवीरुअलगउदारंन॥३॥
अगणीतइंडकटाक्षपाक्षवस्तुतमपदपरम॥अलगास
लगएकताअभ्यासकोकुज्ञांनेनमरम॥४॥हंसनीदासंन
धांमधणीतुमपुरसपुयातंन॥नमोनमोनीरवांणप्राण
पतस्सचरसमासंन॥५॥प्रकृतीवीतुधंनपुरसपलक
मिसलकउपासक॥अांन्यधांमपतीदेवजुगलस्कीतंन
आसक॥६॥तवदेवनंकंदेवसकलसीरहोतुमकेवल
साक्षीवतसुतसलगप्रोढपदपुरसएकलमल॥७॥ज्यंक
रुणमयंकंथगरनंतमथप्राद्यपरापर॥हंसरूपअस्तुतकु
वरनीजग्रंथकरनसर॥८॥दोहा॥मंगलाचरणप्रथमराही

પ.શ્રી નરવેદ સાગર મહારાજ રચિત
સિધ્ધાંતબાવની ગ્રંથની હસ્તલિપી

ભગવાન કરૂણાસાગરની પ્રાર્થના

સોહમ સદ્દગુરુ દેવ, દેવાધિદેવ દયાલમ ॥
મહા મંગલમય મુરત, સુરત સુખરૂપ રસાલમ્ ॥ ૧ ॥
દિવ્ય તનુ ઘનશ્યામ હામ, હદ સબહી પેલાયત ॥
પ્રસિધ્ધ પ્રૌઢ પતિ મહાદ્દ, અંશ સબ તાંહી મેલાયત ॥ ૨ ॥
એસેહી પરમગુરુ મહાદ, શાંત સદરૂપ અનોપમ ॥
સક્ત અંશ સેવિત, વિભૂતિ કરન નિરૂપમ ॥ ૩ ॥
સોડષ ચિન્હ સંજુક્ત, તનુધર તેજ અપરબલ ॥
વિભૂતિ સોલ સંજુક્ત, કલાખટદશ જીનુ કલ ॥ ૪ ॥
ઐશ્વર્યજીનું મહાદ, મનોરથ પૂરે મનકા ॥
કરન જુગ જણવેશ, પ્રગટ કીયે જ્ઞાનકા ડંકા ॥ ૫ ॥
ભોવન ત્રીયે ટહંકાર, જ્ઞાન ગમ ગર્જત અદ્દભૂત ॥
**અનંત અંશ વિખરેહું, મીલન પતિ તાય કરન જુથ ॥ ૬ ॥**
ઉપજાવન આનંદ અહંમેવ, કરૂણામય કર્તા ॥
શરણે લઈ સબ અંશ, અનંત જન્મ અઘ હરતાં ॥ ૭ ॥
કીયે નિરમલ તનુ અંશ, વંશમે તાય મેલાયત ॥
અંશ કેતુ ન્હેઃ કરમ કર્મ, સબ તાય છોડાયતઃ ॥ ૮ ॥
એસે પરમગુરુ પ્રગટ, સજ્જન સુખ કાજ તનુધર ॥
શ્રીમંત કુવેર સર્વજ્ઞ, ગતિ પસરેહું અચરાચર ॥ ૯ ॥
જાહાં જાહાં પરમગુરુ પ્રગટ, સમીપ નારણ નિજદાસા;
જગજ્જુગમાં જણવીત, કરન વિજ્ઞાન પ્રકાશા ॥ ૧૦ ॥

ઉપર પ્રમાણે સ્તુતિ કરતાં નરવેદસાગરને પંડિતે જોયા અને સ્તુતિ સાંભળીને પંડિત દીંગ થઈ ગયો અને કહેવા લાગ્યો કે આ અકળ ગહન જ્ઞાનધારી અલૌકિક પુરુષ એવા કોણ છે ? ત્યારે મહર્ષિ નરવેદસાગરે પંડિતને ...સો કર્યો કે ભાઈ તે પુરૂષને ઓળખનાર મૃત્યુલોકમાં માણસો થોડા છે. તો પણ તમો વિદ્વાન હોવાથી કહુ છું ...ભળો. સારસા કરીને એક ગામ આવેલું છે અને તે અહીંથી બાર માઈલના અંતરે છે. સદર ગામે ...ભીડભંજન ભગવાન કરૂણાસાગરનો અવતાર થયેલો છે એને અવતાર ધારણ કરવાનું કારણ એટલું જ છે કે ...ાનના મહાન તત્વો જે વેદ શાસ્ત્રોના અંધકારની પાછળ ઢંકાઈ રહેલા તેને જાહેર કરવા જગતમાં અવતરેલા છે. બીજું તે નિજ દિવ્ય દેહધારી ભગવાન કરૂણાસાગરે સમસ્ત બ્રહ્માંડના દેવદાનવ અગર માનવના ઉપર ઘણાં કાળથી આવી પડેલો અંધકાર દુર કરવા અને તે સાથે ખરા ઈશ્વરને ઓળખાવવા પંચમવેદ મહાનિધિ ગ્રંથ રચેલો

છે. જેમાં રજથી લઈ બ્રહ્માંડ સુધીના તમામ તત્વોના જ્ઞાનનો વિસ્તાર કરી જગતના પામર જીવોને નવું જીવન બક્ષીસ કરેલું. વળી તેઓ જન્મ રહીત હોઈ ચૌદેલોક, સાતદ્વિપ, નવખંડના જીવોને જ્ઞાન બોધ આપતા આપતાં સારસા ગામે પધારેલા છે. તે અલૌકિક પુરૂષનું વર્ણન મારી જીભ્યાએ થવું મુશ્કેલ છે. તો પણ એટલું તો કહીશ કે ભારત વર્ષમાં તેમના જેવા જ્ઞાની હંસ કોઈ થયા નથી, થવાના નથી, અને થશે પણ નહિ. હે પંડિતજી ! જેમ સુર્યનો ઉદય થતાં બ્રહ્માંડની દશે દિશાનો અંધકાર નષ્ટ થાય છે. તેવી જ રીતે તે દિવ્ય દેહધારી પુરૂષ છે કે જેનું વર્ણન હું કરૂ છું. જેના અનંત અને સારા સંસ્કારો હોય તેજ મનુષ્ય મોટી ગતિવાળા ગુરુની પાસે જઈ જ્ઞાન બોધનો લાભ મેળવી શકે છે. તે સિવાયના ચર્મ ચક્ષુથી જોનારાઓ તેમજ માયાની લાલચોમાં ફસાઈ રહેલાઓ અધમ કર્મના અજ્ઞાની મુઢ મતિના જીવો પોતાના ઘરે આવેલા ભગવાનને ઓળખી શકતાં નથી. હે પંડિતજી સ્ફાટીક મણીથી વધારે ચળકતું શરીર ચંદ્રના જેવી ક્રાંતીવાળુ દિવ્ય મુખાર્વિંદવાળા અગમ્ય અગોચર અમાપ પ્રૌઢ પ્રતાપી તેમજ સમસ્ત બ્રહ્માંડના જ્ઞાનધારી કેવલ કર્તાના હજુરી જ્ઞાન ભાનું પ્રકાશક ભગવાન કરૂણાસાગર કુવેર સ્વામી સારસા ગામે અવતરેલા છે. હે પંડિત ! તમો ત્યાં જાઓ અને મનના કોડ પુરા કરો.

પંડિતજી જ્ઞાનમાં તરબોળ થયા અને સમજ્યા. જેથી તરત ઉઠયા. તેઓ જે કામને માટે નીકળેલા તે કામ વિસારે નાખ્યું. અને પ્રેમના આવેશમાં સાંભળેલા જ્ઞાન તત્વોનો વિચાર કરતાં કરતાં સારસા પહોચ્યા તે વખતે દિવ્ય દેહધારી ભગવાનને શ્રોતા વર્ગની સભામાં જ્ઞાનબોધ આપતાં પંડિતજીએ જોયાં. જોતાંની વારમાં જ અલૌકિક પુરૂષનું દર્શન થયું. એમ તેને સમજાયું, ગળગળા થઈ ગદ્ગદ્ કંઠે સ્તુતિ કરતાં ગુરુના ચરણમાં પડયા અને જ્ઞાનની માંગણી કરી, વળી જે જે પ્રશ્નો પંડિતજીએ કર્યા તે તે પ્રશ્નોનો ઉત્તર આપી પંડિતના મનનું સર્વ પ્રકારે સમાધાન કરી બતલાવ્યું અને તે ઉપરાંત કૈવલ કર્તાના જ્ઞાનનું અથાહપણું કહેલું અને કેવી રીતે છે. તે પણ સમજાવ્યું. પછી પંડિતજીએ ગુરુ ઉપદેશ લીધો. ત્યારબાદ તેઓએ પંચમ સુક્ષ્મવેદના જ્ઞાનનો અભ્યાસ કર્યો. એથી તેમને મહદ્ જ્ઞાન થયું જેથી તેઓ કૈવલ કર્તાનું મૂળ સ્વરૂપ સમજાવવામાં મહાન હિમાયતી થયા.

પંડિતજી પંચમવેદ જ્ઞાનના જ્ઞાની થયા, બાદ જગતનાં જીવોને પણ કહેતા હતાં કે ગુરુની ગતિ અપાર છે. વળી આદ્ય, મધ્ય અને અંતમાં તારણ તરણ કરૂણાસાગર ભગવાન સિવાય કોઈ છે જ નહિ. તેમજ ચૌદલોકમાં અને સંસારમાં સર્વ શ્રેષ્ઠ ગુરુપદ છે. અને તેઓ સમસ્ત બ્રહ્માંડના જીવોને કર્મકાંડરૂપી બંધનોમાંથી મુક્ત કરાવનાર ગુરુ સિવાય બીજુ કોણ હોઈ શકે તેમ છે. દયાનિધિ ગુરુની દયાનો અંત આવી શકે તેમ નથી. દયા અનેક પ્રકારની હોય છે. પણ તે દયાતો અંતવાળી અને ક્ષણિક સુખ આપવાવાળી છે અને ગુરુની દયા તો અનંત કલ્પથી વિખુટા પડેલા જીવોને જ્ઞાન બોધ આપી અનેક પ્રકારે સમજાવી કેવલધામમાં હંમેશને માટે લઈ જઈ ત્યાં વસે છે. એ દયા એનું નામ જ દયા. જે જીવ ઉપર દયા કરીએ અને તે દુઃખથી છુટી ન જાય તો, તે દયા જ શાનિ, માટે હે કાયમ પંથીઓ પરમગુરુની અપાર દયા આપણાં ઉપર છે અને તેમનાં થઈ રહીશું તો જરૂરથી ગુરુવર્ય આપણાં ઉપર દયા બક્ષીસ કરશે.

ઉપર પ્રમાણે પંડિતજીએ ગુરુ મહાત્મ્યનું ઘણું જ્ઞાન જગતના જીવોને આપ્યું અને ગુરુનું સ્વરૂપ ઓળખાવવા

ઘણી મહેનત લીધેલી. આવી રીતે પંડિતજી જ્ઞાન બોધમાં મસ્ત રહીને જ્ઞાનના તરસ્યા આવેલા જીવોને સારી રીતે સમજાવતાં જીંદગી ગુજારી.

એક વખત મહર્ષિ નરવેદસાગર પોતાના આશ્રમની બાજુ ઉપર આવેલા બગીચામાં એક આંકોલ વૃક્ષનું ઝાડ હતું. ત્યાં આસન નાખી બેઠા હતાં. અને સંત હરિજનોને કેવલ કર્તાના જ્ઞાન તત્વોનું વ્યાખ્યાન કરી સમજાવતાં હતાં. અને શ્રોતાવર્ગ એક ચિત્તથી તેનું શ્રવણ કરતાં હતાં. તે વખતે આંકોલ વૃક્ષના ફળ ઉપર ગરતા હતાં તે ઝાડના ફળ પશુ-પક્ષી, માનવના ઉપયોગી નહિ હોવાથી તે ઝાડ સાધુઓએ કાપી નાખવા મહર્ષિને આગ્રહ કર્યો. ત્યારે મહર્ષિએ ઉંચુ જોઈ ગુરુવર્યની પ્રાર્થના કરી. બાદ ઝાડને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે હે આંકોલ હવે ફળને જન્મ આપીશ નહિ. સંસારની વાસના છોડી દે જે અને આશ્રમમાં આવેલા સાધુઓના માફક ત્યાગી થજે. એમ કહી સાધુ અને હરિજનોને કહેવા લાગ્યા કે હવેથી આ ઝાડને કાપશો નહિ. ફળ આવશે નહિ પણ મોગરાના જેવા સુવાસવાળા અનંત ફુલ તે હંમેશા આપશે આ પ્રમાણે મહર્ષિ નરવેદસાગરે વચન કહ્યું ત્યારથી ફળ આવતાં બંધ થયા અને ફુલ આવવા લાગ્યા.

સદર ઝાડ આજ સુધી હતું. પણ છેલ્લા બે વરસથી નષ્ટ થયું છે. આમ થવાનું કારણ અત્યારના વ્યવસ્થાપકોની બે કાળજી છે. મહર્ષિ નરવેદસાગર ઘણાં જ પ્રતાપી હતા. તેમનું જીવન જ્ઞાનથી ભરેલું અલૌકિક હતું. તેમનો જ્ઞાન પ્રભાવ એટલો બધો તો ખીલી ઉઠયો હતો કે મોટા મોટા વિદ્વાન પંડિતો મુક્ત કંઠે તેમની પ્રસંશા કરતાં. એક વખત મહર્ષિના હૃદયમાં ગુરુધર્મની સ્થાપના કરવાનો વિચાર થયો. પણ આજુબાજુના સંજોગો વિપરીત હતાં. જેથી ફળીભૂત થયા નહિ. એક દિવસ પોતાના હૃદયમાં ધ્યાનપૂર્વક વિચાર કરતા હતાં. તેમ કરતાં તેમને નિંદ્રા આવી ગઈ. તે વખતે એકાએક અલૌકિક દિવ્ય દેહધારી પ્રતાપી ઝળહળતી જ્યોત સમાં પરમ પ્રકાશ આપતાં ગુરુની મૂર્તિ ઉભી છે એવુ જોયું તરત જ માથું નમાવ્યું. પ્રાર્થના કરી એટલે દિવ્ય મૂર્તિએ બે હાથ ઊંચા કરી આશિર્વાદ આપ્યો. ત્યારે મહર્ષિ નરવેદસાગરે ગુરુવર્યની સ્તુતિ કરી તેમની સહાય માગી. મને ધર્મ સ્થાપના કરવામાં મદદ આપો એમ કહી માથુ નીચુ નમાવી ગુરુપદમાં મૂક્યું એટલે દિવ્ય મૂર્તિ તથાસ્તુ કહી અદ્દશ્ય થઈ ગઈ. ત્યાર બાદ મહર્ષિ સૂતા નહિ અને વિચારોની ગડમથલ કરતાં સવાર થયું એટલે સેવા આદિથી કર્મથી પરવારી શિષ્ય મંડળને ભેગુ કરી કહેવા લાગ્યા કે મને ગુરુનો ધર્મ સ્થાપવા હુકમ થયો છે. માટે સંતજનો ! એક ચિતે ગુરુમૂર્તિ પધરાવવાની જગ્યાએ તમે દરેક જનોએ એક એક લક્ષ મંત્રનું ધ્યાન ધરવું જ. સાધુઓએ તે પ્રમાણે કર્યું ત્યાર બાદ મહર્ષિ નરવેદસાગરે મૂર્તિ પધરાવવાનો દિવસ નક્કી કર્યો. તે દિવસે કાયમપંથના તમામ સંત હરિજનોને આવવા આમંત્રણો લખી મોકલ્યા. નિશ્ચિત કરેલા દિવસે સર્વ હરિજન મંડળ ભેગું થયું અને ભગવાન કરૂણાસાગરનું ભજન અને કિર્તનના ગુણાર્વિંદ ગાવાના શરૂ કર્યા. તેમજ વિધ વિધ પ્રકારના આનંદથી કેવલ કર્તાના જ્ઞાનનો રસ રેલાવા લાગ્યો. તે આનંદરસ એટલો તો ઉભરાઈ ઉઠયો હતો. કે જેના આગળ સ્વર્ગનું સુખ પણ કોણ માત્ર છે.

બીજી બાજુ ભગવાન કરૂણાસાગર ધર્મોપદેશ કરવા ડેરાતંબુ સાથે નીકળેલા અને તેઓ ફરતાં ફરતાં અને

કેવલ જ્ઞાન આપતાં આપતાં પેટલાદ પાસે આવેલા રૂપીયાપુરા ગામમાં મુકામ કરેલો અને ત્યાં જ્ઞાનબોધ સભા કરી શ્રોતા વર્ગને સમજાવતાં હતાં.

સુરકુવામાં ભગવાનની મૂર્તિ પધરાવવા માટે મહર્ષિ નરવેદસાગર અને બીજા કેટલાંક સંત હરિજનો ભગવાન કરૂણાસાગરને તેડવા સારૂ રૂપીયાપુરા ગામે ભગવાન પાસે આવી પહોંચ્યાં. વંદન પ્રાર્થના કરી મસ્તક નમાવી ચરણમાં પડયા. એટલે ગુરુવરે શુભ સમાચાર પુછયા અને બેસવા કહ્યું એટલે મહર્ષિ નરવેદસાગરે તેડવા આવવા વિષેના સર્વ સમાચાર કહી સંભળાવ્યા. ભગવાને હા પાડી કે તરત જ હા પાડીને ગાડી જોડાવી ભગવાન તેમાં બેઠા. ગાડીવાને ગાડી હાંકી તે પ્રસંગે ભગવાન કરૂણાસાગરના સઘળા શિષ્યો ગાડીની આજુબાજુ ફરી વળ્યા. અને ભગવાનને ત્યાં નજવા ઘણો આગ્રહ કર્યો તથા કાલાવાલા કરવામાં પણ કાંઈ બાકી રાખી નહિ. તો પણ ભગવાને તે ધ્યાનમાં ન લેતા ગાડી હાંકવા ગાડીવાનને હુકમ કર્યો. એટલે સંત મહાપુરુષો ગાડી જવાના માર્ગમાં એક પાછળ એક એમ સર્વ સૂઈ ગયા. અને કહેવા લાગ્યા કે બાપુ, હમારા ઉપર થઈને ગાડીને લઈ જાઓ. તે વખતે ભગવાન પાસે ૩૦૦ (ત્રણસો) સાધુ પુરૂષો હતાં. આ બધાઓનો અત્યંત આગ્રહ જોઈ ગાડીને અટકાવી, આમ કરવાનું કારણ ભગવાન પુછતાં, સંત મંડળે મૂર્તિ નહિ પધરાવવા બાપજીશ્રીને આગ્રહ કરતાં હતાં કે હે બાપુ ! આપણાં એકેશ્વર જ્ઞાનવાદને મૂર્તિ પધરાવવાથી હાનિ પહોંચશે. કારણ આપણો ધર્મ ચાલતાં આવેલા ધર્મ જેવો નથી. ઓ બાપુ ! ક્યાં કેવલ કર્તાના અખંડ જ્ઞાનની ધારા અને ક્યાં મૂર્તિ ઉપાસના. એ ધર્મ મૂર્તિ પુજકોનો છે. અને તે આ દુનિયામાં પરંપરાથી ચાલતો આવ્યો છે. તેમ છતાં તે કર્મકાંડનો ચુંથારો આપણાં કેવલકર્તાના અંખંડ જ્ઞાનમાં ઘુસી જશે તો કાયમપંથ ધર્મને ભારે હાનિ પહોંચશે. અને ભવિષ્યમાં થનારા સંત મહાપુરુષો મૂર્તિને નામે રોટલા ખાઈ તાગડધીના કરશે. એટલું જ નહિ પણ સર્વથી શ્રેષ્ઠ ઓળખાતા પદને ઝાંખ લાગવાનો વખત આવી પહોંચશે. વળી ક્યાં સહેજ શૂન્ય સમાધી અને ક્યાં મૂર્તિની ભાંજગડ. બાપજી ! આપણાં અખંડ જ્ઞાનમાં મૂર્તિપૂજારૂપી કર્મકાંડ કચરાનો સેળભેળ કરવા હુકમ ! આવી રીતે ઘણું કરગર્યા અને ધર્મને માટે આ કામ કરવાનું છાજતું નથી. એમ કહ્યુ એટલે ભગવાન તરત પાછા ફર્યા. તેડવા આવેલા મહર્ષિ નરવેદસાગર નિરાશ થઈ સુરકુવાના મંદીરમાં આવ્યા.

ભગવાન કરૂણાસાગરનો મત મૂર્તિ પધરાવવાનો હતો નહિ. તો પણ એક વિચારે કંઈ પણ ઉતર આપ્યો નહિ. તેનું કારણ એવું હતું કે જગતના જીવો જીવ બુધ્ધિના છે અને તેને સદ્‌ગુરુ તરફ વાળવાની ખાતર ગુરુ ઉપાસનાની જરૂર છે. તેમજ બ્રહ્માંડના ખરા તત્વો ઓળખવાની ઈચ્છા કરનારે ગુરુધર્મ જાણવો જ જોઈએ. કારણ શિષ્ય કસોટીએ ચઢવાથી અધિકારી થાય છે. અને અધિકારી થવાથી જ્ઞાન થાય છે. જ્ઞાન થવાથી ગુરુનું ખરૂ સ્વરૂપ સમજે છે અને તે ગુરુનું જ્યારે ખરૂં સ્વરૂપ સમજે છે. ત્યારે જ તેઓ અંશ ગતિને ઓળખી શકે છે જેથી ગુરુ ઉપાસનાની જરૂર છે. તો ગુરુ મૂર્તિ હોવી જ જોઈએ કારણકે કલ્યાણ ગુરુ મૂર્તિથી જ થયું છે. આ મૂર્તિ કંઈ પરમેશ્વરની કહેવાય નહિ. કારણ પરમેશ્વર અદ્રશ્ય છે અને ગુરુ દ્રશ્ય છે. પરમેશ્વરને દ્રષ્ટિથી જોઈ શકાય નહિ પણ ગુરુની મૂર્તિને તો દ્રષ્ટિથી જોઈ શકાય છે. અનંત અને અપાર જે કેવલકર્તા છે. તે તો અમાપ છે. તે

અમાપને જણાવનાર અગર ઓળખાવનાર શ્રી પરમગુરુ શરીર ધરી આવેલા છે. જેથી શિષ્યોએ ગુરુ ઉપાસનાનું સ્થાપન કરવું જ જોઈએ. એમ કહી સર્વના મનનું સમાધાન કર્યું અને ભગવાન રૂપીયાપુરા મુકામે રહ્યા. સુરકુવામાં નરવેદસાગર પ્રતિષ્ઠા આદિ હોમ કર્મ માટે હવિ વિગેરે સામગ્રી એકઠી કરવા લાગ્યાં. યજ્ઞકુંડનો આરંભ કરી જવ, તલ, ધાન્ય, ધૃત વગેરે દ્રવ્યોનો હોમ ચાલુ થયો અને વરૂણીની જગ્યાએ મહાન વિદ્વાન સંત મહાપુરુષો બેસી ગયા અને પંચમવેદ લક્ષ મંત્રથી આહુતિઓ આપવા લાગ્યા. વરૂણીમાં બેસનાર સંત મહાપુરુષો એટલા તો જ્ઞાનમાં બળવાન હતા કે તુરીયા અવસ્થામાં પહોંચેલા યોગીરાજો કે જેઓ પર શરીરમાં પ્રવેશ કરી શકે છે. તેનાથી વધારે વિદ્વતા અને જ્ઞાનના અદ્રશ્ય તત્વોથી ભરેલા સંત મંડળના મહાત્યાગી સાધુઓ હતાં. તેવાં સંતજનોએ આહુતીનું કામ પુરૂ કર્યું. ત્યાર બાદ મૂર્તિ પ્રતિષ્ઠા કરવાનો વખત આવ્યો. તે વખતે રૂપીયાપુરા મુકામે ભગવાન એક ઘરના ઓરડામાં બારણા બંધ કરી અંદર બેસી કૈવલકર્તાનું ધ્યાન ધરવા લાગ્યા. તેમણે પોતાના બે સ્વરૂપ ધારણ કર્યા. તે પૈકી એક સ્વરૂપ ઓરડામાં ધ્યાનસ્ત રહ્યું. અને બીજા સ્વરૂપે સુરકુવા મંદિરમાં પ્રગટ થયા એટલે સંત અને હરિજનોને અને મહર્ષિ નરવેદસાગરના આનંદનો પાર રહ્યો નહિ. હર્ષઘેલા સંત વૃંદજનોએ પ્રતિષ્ઠાની જગ્યાએ ગુરુ પધરાવી પુજા કરી.

ભગવાન કરૂણાસાગર એક સ્વરૂપે અદ્રશ્યરૂપે મૂર્તિમાં ઓતપ્રોત પ્રેરાઈ ગયા. અને બીજા સ્વરૂપે બનતા બનાવ જોવા લાગ્યા. બાદ સંત વીર પુરુષોએ કૈવલજ્ઞાન સ્વરૂપે થઈ નિજાનંદ સ્વરૂપમાં આવી લક્ષાર્થે ઓહંગ સોહંગ દ્વારા મંત્રની પ્રાણ પ્રતિષ્ઠા કરી. સ્થિર ચિત્તના સેંકડો યોગીજનોએ અંતિમ લક્ષ યોગ દ્વારાએ પ્રવેશાઈ પ્રાણનું આવાહન કર્યું. ત્યારબાદ પુષ્પ આદિ દ્રવ્યોથી પૂજા કરી અને તેવી રીતે મૂર્તિ પ્રતિષ્ઠાનું સર્વકામ પરવારી આરતી ઉતારી "ૐ પ્રથમ" નામનું મંગલાચરણ સર્વ સતમંડળે હાથ જોડી ગાઈ તે વખતનો દેખાવ અગર તેનું વર્ણન કરવું તેમજ કહી બતલાવવાની શક્તિ આ લેખકમાં છે જ નહિ.

મૂર્તિ પ્રતિષ્ઠાનું કામ પૂર્ણ થયું એટલે ભગવાન કરૂણાસાગર અદ્રશ્ય થઈ રૂપીયાપુરા મુકામે ગયા. રૂપીયાપૂરામાં તે વખતે મંદિર હતું. અને અત્યારે પણ છે. હવે ઓરડો બંધ કરી ભગવાન કૈવલકર્તાનું ધ્યાન ધરવા બેઠેલા તે સાંજ પડવા આવી તો પણ બારણું ઉઘાડી બહાર આવ્યા નહિ. એથી બહારના સાધુઓ ઘણું કલ્પાંત કરવા લાગ્યા અને માંહે માંહે વિચારતા હતાં કે ભગવાન બારણું કેમ ઉઘાડતા નથી. શું બાપુને ખોટું લાગ્યું હશે ? એમ ઘણાંએ કાલાવાલા મંદિરના બારણા પાસે જઈને કરવા લાગ્યા. એમ કરતાં સાંજ પડી એટલે બારણું ઉઘાડયું. સુરકુવા મુકામે મૂર્તિ ઉપર જે ચંદન પુષ્પ છાંટવામાં આવ્યા હતાં. તે તમામ પુજાના દ્રવ્યો બાપુના શરીર ઉપર પડેલા જોયા. એથી સાધુઓ તથા હરિજનો આશ્ચર્ય પામ્યા. અને કહેવા લાગ્યા કે ભગવાન આ શરીરને કોણે ખરડયું ? અને આટલા બધા ચંદન પુષ્પો કોણે ચડાવ્યા છે. ત્યારે ભગવાન બોલ્યા કે આ બધું ચંદન પુષ્પ નરવેદ અને તેમના ચેલાઓએ મારા શરીર ઉપર નાખ્યું છે. અને સુરકુવામાં બનેલી સઘળી હકીકત કહી બતલાવી એથી સર્વે ભક્તોમાં આશ્ચર્યનો વધારો થયો અને ગદ્ગદ્ કંઠે થઈ ભગવાનને નમી પડયા અને કરેલા ગુનાની માફી માગવા લાગ્યા.

કહેવાય છે કે એક વખત એક દર્દી રોગથી સખ્ત પીડાતો હતો. તેને ત્યાં મહર્ષિ ગયેલા. રોગીએ દવા માગી ત્યારે મહર્ષિ બોલ્યા કે તમો કેવલ કર્તાનું ભજન કરો. એમ કહી મહર્ષિ એકાંત જગા પર કેવલ ધણીનું ધ્યાન ધરી બેસી ગયા. કહેવાય છે કે મહર્ષિ ધ્યાનમાંથી ઉઠયા ત્યારે રોગી નિરોગી થયેલો જોયો. તે રોગી ઘણો જ ખૂશ થઈ મહર્ષિને ઘણું ધન આપવા લાગ્યો, પણ તેમણે તે લીધુ નહિ. અને તરત જ ત્યાંથી ચાલી નીકળ્યા. એક શિષ્ય માર્ગે જતા બોલી ઉઠયોને કહેવા લાગ્યો કે હે ગુરુવર્ય આપે ધન શા માટે લીધું નહિ. એટલે મહર્ષિ નરવેદસાગરે તેના માથા ઉપર હાથ ફેરવ્યો. કહેવાય છે કે તેને દિવ્ય નેત્ર થયા. અને આખા જગતમાં તેને સંપૂર્ણ સોનું દેખાયું, શિષ્ય શરમાઈ ગયો ને પોતાના પ્રભાવશાળી ગુરુવરને દંડવત પ્રણામ કર્યા. એટલે મહર્ષિ કહેવા લાગ્યા કે પરમાત્મા પર, પરમેશ્વર કેવલકર્તા છે. તેનું તું ધ્યાન ધર અને જેનો કેવલ ધણી સાથે થોડો પણ સંગ થયો હોય તો તે મૃતલોકના પદાર્થોના ગુલામો તરફથી કંઈ પણ આશા રાખતો નથી.

મહર્ષિ કેવલ ધણીનું સંગીત ગીત અગર જ્ઞાન સાંભળતા ત્યારે તરત જ ભક્તિ ભાવથી વિહવળ બની જતાં અને એ ભાવનો પ્રવાહ તેમના ચિત્તમાં દિવસોના દિવસો સુધી ચાલતો હતો. એ કારણથી શિયાળાના સખત ઠંડીના દિવસોમાં પણ તેમના શરીરમાંથી પરસેવો છૂટતો હતો અને પહેરેલાં વસ્ત્ર પણ ભિંજાઈ જતા હતાં. તેટલો વખત તેઓ ભોજન કે નિંદ્રા પણ લેતા નહિ.

એક વખત મહર્ષિ એક મકાનમાં બેસી બાહ્યવૃતિને સમેટી લઈ અભ્યાંતર સ્વરૂપમાં લીન થઈ કેવલ કર્તાનું ભજન કરતાં હતાં તેવામાં તે મકાનમાંથી એક લાકડું પડયું અને મહર્ષિના માથામાં વાગવાથી ઘણું લોહી નીકળ્યું કહેવાય છે કે તે લોહીના ટીપે ટીપે કેવલ શબ્દનો ધ્વની નીકળતો હતો મહર્ષિ નરવેદને એક વખતે સર્પદંશ થયો. અને તરત જ તેઓ જમીન પર બેસી પડયા. બેસતાં જ ઓ કેવલ મારૂ કાર્ય પુરૂ થયું હોય તો જરાપણ વાર કરીશ નહિ. એટલું જ બોલતાં તરત જ ઝેર ઉતરી ગયું. અને મહર્ષિ સાવધ થઈ આગળ ચાલતા થયા.

મહર્ષિનું જીવન પૂજ્ય અને પરોપકારીમાં ગુજરતું જોઈ ઘણાં લોકો તેમના શિષ્ય થયા હતાં. અને તેમણે કાયમપંથ ધર્મનો વધારો ઘણો ફેલાવ્યો હતો.

ભગવાન કરૂણાસાગર જ્યારે કેવલ ધામમાં ગયા ત્યારે મહર્ષિ નરવેદને સંત મંડળના મુખ્યાધિકારી તરીકે સારસાની ગાદીએ નીમેલા ત્યારથી મહર્ષિ નરવેદસાગર સારસા મંદિરમાં રહી ધર્મનો ઘણોજ ફેલાવો કર્યો છે એમણે એક જબરજસ્ત દેહેરૂ બનાવી અંદર ભગવાન કરૂણાસાગરને પધરાવ્યા. ઘણાં જ ધર્મના મહત્વના કામો કરી કેવલધામ વાસી થયા.



# મહારાજશ્રી સુખાનંદજી પરમહંસનો પરિચય

સુખાનંદજી મહારાજનો જન્મ ખેડા જિલ્લાના ચાંગા ગામમાં થયો હતો. તેઓશ્રી સોળ વરસની ઉંમરે મહારાજશ્રી દામોદરદાસજી ગુરુ શ્રી નારણદાસજી પાસે દિક્ષા (ભેખ) ધારણ કરી હતી. અને તે દિક્ષા જિ. ખેડા રૂપીયાપુરા ગામે જ્યારે દામોદરદાસજી મહારાજશ્રીનો મુકામ હતો ત્યારે દિક્ષા લીધી હતી. ત્યાર બાદ ઘણાં વર્ષો સુધી મહાન સમર્થ પરમશ્રેષ્ઠ પરમવિશેષ પરમદયાળુ શ્રી પરમગુરુ ભગવાન કરૂણાસાગરના સ્વરચિત હસ્તલેખિત ગ્રંથોનો અભ્યાસ કરવામાં સુખાનંદજીનું ચિત્ત લાગેલું હતું. તે વખતે તેમનું નામ સુખરામદાસ હતું. અને તેઓ દામોદરદાસજી મહારાજ પાસે બે ત્રણ વરસ રહ્યા હતાં, ત્યાર બાદ તેઓ સારસા આવેલ હતાં. અને સારસા આવી ઘણી જ સેવા કરેલી હતી. છતાં પોતાને ગ્રંથોનો વધુ અભ્યાસ કરવાની ઉત્કંઠા જાગ્રત થયેલી હતી. અને સંસ્કૃત ભાષાનો વધુ અભ્યાસ કરવાનો વિચાર વારંવાર થયા કરતો હતો. જેથી તેઓ ત્યાંથી નીકળીને ગામ સુરકુવા જિ. ખેડા આવ્યાં હતાં અને ત્યાં આવીને મહારાજ ઓધવદાસજી ગુરુ શ્રી બળદેવદાસજીની પાસેથી દીક્ષા ધારણ કરી હતી. અને ત્યાં થોડો વખત રહીને સુખાનંદજીને ઓધવદાસજીએ થોડી ઘણી પૈસાની મદદ કરી, જેથી તેઓ કાશીએ સંસ્કૃત ભણવાને માટે ગયા હતાં. અને ત્યાં એક-બે વરસ રહ્યા બદ પાછા ગુજરાતમાં આવ્યા અને આવ્યા બાદ વ્યારા ગયા હતાં. અને ત્યાંથી ગામ માણેકપોર જી. સુરત આવ્યા હતા. અને છીતાબાની પાસે સંસ્કૃત ભણવાને સારૂ નાણાંની માંગણી કરી હતી. જેથી છીતાબાએ પુરતી મદદ કરવાને કહ્યું હતું. અને તેજ વખતે રૂપીયા બસો રોકડા આપ્યા હતાં. અને વિશેષમાં કહ્યું હતું કે, જ્યારે જ્યારે નાણાંની જરૂર જણાય ત્યારે ત્યારે પત્ર લખશો, તો મનીઓર્ડરથી પૈસા મોકલી આપીશું. આ પ્રમાણે છીતાબાએ મહારાજને કહ્યું અને રોકડા પૈસા આપ્યા ત્યારે મહારાજ હરિદ્વાર, રૂષિકેશ, જવાને માટે ઉપડી ગયા. અને ત્યાં જઈને સંન્યાસીઓના મઠમાં જઈ રહ્યા હતાં અને છ માસ અભ્યાસ કરીને મઠના સંચાલકનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. જેથી સંપાદકને તેમની ઉપર સારા પ્રમાણમાં વિશ્વાસ આવેલો હતો. ત્યારબાદ થોડો થોડો મઠનો વહિવટ મઠના સંચાલક સુખાનંદજી મહારાજને સોંપતા હતાં. તેમ કરતાં કરતાં છ માસ વિત્યા બાદ સઘળો મઠનો વહિવટ સુખાનંદજી કરવા લાગ્યા હતં. અને તેમની ઉપર સાધારણ દેખરેખ રાખતાં હતાં. જેથી સુખાનંદ મહારાજને ખોરાકી ખર્ચ અને કપડાં લત્તાનો ખર્ચ આપવો પડતો નહિ, અને અભ્યાસ કરવાની ફીની પણ માફી મળી હતી. હવે વાપર ખરચને માટે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ગામ માણેકપોરથી નાણાં મંગાવતા હતાં. આ પ્રમાણે ચાર પાંચ વરસ હરિદ્વાર, ઋષિકેશમાં રહી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવામાં લઘુ કૌમુદી અને સિદ્ધાંત કૌમુદી અને પાણીનીય ઋષિના વ્યાકરણનો અભ્યાસ સંપૂર્ણ કર્યા બાદ સંચાલકની આજ્ઞા મેળવીને પોતે ગુજરાતમાં પાછા આવ્યા હતાં

અને ત્યારબાદ ઉમરા ગામે ગયા હતાં. અને ત્યાંથી વ્યારા, જી. સુરતમાં ભાવસાર મગનલાલ ભગવાનદાસને ત્યાં રહીને ''કૈવલ જ્ઞાનોદય'' નામનું માસિક સોલપેજી ફર્માનું જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસ સુરતમાં

છપાવવાનું શરૂ કર્યું હતું. અને એક વરસ સુધી છાપવાનું ચાલુ રાખ્યું હતું. ત્યારબાદ સકર્તા ભાષ્ય નામે ગ્રંથ હતો, તેનું ઉપનામ કેવલ પ્રકાશ આપી તેની આવૃત્તિ પહેલી વડોદરાના લક્ષ્મી વિજય પ્રેસમાં છપાવી પ્રસિધ્ધ કર્યો હતો. સંવત ૧૯૭૪માં છાપ્યો હતો.

ત્યારબાદ પાછા ઉમરા ગામે આવી રહેવા લાગ્યા, અને તે ગામના ધાર્મિક શુધ્ધ ભાવવાળા હરિભક્તો (સેવકો) એ પરમહંસ સુખાનંદજીને માટે એક નાનું પર્ણકુટી જેવું સુંદર મંદિર નદીના કિનારે બંધાવી આપ્યું. તે મંદિરમાં રહ્યા પછી તેમણે "પંચમ સુક્ષ્મવેદ" નામના ગ્રંથની આવૃતિ પહેલી સોળ પેજી ફરમાં સાઈઝવાળુ સુરત જૈનાનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં સંવત ૧૯૭૬માં છપાવ્યું. ત્યારબાદ સુક્ષ્મવેદ ઉપનિષદ ગ્રંથ (અચરતસાગર) આવૃત્તિ પહેલી ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદમાં સંવત ૧૯૭૬ માં છપાવ્યો, ત્યાર બાદ "પાખંડનો પરાજય" (અનુભવોદય કૃત) પંચમ શ્વસંવેદ નિરૂપણ જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસ સુરતમાં સંવત ૧૯૭૭ માં છાપ્યું. ઉપરના નામવાળા ત્રણે પુસ્તકોના પ્રકાશક સુખાનંદજીએ ઉમરા ગામે રહી છપાવ્યા હતાં. ત્યારબાદ પરમહંસ સુખાનંજી વડોદરા આવ્યાા હતાં. અને તેઓશ્રીને એક મંદિર બક્ષિસ મળ્યું હતું. જે મંદિર હાલમાં વડોદરામાં ગોય દરવાજા બહાર ભગવાન કરૂણાસાગરનાં મંદિરના નામથી ઓળખાય છે. આ મંદિરમાં રહ્યા બાદ પોતે પરમગુરુનાં ગ્રંથોનો બારીકાઈથી અભ્યાસ કર્યો હતો. તે અરસામાં હરિભક્તોની પુસ્તકોની માંગણી ઘણી વધી જવાથી સંવત ૧૯૭૯માં કેવલ પ્રકાશ ગ્રંથની બીજી આવૃત્તિ છપાવી બહાર પાડી, તે ધી લક્ષ્મી ઈલેક્ટ્રીક પ્રિન્ટીંગ પ્રેસ વડોદરામાં છપાવી બહાર પાડયો હતો. ત્યાર બદ સંવત ૧૯૮૪માં કેવલ પ્રકાશની ત્રીજી આવૃત્તિ ધી લક્ષ્મી ઈલેક્ટ્રીક પ્રિન્ટીંગ પ્રેસ વડોદરમાં છપાવી પ્રસિદ્ધ કરી, પછીથી ભગવાન કરૂણાસાગરના સ્વ-હસ્તે લખાયેલા સ્વાચાર પત્રિકા નામના ગ્રંથનું ઉપનામ "શિક્ષાપત્રી" નામનો ગ્રંથ તે ધી લક્ષ્મી ઈલેક્ટ્રીક પ્રિન્ટીંગ પ્રેસમાં તા. ૧૨-૧૧-૨૫ ના અરસામાં છપાવી પ્રસિદ્ધ કર્યો. અને તે આ સમ્પ્રદાયના ઘણાં ખરાં મંદિરોમા હસ્ત લેખીત છે. ત્યારબાદ ભગવાન કરૂણાસાગરનો જીવન પ્રભાવ નામનો ગ્રંથ સંવત ૧૯૮૬ માં ધી આર્ય સુધારક પ્રેસ વડોદરામાં સુખાનંદજીએ છપાવી પ્રસિદ્ધ કર્યો. કેવલ પ્રકાશની બીજી આવૃત્તિ જ્યારથી છપાઈ ત્યારથી ઉમરાનાં તા. ચોર્યાસી. જિ. સુરત મંદિરના મહંત શાંતિદાસજી ગુરુ વિષ્ણુદાસજીએ પોતાના તન, મન અને ધનનો ભોગ આપી સહૃદયથી સાથ આપી તેમણે સંયુક્તપણે લોક હિતાર્થે જ્ઞાનનો પ્રકાશ ગ્રંથો છપાવી ફેલાવ્યો. પોતાની વિદ્વતા અને ધર્મની ધગસથી ભાવિક હરિભક્તોને અમૃત સમાન જ્ઞાનની લ્હાણી કરાવી હતી.

ઉપરના ગ્રંથો સુખાનંદજી પરમહંસ અને શાંતિદાસજી ગુરુ વિષ્ણુદાસજીએ સંયુક્ત પણે છપાવ્યા, બાદ બીજા ગંથો સંયુક્તપણે નીચે પ્રમાણે છપાવ્યા હતાં.

(૧) વિશ્વભ્રમ વિધ્વંશ નિધિ ગ્રંથ, આવૃતિ પહેલી સંવત - ૧૯૮૭

(૨) ભવતિમિર ભાસ્કર ગ્રંથ, આવૃત્તિ પહેલી સંવત ૧૯૮૯

(૩) ભગવાન કરૂણાસાગરની અગાધગતિ ગ્રંથ, આવૃત્તિ પહેલી સં. ૧૯૯૧



શ્રી પરમહંસ સુખાનંદજી મહારાજ



મહંતશ્રી વિષ્ણુદાસજી ગુરૂશ્રી ભક્તિદાસજી, ઊમરા

(૪) પંચમશ્વસંવેદ ગ્રંથ, આવૃતિ બીજી સંવત - ૧૯૯૫

(૫) સકર્તા ભાષ્ય આવૃતિ, ચોથી સંવત - ૧૯૯૮

(૬) સકર્તા ભાષ્ય ગ્રંથ (હિંદી અનુવાદ), આવૃતિ પહેલી સં. ૨૦૦૦

ઉપરના અનુક્રમ નંબર પાંચ સુધીના ગ્રંથો ધી સુર્ય પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદમાં છપાવ્યાં હતાં.

ઉપરના નંબર છનો હિંદી સકર્તા ભાષ્ય વડોદરના ધી સાધના પ્રિન્ટીંગ પ્રેસમાં છપાવ્યો હતો. ઉપરના દર્શાવેલા તમામ ગ્રંથોના પ્રકાશક પરમહંસ સુખાનંદજી હતાં. તથા ઉમરાના મહંત વિષ્ણુદાસજી તથા શાંતિદાસજી ગુરુશ્રી વિષ્ણુદાસજી બંને ગુરુ શિષ્યે તન મન અને ધનથી સાથ બળ આપ્યું હતું. અને ઉપરના તમામ ગ્રંથોના પ્રકાશનોમાં સંયુક્તપણે ભોગ આપ્યો હતો. આ તમામ છાપેલા ગ્રંથોની ગુજરાતી ભાષાંતર કરવામાં ઉમરાના મહંત શાંતિદાસજી ગુરુશ્રી વિષ્ણુદાસજીએ પરમહંસ સુખાનંદજીને પોતાની વિદ્વતાનો સદ્ ઉપયોગ કર્યો.અને ઉચ્ચ કોટીનું પ્રથમ પદનું જ્ઞાન આ જગતના જીજ્ઞાસુ ભક્તજનોને માટે તૈયાર કરી આપ્યું. જેથી સરલ રીતે પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરે તેવી રીતે ગ્રંથો પ્રચારમાં મૂકનાર તે ધર્મ ધુરંધર પુરુષ પરમહંસ સુખાનંદજીને આ પ્રકાશક ધન્યવાદ આપે છે.

લિ. પ્રકાશક

મહંત શ્રી સરજ્યુદાસજી

ગુરુશ્રી મોહનદાસજી



# પરમહંસ સુખાનંદજી મહારાજના બે બોલ

મને મારા પ્રાણસમા કાયમપંથ ધર્મમાં આજે લગભગ પચ્ચીસ વર્ષ પુરા થાય છે. તે દરમ્યાન જ્યારથી હું સાધુ થયો ત્યારથી આફતોના વાદળ નીચે, મને આ પંથના મોટાજનોએ રાખ્યો છે. કારણકે પંથના કોઈપણ મંદિરમાં મારે નિશ્ચિત રહેવાની જગ્યા ન હતી. ઘણાં ખરા મહારાજો મારાથી ડરતા હતાં. એટલે રાખે પણ કોણ ? આ બધા સંજોગો બનવાનું કારણ એ છે કે આખાય પંથમાં ઘોર અજ્ઞાનના મૂળ ઉંડા પડેલા હતાં. તેને ખસડેવા ખાતર હું વખતો વખત પ્રયત્ન કરતો હતો. આથી બધા મહારાજો ભભૂકી ઉઠતાં અને કહેતા કે, આ પંથને બગાડનારો છે. ઘણો જ ખરાબ છે ને ધર્મનો નાશ થાય એવું બોલે છે. આવું બોલનારાઓને હું જવાબ આપતો હતો કે ધર્મનો નાશ નહિ કરૂં પણ ધર્મની વૃધ્ધિ કરી, તમોને સાચુ સમજાવીશ અને સત્ય માર્ગ તરફ દોરીશ. ધર્મનો વાડો કરી બેસી રહેવાથી ધર્મ આગળ વધતો નથી. પણ ધર્મના તત્વો તથા ધર્મના સુત્રો જેમ જેમ ખીલવવામાં આવશે તેમ તેમ ધર્મની વૃધ્ધિ થશે. એમ હું કહેતો હતો પણ તેમને કોઈને પ્રતિતિ આવતી નહીં, અને ઉલ્ટુ દુઃખ થતું. જ્યાં ને ત્યાં ઠેર ઠેર મારી નિંદા વિશેની વાતો ચાલતી હતી.અને કહેતાં હતાં કે આ સુખાનંદ સાધુઓનો રોટલો નાશ કરવા જન્મ્યો છે. આ વિશે વધુ વર્ણન કરૂં તો વિસ્તાર વધી જાય માટે ટુંકમાં એજ કહું છું કે છેવટે હું થાકયો અને કંટાળી ગુજરાતની સરહદ છોડી પરદેશ ચાલ્યો ગયો. થોડા વર્ષો કાશીમાં રહ્યો, મને સંસ્કૃત ભણવાની ઈચ્છા બહુ હતી પણ તેમાં હું ફાવી શક્યો નહિ, પણ સાથે સાથે ધર્મગ્રંથોનો અભ્યાસ ખૂબ કરતો હતો. આમ કાશીમાં ઘણો સમય રહ્યા બાદ હું હરિદ્વાર ગયો. કનખલ અને ઋષિકેશ થોડું થોડું રહ્યો, પછી બદ્રિકાશ્રમમાં થઈ કૈલાસ પર્વતની તળેટીમાં આવેલા માન સરોવર સુધી પહોંચ્યો, ત્યાં પણ થોડું રહ્યો. ત્યાંથી નજીક તિબેટમાં પણ ગયો ને ત્યાં પણ રહ્યો. ત્યાંથી પાછો ફરી પુનઃ માન સરોવર ગયો, ત્યાં થોડો સમય રહી ભોટીયા મુલકમાં થઈ વ્યાસા નદીના કિનારે ઉતર્યો. આ જંગલ એટલું ભયાનક વસ્તી શૂન્ય ઉજ્જડ હતું, એ જંગલ વટાવી કાશ્મીરના પ્રદેશમાં ગયો. ત્યાંથી અમરનાથ થઈ હિંદુઓની આદિ ઉત્પત્તિનું મૂળવતન જે "યારકંદ"થી ઓળખાય છે ત્યાં ગયો. આ "યારકંદ"માં રહી પુનઃ શ્રીનગર કાશ્મીરમાં આવ્યો. આ બધો પ્રદેશ અતિ ઠંડીવાળો હોઈ, જેના રસ્તા પણ બરફથી ઢંકાયેલા રહે છે. આવા વિકટ રસ્તાઓ હોવા છતાં હું નિડર અને નિર્ભયપણે શ્રીનગર કાશ્મીરથી લઈ નેપાળ ભૂતાન સુધીના પહાડી પ્રદેશમાં પગપાળે પર્યટન કરતો હતો. તે દરમ્યાન દરેક આશ્રમો તે ચિરકાળમાં જે મહાપુરુષો થઈ ગયા, તેમના આશ્રમોમાં રહેતો અને ફરતો. તેવા પ્રસંગે હું ઉત્તર કાશી પહોંચ્યો. ત્યાં મને એક મહાપુરુષ મળ્યા. તેમને મેં એક પ્રશ્ન કર્યો અને કહ્યું કે, કલ્યાણનો ખરો માર્ગ બતાવો. ત્યારે તેઓ મને ઉત્તર આપતા કહે છે કે તમે બાહ્ય ઈન્દ્રિયો વડે જે અભ્યાસ કરી જ્ઞાન મેળવું છે તે ભૂલી જાવ. મેં કહ્યું પછી શું ? ત્યારે તેમણે કહ્યું આટલું પાકું કરો પછી કહીશ, એમ કહી આ મહાપુરૂષ ચાલતાં થયાં. હું થોડો સમય ઉત્તર કાશ્મીરમાં રહ્યો, પછી પહાડોની ખીણોમાં રહી સિમલા તરફ જવા નીકળ્યો. આ રસ્તો વ્યાસા નદીના કિનારે થઈને જતો હતો. આ પહાડના કોંગડા જિલ્લામાં "કુલ્લુ"નામની રિયાશત છે ત્યાં હું થોડો સમય રહ્યો. આ બધા માર્ગમાં આનંદપૂર્વક ગમન કરતો હતો. મારી સાથે મારા પ્રાણસમા ધર્મનું ભગવાન કરૂણાસાગરથી રચાયેલું એક નાનકડું

પુસ્તક હતું. તે પુસ્તક હું સદાય પાસે રાખતો અને વારંવાર વાંચતો, વિચારતો અને અનુભવ કરતો હતો. આ પુસ્તકના અભ્યાસે ભગવાન કરૂણાસાગરને ઓળખતો થયો. મને એમ લાગ્યું કે આ ભગવાન કરૂણાસાગરને મારા કાયમપંથી બીજા ભાઈઓ ઓળખતા હશે ? એ વિચાર મારા મનમાં ઘૂંટાયા કરતો હતો. જ્યારથી આ વિચારો મારા દિલમાં ગડમથલ કરવા લાગ્યા ત્યારથી મને કોઈજાતનું ચેન પડવા લાગ્યું નહિ. પછી હું પહાડોની મુસાફરી છોડી પુનઃ ગુજરાતમાં આવ્યો. એટલે સંવત ૧૯૭૪ની સાલે 'કૈવલ પ્રકાશ'' નામનું પુસ્તક આ પંથમાં પ્રસિધ્ધ કર્યું. આ છપાઈ બહાર પડયું કે તરત પંથ ખળભળી ઉઠયો, અને મારા પ્રત્યે ઘોંઘાટ કરવા લાગ્યા. કેટલાંક કાગળોમાં ગાળો ભરીભરીને નનામા કાગળ છૂટવા લાગ્યા. જો કે નનામા કાગળોમાં વરસતી ગાળો હજુય ચાલુ જ છે. આથી હું ગભરાયો નહિ અને અસત્ય લોકોના તાબે પણ થયો નહિ. કેટલાંક અમારા પંથના મોટા મહારાજોએ મને નોટીસો આપીને મહિ લખેલું કે ભગવાન કરૂણાસાગરના ગ્રંથો છાપવા નહિ. નહિ તો ફોજદારી અગર દિવાની કરવામાં આવશે, આવી અનેક ધમકીઓ મારા ઉપર શરૂ થઈ. સર્વ મંદિરોમાં એક્કો થઈ ગયો કે સુખાનંદજીને પેસવા દેવા નહિ ને તેમના છપાયેલા પુસ્તકો લેવા નહિ. પણ હું તો માથુ ફેરવીને જ મારા પંથની સેવા કરવા લાગ્યો. જો કે અતિ કષ્ટ પડયું છે અને કષ્ટ આપવામાં કોઈએ બાકી રાખ્યું નથી. પણ જેના ઉપર ભગવાન કરૂણાસાગરની કૃપા હોય ત્યાં પામર માનવી જેવા મહારાજોથી પડતાં કષ્ટ કોણ માત્ર છે ? આ બધા દિવસો આ પ્રમાણે દુઃખમાં વ્યતીત થવા લાગ્યા.

ઘણાં લાંબા વર્ષ સુધી આધાર કે આશરા સિવાય હું એકલો રહ્યો. જ્યાં જ્યાં ધર્મનો પ્રચાર કરૂં ત્યાં આ લોકો પાછળથી બગાડી નાખતા. મારી હિંમત છુટી જતી હતી અને દિલમાં દુઃખ પણ ઘણું જ થતું હતું. છતાં ઉપાય એક પણ નહતો કે હું આ દુઃખને વટાવી શકું. આખરે હું થાકીને ઘણીખરી વ્યવસ્થા પડી મુકી આમ કેટલાંય વર્ષો પ્રવૃતિ સિવાયના રહ્યા, પણ દિલમાં ધર્મ જાગૃતિની પ્રવૃત્તિ બુઝાતી ન હતી. આપવૃતિએ મને ઠરીને બેસવા દીધો નહિ, આખરે મેં ભગવાન કરૂણાસાગરના ગ્રંથો ભાષા ટીકા સહિત છપાવી પ્રસિધ્ધ કરવાનો નિર્ણય કર્યો એટલે સને ૧૯૩૦ની સાલમાં ભગવાન કરૂણાસાગરનો જીવન પ્રભાવ નામનો ગ્રંથ છપાવી પ્રસિધ્ધ કર્યો. આમ કરવાનું કારણ એ હતું કે, આ કાયમપંથની જનતાને ગમે તે રસ્તે જાગ્રત કરવી જોઈએ. જ્યાં સુધી જનતા જાગ્રત થાય નહિ ત્યાં સુધી અધમ મહારાજોના ફંદાથી છૂટા પડી શકે નહિ, અને છૂટા ન પડે તો ધર્મની જાગૃતિ આવે નહિ. આ કારણને લીધે ભગવાન કરૂણાસાગરના દરેક ગ્રંથો ધીમે ધીમે દરેક પ્રસિધ્ધ ભાષા ટીકા સાથે કર્યાં છે. આ બધુ કામ પરવાર્યા બાદ સ્વસંવેદ અને તેનું પંચીકરણ મારાથી છપાવવાનું બની શક્યું નહિ, કારણકે આ બંને ગ્રંથની ભાષા હું બેસાડી શકતો નહતો. ભાષા એટલી બધી કઠણ હતી કે જેનો અર્થ સમજવામાં આવતો નહિ. છેલ્લા ચાર વરસથી આ પુસ્તક છપાવવાના હેતુએ મે તેને હાથમાં લીધું. અને આમ ભાષાની ગોઠવણી કરતાં આજે છેલ્લા ચાર વરસ પુરા થાય છે. મને ભાષાના અર્થ વિષે ગુંચવણ અને અમુઝણ ખુબ થતી હતી. જ્યારે જ્યારે હું કોણપણ વિષયમાં ગુંચાતો ત્યારે ત્યારે કોઈ મહારાજોને પુછવાની ઈચ્છા થતી કે, આનો અર્થ શું હશે ! તેઓ તરફથી મને કંઈપણ ઉત્તર મળતો નહિ. આ કારણને લીધે કોઈ કોઈ ચોપાઈના અર્થને વિશે મહિનાઓના મહિના વીતી જતાં. મારા કાયમ પંથના મહારાજોમાં એક મોટા મહારાજ છે તે પોતે મુશ્કેલીથી પોતાનું નામ લખી શકે એમ છે. તેવાઓને હું મોટાગણીમે

પુછું તો તે ભાષાનું જ્ઞાન મને શું આપે ? તેઓ પોતે જ ભણેલા નથી તો બીજાને જ્ઞાન ક્યાંથી આપી શકે ! આવાને આવા મોટા ગણાતાં મહારાજો આ પંથમાં ઘણાં છે તે ભગવતીજનને વિચારવા માટે સંકેત કર્યો છે. આવા મહારાજો આ પંથમા જીવતા હોય તો ફક્ત મારી નિંદા કરવા માટે જ. આ બધા જ્યારે જ્યારે ભેગા થાય ત્યારે સુખાનંદજી ક્યાં જાય છે અને શું કરેછે ? એવી દશા જોવા સિવાય બીજું કંઈ આવડતું નથી. તેમની આગળ જઈને કોઈ ભગવતિજનો પૂછે કે સુખાનંદજી ઘણાં વિદ્વાન અને જ્ઞાની છે તેના ઉત્તરમાં તેઓ કહે છે કે, તે લબાડી છે, વાચાળ છે. લક્ષાર્થી નથી; એમ કહી પુછનાર ભગવતિજનને ઉંધુ સમજાવે છે.

હું નિંદાથી ડરતો નથી, તેમજ નિંદાને તાબે પણ થતો નથી, નિંદા થાય જ. કોની નિંદા નથી થઈ ? ભલાભલાઓની નિંદા થઈ છે. તો હું કોણ માત્ર ? ભલે તેઓ ગમે તેટલી ગાળો ભાંડે પણ મારે તો મારી ફરજ બજાવવાની છે. મારે જશ અપજશની જરાય જરૂર નથી.

મારૂં આખુય જીવન ગ્રંથોની પાછળ રોકાયું છે અને આજ ગ્રંથો દ્વારા સાચી ગુરુ સેવા બજાવી છે. આમ ગુરુસેવા કરતાં અત્યાર સુધીનો સઘળો વખત ગુજાર્યો છે, હવે પછી આ સેવકથી સેવા બની શકે એવા શારીરિક સંજોગો નથી તે માટે હું માફી ઈચ્છું છું. અત્યાર સુધી મે જે જે ગ્રંથોના અર્થ કર્યાછે, તે દરેક અર્થ ભગવાન કરૂણાસાગરના આશય મુજબ છે એમ હું કહેતો નથી. કારણકે હું વિદ્વન તરીકેનો દાવો રાખતો નથી. કોઈ કોઈ ચોપાઈના અર્થ અયોગ્યલાગે તો મારા કાયમપંથના વિદ્વાનોએ સમજીને સુધારી લેવા, કદાચ ભાવ બદલાયો હોય તો સંભાળીને સુધારી લેવો.

મારો વિચાર આ પંથને દશે દિશમાં ગજાવવાનો હતો. પણ પાંખ સિવાયનું પક્ષી આકાશની મજા લઈ શકતું નથી. એ ન્યાયે હું કંઈ કરી શક્યો નથી. અને મંદિરોનું રક્ષણ ન કર્યું હોત અને આ ગ્રંથોનું પાલન - પોષણયુક્ત રક્ષણ કર્યું હોત તો આખાય દેશમાં કાયમપંથનો વાવટો ફરકત ! **જેમ જીવતાં માણસને ભૂત વળગે તેને ખરો જાણકર ન મળે ત્યાં સુધી તે ભૂત જાય નહિ. એમ અમારા મહારાજોને મંદિરરૂપ જે બલાઓ વળગી છે, તે મહારાજો સત્ય સમજે નહિ ત્યાં સુધી બલાઓ જાય નહિ.** જોકે અમારા પંથના માનનીય સર્વ પુસ્તકો સંસ્કૃતમાં, હિન્દીમાં, મરાઠીમાં, પંજાબી, ગુરૂમુખ ભાષામાં, ઈંગ્લીશમાં થાય નહિ ત્યાં સુધી જગતભરમાં કોણ ઓળખે છે કે ભગવાન કરૂણાસાગર કોણ છે ? આ ઓળખાણ મંદિરોની મિલ્કત વેચીને કોઈ વીર ભગવતિજન કરે તેનું જીવન મુબારક છે. તેના અંતરમાં આ હરગીઝ લક્ષ રહ્યો છે તેજ ખરો લક્ષાર્થી કહેવાય, બાકીના બધાય વાચાળ ને વિટંડી છે. પરમ કૃપાળુ ભગવાન કરૂણાસાગરના ગ્રંથોની ધગશ જેના અંતઃકરણમાં ધગધગતી નથી તેને આ પંથમાં આવવાની તથા રહેવાની જરૂર શી છે ! **મંદિર મજબૂત કરવાને માટે ઉપદેશ નથી, પણ ધર્મ મજબૂત કરવાને માટે ઉપદેશ છે.** આ ઉપદેશ જે કોઈ ભગવતિજન કરશે (સંસારી હોય કે સાધુ હોય) તે જ ખરો સાધુ છે.

પરમહંસ સુખાનંદજી

# મહંતશ્રી વિષ્ણુદાસજી

મહંતશ્રી વિષ્ણુદાસજી મહારાજ, મહાન તપસ્વી રઘુરામ મહારાજે ઉમરા ગામમાં બનાવેલા ભગવાન કરૂણાસાગરનાં મંદિરમાં રઘુરામ મહારાજ બાદ, એમના બનાવેલ વીલ મુજબ એમના ગુરુ ભાઈ શ્રી કલ્યાણદાસજી ગુરુ કુબેરદાસજી આવ્યા. ત્યારબાદ મહંતશ્રી જગન્નનાથજી તેમજ મહંતશ્રી ભક્તિદાસજી થયા. ત્યારબાદ કાયમ સમાજમાં મહંતશ્રી વિષ્ણુદાસજી ગુરુભક્તિદાસજી ચોર્યાસી તાલુકાના ઉમરા ગામે ભગવાન કરૂણાસાગરનાં મંદિરમાં ગાદી ઉપર આવ્યા. જેઓ કબીર સાહેબના જ્ઞાનના પણ સારા જાણકાર હતા. તેઓએ તેમની છેવટની જીંદગીના ૩૦ (ત્રીસ) વર્ષ ઉમરા ગામે ભગવાન કરૂણાસાગરના મંદિરે ઘણી જ સાત્ત્વિક વૃત્તિથી રહી, ગામના ભક્તજનોનો સારો પ્રેમ સંપાદન કર્યો, અને સર્વ ભક્તજનોને જ્ઞાન પીરસવાના હેતુથી ઉમરાગામના દરેક ફળીયાઓમાં ચૈત્ર મહિનામાં ગ્રંથોની કથાની શરૂઆત કરી, આજે પણ ચૈત્ર મહિનાની કથાઓ ઉમરાગામમાં કરવામાં આવે છે જે એમને જ આભારી છે. જે કથાઓ દ્વારા ગામના ભક્તજનોમાં જ્ઞાન ભક્તિની ભાવના કાયમ માટે જાગૃત રહેલી જોવા મળે છે. ત્યારબાદ તેમના શિષ્ય મહંતશ્રી શાન્તિદાસજી ગુરુવિષ્ણુદાસજીએ આ મંદિરમાં રહી ઘણી જ જહેમત ઊઠાવી ગ્રંથ પ્રકાશનમાં પુરતું ધ્યાન આપી, પરમહંસ સુખાનંદ મહારાજની સાથે મળી ઉમરા ગામે ઘણાં ધર્મ ગ્રંથોનું સટીક ભાષાંતર કરી છપાવી લોકો માટે પ્રકાશમા લાવવાનું ભગીરથ કાર્ય કર્યું. જેના દ્વારા જ જન જાગૃતિ આવી એમની જહેમત અને અણમોલ સેવા બદલ એમને કોટી કોટી વંદન.

 **ક્ષમા યાચના** 

સુજ્ઞ વાચક કાયમપંથી મિત્રો તેમજ ભક્તજનોને સવિનય સતકેવલ સહ જણાવવાનું કે અમારા સામાન્ય અલ્પ જ્ઞાનદ્વારા જો, આ ગ્રંથના લખાણ - છાપકામમાં જે કંઈ ક્ષતિ કે ભૂલો રહી ગઈ હોય તો વાંચી સમજી અને સુધારી લેવા વિનંતી.

**- સતકૈવલ સાહેબ**

## (સુખાનંદજી પરમહંસ) - (વિષ્ણુદાસજી)

વિષ્ણુદાસજી :- હું આપને અરજપૂર્વક વિનંતિ કરૂં છું કે, પાંચમા વેદનો અર્થ શો છે ? તે વિશે જાણવાની ઈચ્છા રાખું છું, તો યથા યોગ્ય મને સમજાવશો.

સુખાનંદજી :- તમારો પ્રશ્ન સાંભળીને ઘણો જ ખુશ થયો છુ. તે વિશે સ્પષ્ટ ખુલાસો કરૂં છુ તે સાંભળો. ચાર વેદનો પ્રચાર જગતભરમાં છે તે વેદને તમો જાણો છો, માત્ર સ્વસમનો અર્થ પ્રણવ થાય છે. આ પ્રણવને ઓળખવો મુશ્કેલ છે કારણકે આપણાં આ શરીરમાં જે પ્રણવ ચાલે છે તે પ્રણવને યોગીઓની આદ્ય લઈ ઘણાં જનો જાણકાર છે. પણ ભગવાન કરૂણાસાગરે જે પ્રણવને સંબોધી સ્વસમ શબ્દ વાપર્યો છે, એજ પ્રણવ સદાય સમદમરૂપે છે. આ સમદમ પ્રણવનું નામ સોહંગ છે. એજ સ્વસમવેદ હોય, એમાંથી જ ચારવેદ ઉપસ્થિત થાયછે. માટે આ ચાર જેમાંથી થયા તેનું નામ સ્વસમવેદ છે.

વિષ્ણુદાસજી :- ઉપર પ્રમાણે સમદમ સોહંગ પ્રણવને ગતિવાળો કોણે કર્યો, અને તે દમરૂપે શાથી થયો ?

સુખાનંદજી :- સકર્તા સત્ કૈવલની સંજમભોગવૃતિથી જે ત્રણ ચક્ષસત્વ ઉત્પન્ન થયા છે. તે ચક્ષસત્વ આ સમરૂપ પ્રણવમાં રહેલા હોવથી તે સમરૂપ પ્રણવની સાથે મંથન કરી શબ્દ ઉચ્ચાર કરાવરાવે છે. આ પ્રમાણે ઉચ્ચાર કરેલા શબ્દોને અંતઃકરણ બહાર લાવે છે. આ કારણને લીધે સમ સ્વરૂપે રહેલા સોહંગ પ્રણવને ગતિવાળો કરી દમરૂપે શ્વાસોશ્વાસની ક્રિયા નિરંતર થયા કરે છે.

પ્રશ્ન :- "કૈવલ" એ શબ્દના સંબોધનથી શું જ્ઞાન થાય છે ? અને કૈવલ વસ્તુતાએ શું છે ?

ઉત્તર :- "કૈવલ"રૂપ જે સ્વરૂપ છે. તે નામ રહિત અનામીરૂપે છે. પણ તે સ્વરૂપ સમજાવવા અને યથાયોગ્ય પ્રતિતિ કરાવવા "કૈવલ" એવા શબ્દનું વિશેષણ આપી તેમના ખરા સ્વરૂપને ઓળખાવ્યું છે. વળી "કૈવલ" પોતે કોઈ પણ પ્રકારના વળ રહિત છે અને સદાસદોદિત દેદિપ્યમાન સ્વસ્વરૂપે રહે છે.

પ્રશ્ન :- જે કેવલપતિમાં કોઈપણ જાતનો વળ નથી અને જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ ?

ઉત્તર :- જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય સકર્તા સત્ કેવલના શુધ્ધ સંકલ્પથી થાય છે. આ ક્રિયાનો સઘળો આવિર્ભાવ શુધ્ધ સંકલ્પમાં છે, પતિના મૂળ સ્વરૂપમાં નથી. એટલે કે સંકલ્પથી જગત રચે છે અને સંકલ્પથી નાશ કરે છે.

પ્રશ્ન :- ભગવાન કરૂણાસાગરે જે જે ગ્રંથો રચ્યા છે. જે જે ગ્રંથોના જે જે નામ છે, તે નામમાં અર્થ સમાયેલો છે. અને જો હોય તો કેવી રીતે છે ?

ઉત્તર :- દરેક ગ્રંથમાં જે વાણીનો વિસ્તાર છે તે વાણીના એકંદર અર્થનો જે ભાવ છે તે ભાવને દ્રઢ કરાવનાર જે અર્થ, આ અર્થરૂપ ગ્રંથનું નામ છે. જેમકે અગાધબોધ આ ગ્રંથનું નામ છે. આ નામમાં અર્થ એવો રહેલો છે કે મહાન અગાધ જ્ઞાનને સમજાવનાર હોઈ તેમા પારાવાર જ્ઞાન સમાયેલું છે. વળી આ ગ્રંથ દ્વૈતવાદરૂપે ભક્તિ અને સકર્તા સત્ કૈવલનું પ્રતિપાદન કરનાર છે. તેમજ કર્તા દ્વૈત છે કે અદ્વૈત છે તે વિષય સંપૂર્ણ દ્રષ્ટિગોચર થાય છે. આથી આપણને જગત રચના છે ત્યાં સુધી સકર્તા સત્ કૈવલનું સ્વરૂપ દ્વૈત પ્રતિતિ થશે. જ્યારે જ્યરે અગાધબોધ જોશો ત્યારે ત્યારે જરૂર સમજાશે કે પતિ અદ્વૈત નથી પણ દ્વૈત છે. જો દ્વૈત ના માનીએ અને સમજીએ પણ નહિ ત્યારે ભક્તિ કેવી રીતે થાય ? આ ન્યાયે સકર્તાપતિને ઓળખવાના જ્ઞાનરૂપ સાધનો આ અગાધ-બોધમાં પૂર્ણ પ્રતિપાદન કરેલા છે. તે લક્ષપૂર્વક જોવાથી ખાતરી થશે. એવી જ રીતે પૃથક પૃથક ગ્રંથોમાં જે નામ છે તે નામવાળા અર્થ પ્રમાણે ગ્રંથમાં વર્ણન છે. જેમ કે પરમ સિધ્ધાંત એટલે પરમ સકર્તા સત્ કૈવલનું પ્રતિપાદન હોય, તેને મુખ્ય રાખી બાકીની સર્વ સમજુતી પતિ દ્રઢ કરાવવા અને અયોગ્ય જે માર્ગ છે તેમાં ઉલ્લેખ કરેલો છે.

સત્ કૈવલ સાહેબ

## સકર્તા અદ્વૈતલક્ષ સિધ્ધાંતના અનુભવી અને પ્રખર તત્વવેત્તા મહંત શ્રી મોહનદાસજીની જીવન જ્યોત.

હમારા ગુરુવર્ય સદ્‌ગુરુ શ્રી મોહનદાસજી મહારાજ તીવ્ર વૈરાગી જ્ઞાની અને પરમગુરુની અનિન ભક્તિમાં પ્રવિણ હતાં. તેઓ ભગવાન કરૂણાસાગરના ૧૮ ધર્મગ્રંથોની બારીક ખોજ કરીને સુક્ષ્મ દ્રષ્ટિએ અંદર રહેલું પરમ રહસ્ય સમજીને અંતરલક્ષના હિમાયતી થયા હતાં. તેમની અલૌકિક વિચારધારા અહોનિશ પરમગુરુના દિવ્ય વચનોમાં રમણ કરતી હોવાથી સારાસારને નિત્યાનિત્યનો પરમ વિવેક કરી સ્વરૂપ સ્થિતિમાં રહી જીવન મુક્તદશા ભોગવતાં,જેથી તેમની નિજ દ્રષ્ટિનો અનુરાગ અંશીપદ સાથે જોડાયેલો રહેતો. તેથી પરમગુરુને ક્ષણવાર પણ ભુલતા ન હતાં. તેમજ પરમગુરુના વચન અનુસાર રહેણીકરણીમાં ભરપુર રહીને જ્ઞાન વિભૂતિના પ્રભાવથી કાયમપંથના સેવક સમાજને આકર્ષી લીધું હતું. એવી જ રીતે તેમના નેણ, વેણ અતિ નિર્મળ હોવાથી જ્યાં જ્યાં કથા કરવા જતાં ત્યાં પરમગુરુના અદ્‌ભૂત વચનોનો પ્રકાશ પાડી શ્રોતાજનોના મનને ગરક કરી દેતા હતાં. મહારાજશ્રી મોહનદાસજીને ઘણી વખત કથા કરતા કરતા લક્ષ લાગી જતો હતો. જેથી ઘણાક પ્રેમી ભક્તો આશ્ચર્યચકિત થઈ જતાં. કોઈ પણ પ્રકારનો પ્રશ્ન મહારાજશ્રીને પૂછવામાં આવે તો જ્ઞાન સંપ્રદાયના વિશે ઉત્તર આપવામાં તેઓનો નંબર પહેલો હતો. તે ઉપરાંત કોઈપણ ધર્મનો ઉપદેશક વિદ્વાન કે પંડિત હોય તેની સાથે શબ્દાર્થ તેમજ શાસ્ત્રાર્થ કે આધ્યાત્મિક દ્રષ્ટિએ સંવાદ કરવામાં નિપૂર્ણ હતાં. તેઓનું શરીર વિદ્યમાન રહ્યું ત્યાં સુધી કોઈપણ પ્રતિવાદીના પ્રશ્નોનો જવાબ ન આપ્યો હોય તેવું જાણવા મલ્યું નથી. ભગવાન કરૂણાસાગર તેમના હૃદય કમળમાં બિરાજેલા હોવાથી તેઓ વચન સિધ્ધ હતાં. જેથી કાયમ સમાજના કોઈ કોઈ ભક્તજન સંતતિ કે સંપત્તિના દુઃખના પ્રશ્ન કરતા ત્યારે મહારાજશ્રી તે ભક્તોના સામુ દ્રષ્ટિ કરીને કહેતા કે, ભગવાન કરૂણાસાગર તમારી મનોઈચ્છા પૂર્ણ કરશે આવી રીતે ઘણાં ભક્તોનું કામ થયેલું તેનું પ્રમાણ અમદાવાદ, પંચમહાલ, મહેસાણા, વડોદરા અને ભરૂચ જિલ્લામાં કોઈ કોઈ ભક્તજન દ્વારા જાણવા મળે છે. તેઓશ્રી ગંભીર ધૈર્યવાન તેમજ દિલના દયાળુ અને ઉદાર હતાં. તેઓ શિલવાન અને સંતોષી હોવાથી ભૌતિક પદાર્થની લેશમાત્ર ઈચ્છા રાખતાં નહિ. જ્યારે ભાવિક ભક્તજનો મહારાજશ્રીની પધરામણી કરાવતાં ત્યારે તે ભક્તજનની આર્થિક પરિસ્થિત જાણી લેતા. અને તે પ્રમાણે જ યોગ્ય વ્યવસ્થા કરાવતાં. જ્યારે ભક્તજનો ભાવથી ભેટ ધરતા તે ભેટ જરૂર જેટલી સ્વીકારીને બીજી પાછી આપી દેતા. આવી રીતે મહંત શ્રી મોહનદાસજી મહારાજનું પવિત્ર જીવન વૃતાંત ખરેખર સત્ય જાણવા મળ્યું છે. તેટલું જ અત્રે દર્શાવ્યું છે. વિશેષ હકીકત લખી નથી.

પરમ પૂજ્ય ગુરુવર્યશ્રી મોહનદાસજી મહારાજના ચરણ કમળનો દાસ મહંત શ્રી સરજ્યુદાસજી.

અને સંત શ્રી નિર્મળદાસજીના સત્ કૈવલ સાહેબ



સકર્તા અદ્વૈત લક્ષ સિધ્ધાંતના મહાન તત્વજ્ઞાની
મહંત શ્રી મોહનદાસજી ગુરુશ્રી લક્ષ્મણદાસજી (અમદાવાદ)

## મહારાજ મોહનદાસજી પરત્વે કેટલીક વાતોના અહેવાલ નીચે પ્રમાણે છે.

(૧) મારા કાયમપંથમાં જ્ઞાન સંપ્રદાય સંબંધી મુખ્ય પુસ્તક સ્વસમવેદ છે. અને તેજ આ પંથનો મુખ્ય આધાર છે. તેને લગતા મારા વિચારો પ્રદિપ્ત કરૂં છું તે ધ્યાનપૂર્વક સાંભળો.

(૨) પોતાના નિર્વાહને માટે ચિંતા અગર પ્રપંચ કરતો નથી, એજ ભગવતિજન પરમગુરુમાં ખરો વિશ્વાસુ છે. વળી મદાંધપણાના અહંભાવને છોડી દઈ વિપત્તિને પણ સંપત્તિ માનજો.

(૩) મહાન સમર્થ પરમ ગુરુના વાક્યો જે છે તેજ સાક્ષાત કેવલ કર્તાના વચનો માનજો.

(૪) એક ધનવાન પુરૂષનો નાશ થતાં હજારો ગરીબોની જીવીકાનો નાશ થાય છે. તેવી જ રીતે એક વિદ્વાન અનુભવી મહાપુરુષનો નાશ થતાં જ્ઞાન, વૈરાગ અને ભક્તિનો નાશ થાય છે.

(૫) જેની આંખો પરમગુરુના જ્ઞાનમાં તથા તેને તાબે થવા ઈચ્છા રાખતી નથી. તે આંખોતો અંધ હોતતો ઘણું જ સારુ હતું. જે જીભ ગુરુના ગુણ ગાવા પાછળ રોકાતી નથી તે જીભ મુંગી રહેવામાં જ સારુ છે. જેના કાન સાચું સાંભળતા નથી તો તેમણે બહેરા રહેવું તે વધારે સારું છે. જેનો દેહ ગુરુ સેવામાં જોડાતો નથી તે દેહવાળાનું મરણ વધારે સારું છે.

(૬) જે માણસ પરમગુરુના પરમ જ્ઞાનમાં પ્રાણસુધા ન આપી શકયા તો માની લેજો કે તેના દિલમં પ્રેમની જાગૃતિ થઈ જ નથી.

(૭) જગતભરના સર્વ પદાર્થને સ્થૂલરૂપે ન જોતાં તેના વાસ્તવિક મૂળ સ્વરૂપના જે તત્વો છે તે જોવા તેજ ખરો અનુભવ છે.

(૮) ગયો સમય પાછો સાંપડતો નથી. આ કારણને લીધે આ સમય જેટલી બીજી કોઈ વસ્તુ પ્રિય નથી.

(૯) અંતઃકરણમાં એક જાણનો ભંડાર છે, તે ભંડારમાં એક રત્ન છે, આજ રત્નનું નામ પરમગુરુના જ્ઞાનનો પરમ પ્રેમ છે. આ રત્નરૂપ જે પ્રેમ છે તેને મેળવી શકે એજ પરમગુરુનો વેત્તા છે.

(૧૦) અભિમાન પૂર્વક જે જે તપશ્ચર્યાઓ કરી છે તેના કરતાં પાપના માટે ઉંડી લાગણીપૂર્વક એક પણ પશ્ચાતાપ શ્રેષ્ઠ છે.

(૧૧) પરમગુરુનો દાસ જ્યારથી સંસારી આવરણોથી વિટાવા લાગ્યો, ત્યારથી ગુરુ અને તેમની ઉપાસનાથી છૂટો થતો જાય છે.

(૧૨) સંપૂર્ણ પરમગુરુમાં જે ભગવતિજનનો વિશ્વાસ છે. તે પરમગુરુને ઓળખશે.

(૧૩) સમસ્ત જગત પરમગુરુ છે, એટલે પરમગુરુની ઈચ્છા એજ જગત અને સંકીર્ણ એજ જગતનો વિનાશ.

(૧૪) પરમગુરુનો સ્વીકાર એજ સકર્તાપતિનો સ્વીકાર છે. પરમગુરુ સબંધી ભજન ધ્યાન કે ધારણા જે જે કંઈ કરો તે તે સઘળી ક્રિયા સકર્તાપતિને પહોંચે છે. પણ અંતઃકરણની આદ્ય લઈ સઘળી આકાંક્ષાઓને ઉલ્ટી વાળીને જોશો ત્યારે જ દેખાશે.

(૧૫) પુસ્તક વાંચતા વાંચતા અને અગાધ જ્ઞાનનો વિચાર કરતાં કરતાં તલ્લીન થઈ જવું એજ પરમ તપ છે. આ સિવાય બીજું કોઈ તપ નથી.

(૧૬) જગતમાત્ર કાયમપંથી છે પણ આ જાણના આપનારના અભાવે વાસ્તવિક દેખાતા નથી. એ ખામી ઉપદેશ કરનારાઓની છે.



## મહંત શ્રી મોહનદાસજી અને પરમહંસ સુખાનંદજીનો સંવાદ
## (સ્થળ : અમદાવાદ)

મહંતશ્રી મોહનદાસજી :- ભગવાન કુવેર સ્વામીને આપણાં જ્ઞાન સમ્પ્રદાયના કેટલાક અનુયાયીઓ ભગવાન કહેવા ના પાડે છે. તેઓ કહે છે કે કુવેર સ્વામી ભગવાન નહોતા, આમ કહેવામાં તેનો શું ઉદ્દેશ હશે ? અને એ મહાન વિભૂતિ ભગવાન ખરા કે નહિ ?

પરમહંસ સુખાનંદજી :- આવી મહાન પ્રતિભાશાળી વિભૂતિને ભગવાન કેમ ન કહેવા જોઈએ ? તેઓ સાક્ષાત ભગવાન હતાં. ભગવાનના જે લક્ષણો જણાવાયા છે તે સહુ વિશ્વવંદ્ય ભગવાન કુવેર સ્વામીમાં હતા. અને "ભગવાન" શબ્દનો વ્યૂત્પત્તિપૂર્વક જે અર્થ નીકળે છે. તે પણ શું સુચવે છે ? ભગ + વાન = ભગવાન = જેનામાં છ પ્રકારના ભગ છે તે ભગવાન કહેવાય છે. ભગવાન કુવેર સ્વામીમાં સઘળી વિભૂતિઓ સર્વ પ્રકારના સત્વો હતાં, તો પછી તેમને ભગવાન કહેવામાં શું હરકત ભલા ? પ્રાચીનકાળમાં થઈ ગયેલા વિભૂતિવાન મહર્ષિઓ અને તપસ્વીઓ પણ ભગવાન સ્વરૂપ ક્યાં નોતા ? દા.ત. મહર્ષિ વ્યાસને પરમજ્ઞાતા શાસ્ત્રકારોએ ભગવાન વ્યાસ, ભગવાન બાદરાયણ એવા સંબોધનો સ્થળે સ્થળે કરેલા છે. સ્મૃતિકાર કહેવાતા મહર્ષિ મનુને પણ જનતા ભગવાન મનુ તરીકે ઓળખે છે; અરે, અન્ય સમ્પ્રદાયવાળાને પણ જુઓ ને ! બુધ્ધ ધર્મના અનુયાયીઓ ગૌતમ બુધ્ધને ભગવાન બુધ્ધ કહે છે. જૈન ધર્મને અનુસરનારાઓ તેમના તીર્થંકરને ભગવાન મહાવીર તરીકે પૂજે છે. તો પછી સર્વથી મહાન અને શ્રેષ્ઠ એવી અતુલ્ય અને વિરલ વિભૂતિને પરમ મોક્ષદાતા ભગવાન કહેવામાં શા માટે

કંઈજ અડચણ હોવી જોઈએ ? ભગવાન કુવેર સ્વામી કરૂણાસાગર હતાં અને કરૂણાસાગર કોણ હોય ? મહાન કરૂણાના સાગર સ્વરૂપ એકમાત્ર ભગવાન જ હોઈ શકે. એટલે પરમ દયાળુ સકર્તા સ્વામી ભગવાન કુવેર સ્વામી સાક્ષાત ભગવાન સ્વરૂપ જ હતાં એ તદ્દન નિઃશંક વાત છે. મોહનદાસજી આ વાત આટલી સૂર્ય સરખી સ્પષ્ટ છતાં, ભગવાન કરૂણાસાગરનો આવો પ્રગટ અને સર્વ સ્પર્શી ભગવત પરાયણ અણમુલ ઉપદેશ છતાં એવા એવા માનવીઓ આવી શંકાજાળમાં સાથી અટવાતા હશે ? વારુ.

પરમહંસ સુખાનંદજી :- તમારો આ પ્રશ્ન યથાર્થ છે. આજે સાપ ગયા અને લીસોટા રહ્યા જેવી પરિસ્થિતિ પ્રવર્તે છે. ભગવાન કરૂણાસાગરે આ જગતના કલ્યાણ અર્થે જે સદમાર્ગ દર્શાવ્યો હતો તે મહામાર્ગને વેગળો મૂકી ખુદ તેમના જ અનુયાયી હોવાનો દાવો કરનારા તેમના જ આદેશો અનુસાર સંપ્રદાય ચલાવવાનો દાવો કરનારાઓ ખરી રીતે ભગવાન કરૂણાસાગરના આદેશ અનુસાર વર્તતા નથી. તેઓ સર્વત્ર પોતાનો સ્વાર્થ સાધનારા જ હોય છે. જ્યાં સ્વાર્થ આવ્યો કે ભગવાનને વેગળા મૂકી દે છે. આ બધી ભગવાન ન કહેવાની બાજી એ સ્વાર્થીઓને જનતાને ઉંધે રસ્તે દોરવાની ચાલાકી માત્ર છે. કારણકે તેઓ જો ભગવાન કરૂણાસાગર કુવેર સ્વામીને ભગવાન સ્વરૂપે સ્વીકારે તો તેમના ઐહિક ભોગ વૈભવો માણવામાં અંતરાય આવે છે. તેઓ ભગવાનના નામે સંપ્રદાયના હિતાર્થે નિયત થયેલા માલ મિલ્કતોનો પોતે ઉપયોગ કરી શકતાં નથી. તે માલ મિલ્કતોના પોતે માલિક થઈ શકતાં નથી. આવી મહાન વિભૂતિને સાચા છ ભગયુક્ત ભગવાનને ભગવાન ન કહેવામાં આવે એ સ્વાર્થ સાધુઓની ઉલ્ટી ચાલ હોય છે.

મહંતશ્રી મોહનદાસજી :- આપણા સંપ્રદાયના તિલકનું મહાત્મ્ય સમજાવશો ?

પરમહંસ સુખાનંદજી :- હા, જરૂર તિલક એ આપણાં સંપ્રદાયના એક માર્ગદર્શક ભોમીયાની ગરજ સારે છે તિલકની આવશ્યકતા હું સ્વીકારું છું. પરંતુ જેઓ આપણાં આ સંપ્રદાયથી અજાણ છે, જેઓને ભગવાન કરૂણાસાગરની મહાન વિભૂતિઓનો કંઈ જ ખ્યાલ નથી. એવી વ્યક્તિઓને માર્ગદર્શનરૂપ આ તિલક છે. એવું ભાન ક્યાંથી હોય ? વળી જેણે સંપ્રદાયના સર્વ અંગોનો સાંગોપાંગ અભ્યાસ કર્યો છે. તેની રગેરગમાં સંપ્રદાયના આદેશો ભર્યા પડયા છે જેને સંપ્રદાયની એકપણ વાત અવિગત રહી નથી તેને માટે તિલક કરે યા ના કરે એ સૌ સરખુ છે. જેમ કોઈ યોગ માર્ગનો ઈચ્છુક એકદમ યોગી થઈ શકતો નથી, પરંતુ તેને એ માર્ગની સર્વ ભૂમિકાઓ વટાવવી પડે છે. તેમ આપણાં સંપ્રદાયમાં પ્રવેશ પામવાની અને તેના આદેશોનો સર્વાંગ અભ્યાસ કરવાની ઈચ્છા ધરાવનાર માટે તિલકની આ પ્રાથમિક ક્રિયા આવશ્યક છે. પરંતુ ભગવાન કરૂણાસાગરે દર્શાવેલા સઘળા આદેશોને અપનાવનાર માટે તો તે તિલક કરે વા ના કરે તે સગળું સરખું જ છે. કારણકે તેને માટે કંઈ કરવાપણું રહેતું નથી.

મહંતશ્રી મોહનદાસજી :- ત્યારે કેટલાકો શિખાસુત્ર માટે અતિ આગ્રહ સેવે છે. એ વિશે આપનો શું અભિપ્રાય છે ? અને આપ નથી રાખતા તેનું શું કારણ છે ?

પરમહંસ સુખાનંદજી :- આપણાં સંપ્રદાયને સારી રીતે સમજનાર અને તે પ્રમાણે અનુસરનાર હરકોઈ વ્યક્તિ જાણે છે કે આપણો સંપ્રદાય ભક્તિ પ્રધાન છે. ભક્તિ એ પરમ પુરૂષને પામવાનું એક માત્ર સાધન છે. અને ક્રિયાકાંડનો તો આપણાં ગ્રંથોમાં ક્યાંય પણ ઉલ્લેખ જ નથી. એટલે એવા ક્રિયાકાંડમાં આવશ્યક ગણાતાં શિખાસૂત્રની ખાસ આવશ્યકતા નથી દર્શાવાઈ.

આથી કોઈ શિખાસુત્ર રાખે વા ન રાખે તેમાં કોઈ જાતનો પ્રત્યવાય આવતો નથી. કહો જનોઈધારીઓને જનોઈનો શું ઉપયોગ છે ? જેનો કંઈ ઉપયોગ નથી તેને અંગ પર ધારણ કરવાનો અર્થ જ શું છે ? એતો માત્ર માલ મિલ્કતને સાચવનાર તાળાઓની કુચીંઓ ભરાવવાનું સાધન જ છે. એ સિવાય ઉપવિતનો બીજો કયો ઉપયોગ થયો તમે જાણ્યો છે ? વૈદિક માર્ગમાં જનોઈને પ્રધાન સ્થાન અપાયું છે. એમ જનોઈનો ઉપયોગ સંધ્યા ગાયત્રીના કર્મકાંડમાં સુચવાયેલો છે. કહો તમો સંધ્યા ગાયત્રી કરશો ? ઉપવિતના તંતુઓ શા માટે ભેગા કરવામાં આવે છે ? તે આપણાં સંપ્રદાયના મહારાજોને પુછો એટલે ખબર પડશે. વળી મને પુછો છો તેવું જ તેમને પણ પુછો કે તમો આ જનોઈનો શું ઉપયોગ કરો છો ? આનો જવાબ ભાગ્યે જ કોઈના તરફથી મળે.

મહંતશ્રી મોહનદાસજી :- ભગવાન વિશે આટલો બધો દ્રોહ તથા તમે જે જે પારાયણો કર્યા તે તે વિશે આ પંથના કેટલાક લોકો આક્ષેપ મુકે છે કે આતો હતુ જ નહિ અને ક્યાંથી કાઢયું ? એ વિશે આપનો આંતરિક આશય શું છે તે સમજાવશો ?

પરમહંસ સુખાનંદજી :- ભાઈ ! "પેટનો બળ્યો ગામ બાળે" ! દિન પ્રતિદિન સુખાનંદની પ્રતિષ્ઠા વધતી જાય છે. તે આ સંપ્રદાયના કેટલાક ઢોંગી, ધૂર્ત પુરૂષોને ગમતું નથી. વળી સુખાનંદજીની આવી પ્રવૃતિથી જનતામાં જાગૃતિ વધતી જાય છે. એને લીધે એ આડંબરીઓએ ભોળા ભક્તોને ધુતવા માટે બિછાવેલી જાળ તુટતી જઈ ખુલ્લી પડતી જાય છે. તેઓ સંપ્રદાયના ભક્તો પર જીવતા હોવાથી તેમને ધર્મને નામે મોટી મોટી વાતો સમજાવી તેમના ધન પોતાના કરવા પાછળ લાંગી રહ્યા હોય છે. જ્યારે સુખાનંદનું આ શરીર સ્વપુરૂષાર્થ વડે. એ મુર્ખ ઘમંડીઓની પાશજાળ

છીન્ન-વિછિન્ન થતી જાય છે અને હરિભક્તોની દ્રષ્ટિમાં આ સત્ય હકીકતો સ્પષ્ટ દેખાતા તેઓ ચેતી જાય છે. તે જોઈ આ મહારાજોના અંતરમાં જવાળાઓ ભભૂકી ઉઠે છે, તેમના દીલ ચચરે છે અને પરિણામે તેઓ શોક કરે છે કે ભક્તજનો અમારી આ લીલાને ઓળખશે તો અમારા રોટલા પાણી અને એશ આરામ નિઃશેષ થઈ જશે. કારણકે ભગતને કંઈ પણ કહેવા જતાં તેના તરફથી સામો જવાબ મળશે.

વળી આ વિશે એક વધુ વાત કહું. આવા મહારાજો માને છે કે ભક્તો એતો મહારાજોને ચરી ખાવાના ખેતરો છે. ખેડૂત જેમ ખેતર ખેડીને પાક પકવે છે અને તે પાકનો ઉપભોગ કરે છે, તેમ આ મહારાજો પણ ભક્તજનોરૂપી ખેતરને લીધે લીલા તાજા રહે છે. અને એમને અંધારામાં રાખે તો જ પોતે એ ખેતરોનો ઉપભોગ કરી શકે. આથી આ ખેતરોની આસપાસ તેઓ કાટાંળી વાડની માફક અંધાર પિછેડો પાથરે છે. કદાચ કોઈ ભક્તજન તેમની ખબર લે છે તો તેને એવી એવી વાતોથી ડરાવે છે કે "અરરર ! ગુરુની સામે તો હરગીઝ ન થવાય ! એકપણ અક્ષર ન ઉચ્ચારાય !! તેમની સામે ઉંચે સાદે સહેજ પણ ન બોલાય ! શિવ બ્રહ્મા અને વિષ્ણુ સરખા સમર્થ દેવતાઓ પણ ગુરુના ચરણે ઝુકતાં હતાં ! ગુરુનું આવું શ્રેષ્ઠ સ્થાન છે એવા ગુરુપદે અમે બિરાજમાન છીએ. તેમની વિરુધ્ધ તમારાથી કંઈ પણ પુછી જ કેમ શકાય ? તમારે તો અમારા પગે પડવું જોઈએ." આવી આવી ભુરકી નાખનારી વાણી વડે ભક્તજનોને ભોળવી તેમનામાં અનેક પ્રકારના વહેમો ઘુસાડે છે. અને પરિણામે બિચારા હરિજનો તેમના દાસ થઈ જઈ તેઓ જેમ કહે તેમ કરવા લાગી જાય છે. આ બધી પોપ લીલાઓ ભગવતજનોને લુંટવા માટે જ ચલાવવામાં આવે છે, બાકી ભક્તોને સકર્તા સત્ કેવલનું

ખરું જ્ઞાન આપવાની તો તેઓની દાનત જ હોતી નથી.

મહંતશ્રી મોહનદાસજી :- આપણાં સમસ્ત સંપ્રદાયમાં માત્ર આપે જ આ મહાન સાહસ ઉપાડયું, બીજા કોઈએ કેમ કંઈ ના કર્યું ?

પરમહંસ સુખાનંદજી :- ભાઈ ! સાહસિકો પણ સૌની અંદર જ હોય છે. કંઈ જુદા ગામ વસતા નથી.

મહંતશ્રી મોહનદાસજી :- પરંતુ મહારાજ ! સંપ્રદાયના કેટલાક સાધુઓ ભક્તજનોને જણાવે છે કે કોઈએ સુખાનંદજીએ છપાવેલા પુસ્તકો વાંચવા નહિ, તેમજ એ પુસ્તકો પૈકી એકેય લઈને મંદિરમાં આવવું નહિ. છતાં સ્વાચાર પત્રિકાદિ ગ્રંથો લઈને અહીં આવશો તો મંદિરમાં પેશવા દઈશું નહિ. આ પણ કેવી વાહીયાત વાત !!

પરમહંસ સુખાનંદજી :- જેમ કોઈ કંજુસને કામધેનું ગાય પ્રાપ્ત થઈ હોય અને રખે ને તેને કોઈ લઈ જશે એવી ભ્રાન્તિ તેના મનમાં રહ્યા કરે, અને તેથી તેને ઘેર આવનાર હરકોઈનાથી તેને છુપાવવા પ્રયત્ન કરે અને સાચવ્યાજ કરે - ગમે તે કામ કરતાં તેનું ધ્યાન તો તે કામધેનું તરફ જ હોય છે. તેમ આવા માણસો, આવા ગ્રંથોની કિંમત જાણતા હોવાથી, રખે ને અન્ય ભક્તજનો પણ આ મહામૂલા જ્ઞાનથી વાકેફ થઈ જશે અને પોતાની પોપલીલા આગળ નહિ ચલાવી શકાય એવા ડરથી આવા પુસ્તકો પર તેઓ પ્રતિબંધ મુકે છે. આથી તેઓ ભક્તજનોને સમજાવે છે કે "જુઓ, ગાદીને નહિ માનનાર નરકે જાય છે. આવા ગાદીને ન માનનારાઓ ગુરુદ્રોહી હોયને નુગરા છે." આ રીતે સમજાવી જેમ ભેંસની કોટે ડેરો બાંધવામાં આવે છે એ પ્રમાણે તેઓ ભક્તજનોને માત્ર ગાદીનું જ મહત્વ સમજાવે છે અને પરમ જ્ઞાનનું એક બિંદુપણ પામવા દેતા નથી ! વળી તેઓ કહે છે કે, જો ગાદીનું યજન-પૂજન ત્યજી દેશો તો

નરકે જશો. આવા ડરને લીધે ભક્તજનો સારા વિદ્વાન સત્સંગીઓનો લાભ લઈ શકતાં નથી.

આવા આચાર્યો અજ્ઞાનમાં ગળાબુડ ડૂબેલા હોય ત્યાં સત્ સાહિત્યના પ્રચારની આશા જ ક્યાંથી રખાય !!

મહંતશ્રી મોહનદાસજી :- આપણાં પુસ્તક પ્રચારનો હેતુ શો છે ? અને એથી શું ફાયદો થશે ?

પરમહંસ સુખાનંદજી :- કેટલોક વખત થયા આ કાયમપંથની વિદ્વાન વ્યક્તિઓના વિદેહ થયા પછી કુસંપ પેઠો છે. એના પરિણામે અજ્ઞાને ઘર ઘાલ્યું. આથી આ સદ્‌ગ્રંથોના સાચા અભ્યાસી કોઈ રહ્યા નહિ. અને જેમ જેમ આ મહાગ્રંથોનો અભ્યાસ છૂટતો ચાલ્યો તેમ તેમ સ્વાર્થજાળ પોતાનો વિસ્તાર વધારતી ચાલી, અને પછી તો પૂછવું જ શું ? જ્યાં સ્વારથનો પગ પેસારો થયો એટલે મમ્મત વધ્યો, મારા તારાના ભેદભાવો પેદા થયા !! આથી ધર્મ પણ કોરાણે મુકાવા માંડયો ! પરિણામે ધર્મના પ્રચારકો કોઈ રહ્યા નહિ. આ પ્રમાણે ધર્મના સાચા સિદ્ધાંતો સમજાવનાર કોઈ ન રહેતા પછી ધર્મની મહત્તાતો કોણ જ સમજાવે ? આવી પરિસ્થિતિમાં જ્યારે ધર્માચાર્યો સ્વાર્થજાળમાં સપડાય અને મોજ એશ આરામમાં પડે ત્યારે એવા પ્રસંગે સત્ય હકીકત કહેનાર કોઈ મળતું નથી. આવા વિપરીત સમયે સદધર્મ પ્રચારની મારી ફરજ બજાવવા માટે કટિબધ્ધ થવું પડયું. મેં આ કાર્ય હાથ ધર્યું ન હોત તો સ્વાર્થ સાધકે પોતાના મન ફાવતા અર્થ કર્યા હોત. જે અર્થ વડે એમના સ્વાર્થ સધાય એવા જ અર્થો તેમણે પ્રચલિત કર્યા હોત. આ ઉપરાંત કથા કરનારાઓ પણ પોત પોતાને મન ગમતાં અર્થો કરતાં થઈ ગયા, આ પરિસ્થિતિમાં પરમપુરુષ ભગવાન કરૂણાસાગરના સદ્ ઉપદેશના સાચા અર્થો પ્રગટ કરવા કોઈ શક્તિમાન ન થયું. આથી આપણાં

ગ્રંથોની ચોપાઈઓની ટીકાઓ આપવાની મને ફરજ પડી. વળી આમ ટીકા કરવામાં મારો બીજો પણ હેતુ હતો અને તે એ કે, આવા ગ્રંથો છપાયેલા હોય તો પંથની હરકોઈ વ્યક્તિને એનો અભ્યાસ કરવો સુગમ થઈ પડે, અંદરનો સાર સહેલાઈથી સમજી શકે અને એ રીતે પરમગુરુના મહાન આદેશને અનુસરી શકે.

**મહંતશ્રી મોહનદાસજી :-** આપ સતત પરિશ્રમ ઉઠાવી આપણાં સંપ્રદાયના સત્ સાહિત્યથી ભરપૂર પુસ્તકો છપાવી તેનો પ્રચાર કરો છો. તેમાં કેટલાંક મહારાજોની નારાજી જણાય છે. આ સાહિત્ય પ્રચારની વાત સાંભળતા જ તેઓ ચમકવા લાગે છે, તેમના નસકોરા ચડી જાય છે અને આવી પ્રવૃત્તિ પ્રત્યે અત્યંત ધૃણા દાખવે છે. તથા જ્યાં ને ત્યાં કહેતા ફરે છે કે પુસ્તકો છપાવીને એમણે પંથને ખૂબ જ નુકશાન કર્યું છે !! તેમની આવી વાતો વિશે આપનું શું મંતવ્ય છે ?

**પરમહંસ સુખાનંદજી :-** ખરેખર ! એવા આંખના આંધળા અને ગાંઠના (સ્વાર્થના) પૂરા માનવીઓ એવું ન બકે તો બીજું કરે પણ શું ? કંઈક સત્ કાર્ય કયારે થાય ? પોતાની પાસે કંઈક પણ કોઈપણ સત્ સંપત્તિ પુરૂ જ્ઞાન હોય ત્યારે જ ! સાચે જ, જેને કમળો થયો હોય તેને જગત માત્ર પીળું જ ભાસે છે. આ ન્યાયે, એ બિચારા દયાપાત્ર માનવીઓ જેટલા પણ તેમનાથી બને તેટલા જુઠાણા ચલાવે છે. તેઓ સારી રીતે સમજે છે કે, આ પુસ્તકોનો આ પ્રમાણે પ્રચાર થશે તો આપણે જે મોહજાળ પાથરીએ છીએ તે છીન્ન વિછીન્ન થઈ જશે. તેઓ આમ સમજતાં હોવાથી ''પેટનો બળ્યો ગામ બાળે'' એ કહેવત અનુસાર, તેમનું દુઃખતું હોય છે પેટ, અને કુટે છે માથું !! તમે ખાત્રીપૂર્વક માનજો કે મારી આ પ્રવૃતિ તેમના હઠાગ્રહને હટાવવા માટે નથી, પરંતુ આ કાર્ય તો સંપ્રદાયના સાધુ તરીકેની મારી ફરજ

સમજીને કરૂ છું. પછી મારી આ પ્રવૃત્તિ તેમને રૂચે વા ન રૂચે તે બાબતથી હું તદન નિર્લેપ છું. એ જોવાનું કામ મારૂં નથી. બાકી ખરૂં પુછો તો ભગવાન કરૂણાસાગરના સાહિત્યને પ્રસિદ્ધ થતું જોઈ તેમના દિલમાં જે જવાળાઓ ભડકી ઉઠે એજ એમના કૃત્યોનું પ્રાયશ્ચિત છે. ભગવાન કરૂણાસાગરના અમૂલ્ય ઉપદેશ ગ્રંથોની તેમને પેટ ભરીને નિંદા કરવી હોય તો ભલે તેઓ તેમ કરે, એ જોવાનું કામ મારૂં નથી. અને તેઓ મારા પ્રત્યે ધૃણા દાખવે છે. તેમા ખરૂં કારણ તપાસો તો જણાશે કે મારૂં સ્પષ્ટ વક્તાપણું જ એમને ખુંચે છે,જે એમને ગમતું નથી. આથી જ તેઓ ભક્તજનોને ઉલ્ટું જેમ ફાવે તેમ સમજાવે છે.

આ પુસ્તક પ્રકાશનના કાર્યથી તો ભક્તજનોના અંતરમાં અંજવાળુ થાય છે. અને તેથી સંપ્રદાયનું સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાને તેઓ શક્તિમાન બને છે. આ વસ્તુ એ કાળા મનના માનવીઓના ગળે ક્યાંથી ઉતરે ? ખરેખર, કહેવત છે કે ચોરને અંજવાળી રાત ગમતી નથી. વારાંગના સ્ત્રીને સતીની વાતો સાંભળવામાં સુગ આવે છે. તેમજ ઘુવડ તથા વાગોળ અને ચામાચિડીયાને સૂર્યનો પ્રકાશ ગમતો નથી. વળી જુવાસના છોડને સઘનઘનની મેઘગર્જના યુક્ત વરસાદ પણ સારો લાગતો નથી. આજ પ્રમાણે આ પામર માનવીઓ, અનંત, અપાર જ્ઞાન કિરણોથી ભરપૂર પરમ જ્ઞાનના પ્રકાશથી અંજાઈ જઈ ઘુવડ જેવા બની જાય છે ! બનવા જોગ છે કે પાપ પંકમાં ખુંતી ગયેલા એ અલ્પ પ્રાણીઓને આ જ્ઞાનમય પ્રકાશ ન પણ પ્રાપ્ત થાય !!

**મહંતશ્રી મોહનદાસજી :-** ભગવાન કરૂણાસાગરે સ્વાચાર પત્રિકા યા શિક્ષા પત્રિકા કયા સમય પર રચેલી અને શા માટે ? તે વિશે આપ ખુલાસો કરશો ?

**પરમહંસ સુખાનંદજી :-** જી, હા જરૂર, જાણું છું તે પ્રમાણે કહું છું તે સાંભળો. આપણાં જ્ઞાન

સંપ્રદાયના ગ્રંથો પૈકી "અગાધબોધ" નામના પુસ્તકમાં સ્વાચાર પત્રિકા વિશે પુષ્કળ પુરાવા છે. વળી આ અગાધબોધ નામના ગ્રંથની એક હસ્તલેખિત નકલ સંવત ૧૮૮૨ની સાલની સુરત જિલ્લાના ઉમરાગામે છે, તેમાં આ સ્વાચાર પત્રિકા વિશે લખાણ છે. તે ઉપરથી સિધ્ધ થાય છે કે અગાધબોધ રચાતા પહેલા સ્વાચાર પત્રિકા રચેલી હોવી જોઈએ. એટલે આશરે ૧૦૦ વર્ષ પહેલા આ સ્વાચાર પત્રિકા રચાયેલી હોવી જોઈએ. એમાં લખેલું છે કે :-

અમારા સાધુઓએ રંગેલું વસ્ત્ર પહેરવું, અંગ ઉપર અલ્ફી (સાદુ પહેરણ) પહેરવી, રેશમી વસ્ત્ર તેમજ દરદાગીના ધારણ કરવા નહી. કોઈપણ સાધુએ બીજા સાધુની સોબત સિવાય ક્યાંય જવું નહિ. તેમજ મહંત, મહારાજ વા આચાર્ય એવી અથવા એવી જ જાતની બીજી કોઈ પદવી ધારણ કરવી નહિ. તેમાં ખુલાસો છે કે મારા બધા સાધુઓમાં ડાહ્યા ગણાતાં હોય, જ્ઞાનમાં સમજ્યા હોય, મારા સારધાર વચનો પાળતા હોય એટલે કે રહેણીકરણીમાં રહેતા હોય, તેમને મોટા ગણવા અને બીજાઓએ મારા સમાન ગણી તેમના વચન પાળવા.

અમારા સાધુઓએ સ્ત્રીઓના મુખ જોવા નહિ. કદાચ કથા પ્રસંગે સ્ત્રીઓને કથા સાંભળવી હોય તો, કથા કહેનારની પાછળ બેસીને સાંભળવી. તેમજ સત્ કૈવલની આદ્ય લઈ નમસ્કાર કરે તો હાથ વડે ઝીલવા પણ મુખથી બોલવું નહિ. આ પ્રમાણે પરમગુરુની આજ્ઞા છે.

આ સિવાય આ સંબંધી બીજી કોઈ જાતની છૂટ મૂકેલી નથી. આવું સખત નિયમનું બંધારણ હોવાથી જ સારસાના મહારાજે આ સ્વાચાર પત્રિકાને અમારા ધર્મની નથી એમ જ જણાવ્યું છે. પરંતુ આ પત્રિકા ભગવાન કરૂણાસાગરે પોતે જ પંથના નિયમો તથા રહેણી-કરણી માટે રચેલી છે.

મહંતશ્રી મોહનદાસજી :- જ્યારે વડોદરા મુકામે સંવત ૧૯૮૧ ની સાલમાં તમારા ઉપર સારસાના મહારાજે તમે આ સ્વાચાર પત્રિકાને અનુસરીને એક જાહેરાત કરેલી તેથી પોતાની આબરૂના બચાવ માટે ફોજદારી કરેલી તેમાં તેમણે પોતાની જુબાનીમાં જણાવેલું કે સ્વાચાર પત્રિકા નામનું પુસ્તક અમારા ધર્મનું નથી. તેની સામે તમે શા પુરાવા રજુ કરેલા ?

પરમહંસ સુખાનંદજી :- સને ૧૯૦૯-૧૦ ની સાલમાં સારસાના પટેલ રણછોડભાઈ તુલસીભાઈએ સ્વાચાર પત્રિકા છપાયેલી તે સમયે સારસાની ગાદીએ કામ ચલાઉ મહંત દામોદરદાસજી ગુરુ નારણદાસજી થયા. તેમણે આ પત્રિકા છપાયાના સમાચાર જાણતાં જ મનાઈ હુકમ કઢાવવા એ અરજી કરેલી તેમાં જણાવેલું કે આ સ્વાચાર પત્રિકા માત્ર અમારી ગાદીના મહારાજને પોતાની પાસે રાખવા માટેની છે, છપાવી જાહેર કરવાની નથી. એ સંબંધમાં પાછળથી પરસ્પર માંડવાળ થયેલી તેની એક નકલ ખેડાની કોર્ટમાંથી લાવીને મે રજુ કરેલી. બીજુ મારા દરેક સાક્ષીઓ કહી ગયેલા કે સ્વાચાર પત્રિકા એ અમારા ધર્મનું જ પુસ્તક છે.

મહંતશ્રી મોહનદાસજી :- ત્યાર પછી આ સંબંધમાં કંઈ ખાસ વાત જાણવા જેવી છે ?

પરમહંસ સુખાનંદજી :- જી હા, જરૂર છે. સારસાના મહંતને પદભ્રષ્ટ કરવાનો દાવો જે હાલમાં પણ ચાલે છે. તેમાં એક જુબાની એવી પણ પડેલી છે કે જ્યારે વડોદરાનો કેસ ચાલુ હતો ત્યારે કદાચ હું મંદિરમાં જપ્તી લાવીને બધા પુસ્તકો જપ્ત કરાવું તો તેમાંથી આ પત્રિકા નીકળી આવે. માટે મહંતે પોતે જ ચાર પુસ્તકોમાંથી આ પત્રિકાવાળો ભાગ એક સાધુ પાસે ફડાવી નંખાવેલો. તે ફાડનારે પોતે જ આ જાતની જુબાની આપેલી છે.

આ ઉપરથી જણાશે કે આ પુસ્તક આપણાં ધર્મનું હોવા છતાં પોતાના પર બંધન આવતા હોવાથી જ સ્વાર્થીઓએ આનો બહિષ્કાર કરેલો છે.

# સમર્પણ



સહાદર સમર્પણ પ્રેમપુષ્પ હમારા ગુરુવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિધ્ધાંતના પ્રાજ્ઞ અનુભવી અને પ્રખર તત્વજ્ઞાની શ્રી મોહનદાસજી મહારાજના આશિર્વાદથી પ્રાપ્ત થયેલું અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી પ્રેમ પુષ્પ અનેકવાર નમસ્કાર કરીને તેમના પરમ પવિત્ર ચરણ કમળમાં સમર્પણ કરું છું.

લિ.

આપના ચરણરજનો અભિલાષી

**મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી**

**સંત શ્રી નિર્મળદાસજી ગુરુશ્રી મોહનદાસજી**

ભગવાન કરૂણાસાગરનું મંદિર, કુંભાલ પાટીયા, સુરત.

મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરને મારી અતિ નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસારભરના સર્વ અંશોને સત્ય જ્ઞાન આપે.



મહંતશ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી (સુરત)

# પ્રકાશકના બે બોલ

પરમ વિશેષ પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક જ્ઞાન ગતિના સંપૂર્ણ અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજના સ્વમુખે રચાયેલા સિધ્ધાંતબાવની ગ્રંથને સટીક કરવાનો અમૂલ્ય સમયનો યોગ કેવી રીતે ઉપસ્થિત થયો તે સંક્ષેપમાં જણાવીએ છીએ. ઉમરા ગામના નિવાસી ભક્તરાજ વસંતભાઈ ગોવિંદભાઈને સિધ્ધાંતબાવની ગ્રંથ સટીક કરવાની અભિલાષા એક વરસ પહેલાની હોવાથી જ્યારે જ્યારે અમને મળે ત્યારે કહેતા કે સિધ્ધાંતબાવની ગ્રંથ ઘણો ગુઢાર્થને ગર્ભીત રહસ્યથી ભરેલો હોવાથી જેમ છે તેમ તેની સમજ પડતી નથી. એટલાં જ માટે સરળતાથી સમજી શકાય અને કાયમ સમાજના જીજ્ઞાસુજનો જ્ઞાન ભક્તિનો પરમલાભ લઈ શકે એવા હેતુથી આ ગ્રંથ સટીક કરવાનું કાર્ય તેમના શુધ્ધ ભાવથી અમને સોંપ્યું. તે ગામ ઉમરાના વસંતભાઈ ધર્મના કાર્યમાં દાન દેનાર અતિ ઉદાર છે. જ્ઞાન સમ્પ્રદાયના સર્વે સંતો સાથે સરખો પ્રેમ રાખતાં હોય, જે કોઈ સંતને ધર્મ સંસ્થા સબંધી જરૂર હોય અને તેમને જણાવવામાં આવેતો, તેઓ યથાશક્તિ પ્રમાણે દાન આપીને જ્ઞાન સમ્પ્રદાયમાં કેટલાંય મંદિરોનાં કામ કર્યા છે. હજૂ પણસંતો સંબંધી સેવા કરવાનો ભાવ ઓછો થયો નથી. તેમના પિતાજી પણ ઘણાં ધર્મ ભાવનાવાળા હોવાથી તેમના કુટુંબ પરિવારમાં ધર્મના સંસ્કાર ઉતરી આવેલાં છે. અત્યારે પણ તેમનું કુટુંબ મોટું હોવા છતાં તેમના પરિવાર સહિત સેવાભાવી અને ધર્મ સંસ્કારી છે. તેથી તેમના ઘર આંગણે કોઈ કાયમપંથી સંત કે ભક્તજન જાય તો, ઘણાં આદર માનથી તેમનો સત્કાર કરીને પોતાની ફરજ બજાવે છે. માટે અમો ભગવાન કરૂણાસાગરને હૃદયના શુધ્ધ ભાવથી પ્રાર્થના કરીએ છીએ કે એવા ભક્તજનોને નિર્મળ બુદ્ધિ આપો અને ભક્તિ ભાવમાં વધારો કરો.. તેમજ તેમને સુખ સંપત્તિ પ્રાપ્ત થાય અને સંતોની સેવા કરતાં રહે એવી ભગવાન કરૂણાસાગરને પ્રાર્થના.

ગ્રંથના સટીક કરવાના પ્રારંભમાં અમને વિચાર આવ્યો કે ગ્રંથ ઘણો અલૌકિક હોવાથી એકાએક ચોપાઈઓના અર્થ થઈ શકશે નહિ. તેથી ચોપાઈઓના અર્થ કરવામાં માર્ગદર્શન આપી શકે એવા અમદાવાદ નિવાસી ભક્તરાજ શ્રી નાનજીભાઈને સાથે રાખીને ગ્રંથનો અનુવાદ કરવાનું કામ હાથ ઉપર લીધું હતું. ત્યારે લખવાનું કામ કરવામાં ખોલવડના ભક્તશ્રી હસમુખભાઈએ પોતાના તન મન અને ઉત્તમ સમયનો સદ્ ઉપયોગ કરીને સારી સેવા આપી છે. તે બદલ ભગવાન કરૂણાસાગર તેમને સત્ય સમજણ આપે અને જ્ઞાન,ભક્તિ, વૈરાગ્યમાં વધારો કરે એવી ભગવાન કરૂણાસાગરને પ્રાર્થના.

તેજ પ્રમાણે અમદાવાદના વતની ભક્તરાજશ્રી નાનજીભાઈએ, ગ્રંથની ચોપાઈઓના અર્થ કરવામાં, અમને ઘણાં જ મદદરૂપ થયા છે. વળી શબ્દની સંધિ છૂટી પાડવામાં તેમજ અમુક ડીસ્ટ્રીકની ભાષાના શબ્દો સમજાવવામાં સહાયરૂપ થઈને ગ્રંથનું "સટીક" કામ પૂર્ણ થયું. ત્યાં સુધી તનમનથી કિંમતી સમયનો ભોગ આપીને સેવા આપી છે. તે બદલ તેમને ભગવાન કરૂણાસાગર સદબુધ્ધિ બક્ષે અને મનની અભિલાષાઓ પૂર્ણ કરે. તેમજ જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યમાં નિપુણ નિવડે તથા દીર્ઘ આયુષ્યવાન થઈ પોતે શોભે અને આપ્ત જન સમાજને શોભાવે એવી ભગવાન કરૂણાસાગરને પ્રાર્થના.

પ્રકાશક

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

# નિવેદન

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના પાટવી શિષ્ય પૂજ્યશ્રી નારણદાસજી મહારાજ કૈવલ જ્ઞાનગતિના સંપૂર્ણ અધિકારી હતાં. તેમણે સર્વજ્ઞ પરમગુરુના અખંડ ચરણ કમળમાં રહીને આ સિધ્ધાંત બાવની નામના ગ્રંથની રચના કરી છે. તે ગ્રંથમાં જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધીના ઉપાસક મનુષ્યો ક્યા ક્યા ઈષ્ટોની ઉપાસના કરે છે. અને તે ઉપાસના દ્વારા કયા કયા ફળની પ્રાપ્તિ થાય છે. તેનો આ ગ્રંથમાં ખુલાસો કરી જણાવવામાં આવ્યો છે. તેમજ સગુણ પક્ષના સર્વ સિદ્ધાંતોની હદ કેટલે સુધી છે. તેનો પણ ખુલાસો કરી બતાવવામાં આવ્યો છે. હવે જે નિર્ગુણના સિધ્ધાંતની માન્યતા છે કે આત્મા, પરમાત્માં, નિર્ગુણ વ્યાપક બ્રહ્મ, કેવી રીતે છે અને કોને કહેવાય ? તેના પણ કુદરતી દ્રષ્ટાંતો આપીને સંશયોનું નિવારણ થાય એવી રીતનો નિર્ણય કરી બતાવ્યો છે. વળી આપણે કોણ ? અને આપણાં કર્તા કોણ ? એ જ્ઞાન કોના દ્વારા મળે છે. તે પણ સમજાવવામાં આવ્યું છે. વળી ચારવેદના સિદ્ધાંતો અને તેના બાર મહાવાક્યોનો પણ નિર્ણય કરી બતાવ્યો છે. છ દર્શનોના મત કયા કયા છે અને કઈ હદમાં જઈને વિરામ પામે છે. તે પણ સ્પષ્ટ સમજાવવામાં આવ્યું છે. વળી આ સિધ્ધાંત બાવની ગ્રંથ અત્યાર સુધીમાં કેટલીક વખત છપાયો છે. તે શબ્દોની રચના અદ્ભૂત અને ગુરુમુખી હોવાથી સુગમ રીતે સમજી શકીએ એવું સાંભળવામાં કે જાણવામાં આવ્યું નથી. એ કારણને લઈ ભગવાન કરૂણાસાગરની પ્રેરણાથી ફરી સટીક કરવામાં આવ્યો છે. તે ચોપાઈઓના અર્થો યોગ્ય રીતે કરી બતાવ્યા છે. એવો કહેવાનો આશય નથી. કારણકે ચોપાઈઓ ઘણી ગુઢાર્થ અને ગર્ભીત હોવાથી પરમ દયાળુ પરમગુરુએ જેટલી પ્રેરણા કરી તેટલા જ પ્રમાણમાં અર્થો કરી જણાવવામાં આવ્યા છે.

કોઈ પણ ચોપાઈઓનો અર્થ ગેર સમજનો થયો હોય તો, સંત સજ્જનોને વિનંતી સાથે જણાવવાનું કે ભૂલચૂક સુધારીને વાંચશો. અને તેથી વિશેષ જાણવા જેવું હોય તો અમને પત્ર દ્વારા લખી જણાવશો. જેથી ચોપાઈઓનું રહસ્ય સમજવાનો અમને પણ વિશેષ લાભ મળે. આ અલૌકિક જ્ઞાન સર્વજ્ઞ પરમગુરુનુ હોવાથી હું જાણું છું એવું ગૌરવ કોઈપણ મનુષ્યથી કરી શકાય તેમ નથી. પરંતુ એ અંતરજામિની જેટલી કૃપા હોય તેટલું જ આપણે સમજી શકીએ છીએ. કારણકે નાના પાત્રમાં ઓછી વસ્તુ અને મોટા પાત્રમાં વધારે રહી શકે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે જેનામાં જેટલો અધિકાર હોય. તેટલું જ જ્ઞાન પ્રાપ્ત થાય છે. પરંતુ ભગવાન કરૂણાસાગરનું અલૌકિક કૈવલજ્ઞાન અપરંપાર હોવાથી કોઈપણ પાર ના પામી શકે એવું હોવા છતાં એ જ્ઞાનરૂપી સમૃદ્ધિના વારસ ત્યાગી સંત પુરૂષો છે અને વિવેકી ભક્તજનો પણ ખરા, આપણે સર્વને એકમતે મળીને ભગવાન કરૂણાસાગરના વચન અનુસાર માનવ સમાજમાં કૈવલ જ્ઞાનનો વધુ પ્રકાશ પડે અને તે જ્ઞાનના પ્રકાશથી જીજ્ઞાસુજનો જેમ છે તેમ સાચુ જોઈને જાણી શકે તેમજ અંધશ્રધ્ધા અને જડ ઉપાસનાઓ નાબૂદ થાય. એવી રીતે સંતોએ અને ભક્તજનોએ તન મન અને ધનનો ભોગ આપી જ્ઞાનનો પ્રચાર કરવો યોગ્ય છે. તે આપણી મનની માનેલી માપક મર્યાદાઓ છોડીને આપણે સર્વ એક જ કૈવલના અંશો છીએ. એવું નિશ્ચયાત્મક સમજીને અંશ બંધુત્વ ભાવે કૈવલ જ્ઞાનના પ્રચારનો આદર કરવામાં આવેતો ભગવાન કરૂણાસાગર હૃદયમાં વસીને જ્ઞાન



સંતશ્રી નિર્મળદાસજી ગુરુશ્રી મોહનદાસજી (સુરત)

ભક્તિના વિકાસની પ્રેરણા કરે, પરંતુ કાયમપંથ જ્ઞાન સમ્પ્રદાયની ભગવાન કરૂણાસાગરે સ્થાપના કરી તે નીતિ-નિયમો પ્રમાણે આપણે અનુસરવું પડે. તે નહિ અનુસરવાથી આપણાં સર્વ સંતોની કે ભક્તોની એકતા થવી જોઈએ તે થતી નથી. કારણકે જેને જે યોગ્ય લાગ્યું તે મનના મત પ્રમાણે આપણે સર્વ ચાલીએ છીએ. તેને પરમગુરુનો મત કહેવાય નહિ. પરમગુરુનો ઉપદેશતો સમતાભાવ અને સમદ્રષ્ટિનો છે. તે પ્રભુ પોતે હંસતા લેવા ગ્રંથ અંગ = ૧૮ સાખી = ૬માં કહે છે કે,

સકલ અંશ સમદ્રષ્ટિસે, દેખી પરમપતિ ચિન ॥
મોહોમન ગુણ તે ગત હવો, નિરભે ભયો નચિન ॥ ૬ ॥

જ્યારે સર્વ અંશોને સમદ્રષ્ટિથી જોશો ત્યારે જ તમે પરમપતિને જાણી શકશો અને ગુણનો મોહ પણ ત્યારે મનથી નાશ પામશે. એથી નિર્ભય બની નચિત થશો.

તેમજ સ્વાચાર પત્રિકા અંગ = ૫માં કહે છે કે,

અબ મેરે એહી વચનકુ, કરીતવ સકલ વીલોક ॥
તો તુમહી નીરભે થકી, ફરો ચતુરદશ લોક ॥ ૧ ॥

મારા વચનોનું બારીકાઈથી અવલોકન કરશો (મનનપૂર્વક વિચારશો) તો તમે ભય રહીત બની ચૌદ લોકમાં ફરી શકશો.

વેર વરગ તુમસે કીનુ, રહે ન યે ભવમાંય ॥
સદા સુખનકી ખાણ હે, ઝૂલો તનભર ત્યાંય ॥ ૨ ॥

તમારે આ જગતમાં કોઈ સાથે વેર ઝેર રહે નહિ. અને હરહંમેશ અખંડ સુખના ઝૂલે શરીરો સહ સુખ ભોગવો (માણો).

વિશ્વભ્રમ વિધ્વંશનિધિ ગ્રંથ સિદ્ધાંત ૨૨ માં કહે છે કે

પરમગુરુકે વચનોમહી સબ, રહેણી કરણી સમેતુ ॥
કછુ નહિ સાધન તીનુ સરભર, જીનું ગુરુ પરમ સહેતુ ॥ ૪૬ ॥

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુના વચનોના પાલનમાં રહેણી કરણી સહિત સર્વે સાધનોનો સમાવેશ થઈજાય છે. જેથી જપ, તપ, સમદમ, અષ્ટાંગ યોગ આદિ કોઈપણ સાધન કરવાનું બાકી રહેતું નથી. તે પરમ કલ્યાણકારી સર્વ શ્રેષ્ઠ વચનોની બરાબરીમાં કોઈપણ સાધન નહિ હોવાથી તેને અનુસરનારની ઉપર પરમ કૃપાનિધિ પરમગુરુ પૂર્ણ હેત રાખે છે.

કાયમપંથ જ્ઞાન સમ્પ્રદાયના સર્વ સંત, મહંતો અને સજ્જનો સહિત ભગવાન કરૂણાસાગરના વચન અનુસાર રહીને સારાસારને સમજી અનિત્યનો ત્યાગ કરી નિત્ય વસ્તુ ઉપર પ્રીતિ વધારીશું ત્યારે જ આપણાંમાં સાચી જાગૃતિ આવશે. ત્યારે આપણે પરસ્પર એકબીજાને પ્રેમ દ્રષ્ટિથી જોઈ શકીશું. એજ સંતો, મહંતો અને સજ્જનોને અમારા સત કૈવલ સાહેબ.

પ્રકાશક :- મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી.

## પ્રસ્તાવના

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કાયમપંથ જ્ઞાન સમ્પ્રદાયના આદ્ય સ્થાપક પોતે જ છે. તે ભગવાન કરૂણાસાગરના સત્ય અને નિત્ય સ્વરૂપને યથાર્થ જાણી તે પરમ દયાળુના નિત્ય સ્વરૂપ સાથે અખંડ એકતા રાખીને રહેનાર પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજે સિદ્ધાંત બાવની નામના ગ્રંથની રચના કરી છે. તે ગ્રંથમાં અતિ અદ્દ્ભૂત અલૌકિક જ્ઞાનનો સમાવેશ કર્યો છે. તે એવા હેતુથી કે તમે કોણ ? અને તમારા કર્તા કોણ ? તે સહેલાઈથી જગતનાજનો સમજી શકે એવા વિધ વિધ પ્રકારના દ્રષ્ટાંતો આપી સિદ્ધાંત સમજાવ્યો છે. તે સકર્તાપતિ પોતાના સ્વધામમાં રહીને પોતાની ઈચ્છાથી સમસ્ત બ્રહ્માંડની આદ્યે અનંતલોકની રચના કરી છે. તે સર્વનું પાલન પોષણ કરનાર અને જીવન આપનાર પોતે જ હોવાથી સર્વે અંશો પર સરખુ હેત રાખે છે. તે સકર્તાપતિનો પરમ પ્રકાશ બ્રહ્માંડની આદ્યે સઘળા પિંડોમાં વ્યાપક છે. તે પ્રકાશના પ્રકાશક સકર્તા સ્વામી અંતરીક્ષમાં આવેલા સ્વધામમાં અખંડ બિરાજે છે. તે આદ્ય સકર્તાપતિએ પોતાની ઈચ્છાવૃત્તિ દ્વારા તત્વો ઉત્પન્ન કરીને તે તત્વોના પાંચ દેહો રચીને પોતાના સજાતીય અંશોને વસાવ્યા છે. તે અંશોને પોતાના સ્વરૂપને જાણવાની અને નિજકર્તાપદને પામવાની જે ગુરુગમ અપરંપાર હોવાથી ચારવેદે પણ નેતિ પોકારી છે. તે ચારવેદનું અવલોકન કરીને છ ઋષિમુનિઓએ છ સાસ્રો નિર્માણ કર્યાં છે. તે શાસ્ત્રોના મત ન્યારા ન્યારા છે. સામાન્ય વિશેષ સર્વ અંશોને જે નિજઘર પ્રાપ્ત કરીને અખંડ સુખ ભોગવવાનું છે. તે નિજઘેર જવાનો મારગ શાસ્ત્રકારો અને પુરાણના પંડીતોએ બંધ કરીને જગતમાં પ્રસિધ્ધ પામેલા દેવોની ઉપાસનામાં સામાન્ય અંશોને વળગાડી દીધા છે. તે કારણને લઈ સામાન્ય ગતિના અંશો સદ્દગુરુના શરણની શોધ કરી શકયા નથી પરંતુ કરોડો જન્મના સુક્રિતવાળો અંશ મહા ભાગ્યવાન હોય તે સદ્દગુરુના શરણને શોધીને સદ્દગુરુના લક્ષ દ્વારા નિર્ભય અવિનાશી પદને પ્રાપ્ત કરી શકે છે. પરમગુરુના નિત્ય સ્વરૂપનો યોગ કરવાની રીત સમજાવવામાં આવી છે. તે પ્રમાણે જે કોઈ જીજ્ઞાસુજન યથાર્થ સમજી આચરણ કરી શકે તે સદેહે પરમગુરુને પ્રાપ્ત કરી જીવનમુક્ત થઈ શકે છે. પરમગુરુ સર્વજ્ઞ સુજાણજાણવાળા હોવાથી કેટલાંય કલ્પોની ભૂલ એક આંખના પલકારામાં ભાંગી નાખીને શરણે આવેલા અંશને નિજ કૈવલધામમાં પહોંચાડે છે. વિજાતી તત્વ પદાર્થના વિલાસની ભાવના નિજવૃત્તિમાંથી ટાળી દઈને; સજાતિ મહાદ્ ચૈતનની એકતા કરવામાં આવે તો અથાહ સુખની પ્રાપ્તિ એક ક્ષણભરમાં થાય છે; તેનું વર્ણન આ સિદ્ધાંતબાવની ગ્રંથમાં કરી બતાવ્યું છે. જેના જશ જગતમાં જાહેર વિસ્તાર પામેલા છે. તે અનંત દયાળુને ઓળખવાની ગુરુગમ સર્વજ્ઞ પરમગુરુ સિવાય જગતમાં કોઈપણ જાણી શકતું નથી. તે પરમગુરુ પૂરા પ્રવિણ હોવાથી જીવમાત્રના રોમેરોમ અને રગેરગની હકીકત જાણવાવાળા અંતરજામિ છે. તેથી મલિન માયાના મળને હણી લઈ શરણે આવેલા જીવને એક પલકમાં નિર્મળ કરે છે. અજ્ઞાનગઢમાં ફસાયેલા અંશોને જ્ઞાન ગતિના હથિયારથી અજ્ઞાનગઢને તોડી નાખીને અંશોને નિર્ભય કરે છે. જગતના જીવોને ગુરુગમ જ્ઞાનના શસ્ત્રો આપીને ચોરાસીનું રણ જીતાવીને સર્વજ્ઞ પરમગુરુએ કેટલાંય અંશોને પોતાના શરણમાં લીધા છે. તીવ્ર વૈરાગી અને નિર્મળ વૈરાગી અંશોને ગુરુગમ ગતિ આપીને નિજઘેર પહોંચાડયા છે. જગતની આદ્યથી ચૌદલોક

પર્યંત જેટલા શરીરો ઉત્પન્ન થયેલા છે. જે જેનો અવધિકાળ આવે ત્યારે સર્વનો લય થઈ જાય છે. જે અખંડ અવિનાશી સર્વજ્ઞગુરુ અને ગુરુના શરણાંગત થયેલાં શિષ્ય સિવાય સર્વે પ્રલયકાળે ખપી જાય છે. જે મનુષ્યાદેહ બ્રહ્માં વિષ્ણુ મહેશ્વર જેવા મહાન વિભૂતિવાન દેવોને પ્રાપ્ત થવો દુર્લભ છે. તે મનુષ્યા દેહે પરમગુરુનું શરણ શોધીને શરણાંગત થઈ સકર્તાપતિનું ધામ પ્રાપ્ત કરી શકાય છે. તે સિવાય બીજા કોઈપણ શરીરથી થઈ શકતું નથી. સર્વજ્ઞ પરમગુરુને અનેકવાર ધન્ય છે કે અનેક અંશોનો ઉદય કરનાર પરમપિતા હોવાથી પરમ કૈવલ મોક્ષ તેજ આપી શકે છે. મનુષ્યરૂપી નરનો દેહ નાવ સમાન હોવાથી આ સંસારરૂપી સાગર મનુષ્યાદેહરૂપી નાવ વડે જ તરી શકાય છે. પરંતુ મહાન સમર્થ સદ્‌ગુરુ ખેવટીયા મળે ત્યારે જ તરવાનું શક્ય બની શકે છે. સર્વે અંશોના પરમપિતા પરમેશ્વર એક જ છે. તેમનાથી વિયોગી થયા પછી તે પરમેશ્વર અને પોતાને ભૂલી જઈ અનેક ઈષ્ટોની પૂજા કરતાં થઈ ગયા. હે જગતના જનો પરમગુરુના સત્ય સ્વરૂપને નિહાળીને તેનું શરણ ગ્રહણ કરો તો, ભવબંધનમાંથી મુક્ત થશો. જે મનુષ્ય પરમગુરુ સાથે અતિ પ્રેમાળુ હોય તે અનિન ભક્તિના રસનું પાન કરીને અમરપદને પામી શકે છે. આ જગતના વિશે મરજીવા કોઈ વિરલા પુરૂષ જ થઈ શકે છે કારણકે દેહ હોવા છતાં ચૌદલોક સુધીના ભોગોની આશક્તિઓ જેની નાશ પામી છે. એવા પુરૂષ જ જીવન મુક્ત થઈ શકે છે. અધિકાધિક રસિક પરમ રસથી ભરેલા જ્ઞાનામૃત ફળના મેવા જે ભાગ્યવાન અંશોને સર્વજ્ઞ પરમગુરુએ પીવરાવ્યા છે. તેની ભવોભવની ભુખ ભાગી જવાથી તેને ફરી ફરી જનમવું કે મરવું પડતું નથી. જે જે અંશના મનનો લક્ષ જેની સાથે લાગે છે. તેનો સંગ કરીને તે રંગમા રંગાઈને મન તે રૂપ બની જાય છે ચારે જુગમાં જે જે ઋષિમુનિઓ થયાં. કેટલાંક સંત અને ભક્તજનો પણ થયા છે. જેની જેવી સમજણ તે પ્રમાણે જપ તપ કર્યા છે. ને કોઈક પ્રભુની ભક્તિ કરવાવાળા અને કેટલાંય ટેકવાળા પણ થયેલા છે. તેમના જપ, તપ અને ભક્તિમાં વિધ્ન કરવાવાળા આસુરી રાક્ષસોને સંહારી ઋષિમુનીઓનું અને ભક્તોનું રક્ષણ કરવા વિષ્ણુદેવ આ વિશ્વમાં અવતારો લઈને ઉપર લખી જણાવેલા સર્વનું રક્ષણ કરી વિધ્નોમાંથી બચાવ્યા છે. આ જગતમાં સદ્‌ગુરુની વાણી જ સાચી છે. તેને સમજવાવાળા કોઈક કોઈક વિરલાજન સમજીને સમાઈ ગયા છે. તે સદ્‌ગુરુ સિવાયનાં ઘણાં મતવાદીઓ થયા. તેમણે નિત્ય પ્રભુપદને ત્યજી દઈને અનિત્યની સ્થાપનાઓ કરી સંખ્યાબંધ જીવોને અસત્યને સત્ય મનાવી જીવોને રખડતા કરી મુક્યા છે. આ સમસ્ત જગતનું સર્જન કરનાર સર્જનહાર સકર્તાપતિ એક જ છે. તે સકર્તાપતિને યથાર્થ ઓળખી તે નિજપતિની પ્રતિવ્રતા થઈને તન મન સહિત વરેલા હોય એવા કોઈ વિરલા સંત અને સજ્જન થયા છે. તે સમસ્ત જગતને નિજ સકર્તાપતિનું દ્વૈત સ્વરૂપ સમજીને આધિન થઈ વરત્યા છે. કોઈપણ જીવને કટુક વચન બોલીને અયોગ્ય ડગલું ભર્યું હોય એવી ભૂલ તેમણે કદાપિ કરી નથી. સર્વે અંશો જે કૈવલ દેશમાંથી આવ્યા, તે કૈવલ દેશની અગમ્યગમ વાણી દ્વારા વર્ણવી શકાય તેમ નથી. તે કૈવલદેશની અલૌકિકતાને સમજાવતાં સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે ત્યાં રૂપ વિનાની મુરતિ અને સુરતા વિના નિરિક્ષણ થઈ શકે છે. ત્યાં ચંદ્ર સુર્ય સિવાયનો અપાર પ્રકાશ છે. ત્યાં શ્રવણવિના સાંભળવાનું અને મુખ વિના બોલવાનું છે. ત્યાં ચરણ વિના ચાલવાનું અને હાથ વિના કાર્ય થઈ શકે છે. એવો અલૌકિક દેશ અનુપમ હોવાથી ઉપમાં આપીને કહી શકાય તેમ નથી.

હરિ એટલે કેવલકર્તા અને પરમગુરુ એકમેક સ્વરૂપે રહેલા હોવાથી રેખમાત્ર જુદાં પાડી શકાતાં નથી. જેવી રીતે પુષ્પ અને પુષ્પમાં રહેલી સુગંધી તેજ પ્રમાણે સોનુ અને સોનામાંથી બનાવેલો અલંકાર એમ નામ બે પાડવા છતાં વસ્તુ એક જ છે. એમ જાણવું. અસુરી માયાનું રૂપ ઘણુ સુંદર હોવાથી જગતના જીવો તેને જોઈને મોહવશ થયા છે. તે અસુરી માયા સર્વ જીવોને પોતાના તાબામાં રાખી જગત કર્તા પ્રભુ સાથે દ્વેષ કરાવીને વિયોગ પડાવે છે. ૐ અક્ષર જગતની આદ્યનો હોઈ જગત ઉત્પતિના મુળરૂપે છે. આદ્ય સકર્તાપતિ એક અખંડ અકળગતિવાળા અવિનાશી છે. તે મહાશૂન્યની મધ્યમાં અવિગત તખત ઉપર બિરાજેલા હોય, પોતાની પરમગતિનો પ્રકાશ કર્યો છે. જગતભરની રચનાનો એકપણ અલંકાર એટલે ઘાટ બનાવ્યો ન હતો. ત્યારે સકર્તાપતિ પોતે એકલા જ હતાં. જેને રહેતઘર કહેવામાં આવે છે. તે સર્વ ઘરોથી મહાન મોટું હોય, જ્યારે વ્યષ્ટિ અને સમષ્ટિ ઘાટોનો અંત આવે ત્યારે સર્વ ઘાટોમાં રહેલો પ્રણવ રહેતઘરમાં જઈને સમાય જાય છે. પ્રથમ સકર્તાપતિએ અંકુર બીજગોની રચના કરી તે અધિકાધિક રમણીકતાવાળા હોવાથી તેને કોઈપણ ઉપમાં આપીને કહી શકાય તેમ નથી. જે કોઈ સંત સજ્જન સજાતિ વિજાતિનો ભેદ સમજી નિશ્ચય કરે કે હું સકર્તાપતિનો સજાતીય અંશ છું એવો દાવો કરે તેજ પરમગુરુના વચનોની રહેણીમાં રહીને પ્રત્યક્ષ પ્રભુપદની પ્રાપ્તિ કરી શકે છે. ચૌદલોકમાં કામદેવરૂપી અગ્નિ સળગી રહેલો હોય દુનિયાભરના દેવો દાનવો અને માનવો કામાગ્નિમાં દાઝી ગયેલા હોવાથી તે મહાદુઃખ ભોગવી રહ્યા છે. કારણકે પાંચે તત્વોના તનુધારી સર્વે પાત્રોમાં વિષયાનંદની આશક્તિ ભરેલી હોય. કોઈપણ જીવ ઝંપીને બેસી શકતો નથી. જગતભરમાં જેટલા તનુધારી જીવો છે. તે સર્વના શિર પર મરણનો મોટામાં મોટો ત્રાસ હોય, જ્યારે નિમિત્તકાળ આવે છે. ત્યારે તુરત જ ઉત્પન થયેલાં ઘાટનો ગ્રાસ કરી જાય છે. ત્રણ ગુણ અને ત્રણ ગણના દેવો પુરૂષ અને પ્રકૃતિએ આઠે દેવોની ચાહના ભવભરના જીવો કરે છે. તે કારણને લઈ આ બાજુ આવેલા જીવો સર્વની છેવટે રહેલા સકર્તાપતિને ઓળખી શકતાં નથી. અપાર ક્ષમાવાળા સર્વ દેવોની આદ્યે દેવાધિદેવ, ઉત્પન્ન કરેલા અંશોનું અનંત દયાળુ, સર્વનું પાલન પોષણ કરે છે. સર્વોપરી કૈવલ જ્ઞાનવાન મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુના જશ જાણીને જગતના જીજ્ઞાસુજનો બહુ વખાણ કરે છે. કાળમાયાના બંધનમાંથી દિગ્વિજય કરાવનાર સર્વજ્ઞ પ્રભુના જશ સાંભળીને કૈવલ મોક્ષની ઈચ્છાવાળા જગતના જનો તેમનાં શરણમાં આવે છે. અનંત બ્રહ્માંડોની આદ્યે જગતભરમાં અનેક ઘાટોની રચના કરી છે. તે સર્વ કર્તાનું ક્રત હોય ક્રતના કારણરૂપે કર્તા કૈવલ ક્રતથી પર રહેલા છે. છ સંપતિનું સાધન સ્નેહપૂર્વકજે સંત સજ્જન કરીને અનુસરે અને અતિ ધીરજ ધરીને નિજપતિનું ધ્યાન કરે તો તે જીવન મુક્ત થઈ શકે છે. બ્રહ્મ સ્વતંત્રપણે એક જ સરખું સર્વમાં વ્યાપક રહેલું છે. તેમાં હીરરૂપે સત્વ મળેલું હોવાથી બ્રહ્મના અંશરૂપે પ્રણવ ઉત્પન્ન થયેલો છે. સામાન્ય કે વિશેષ સર્વ અંશોના શિર ઉપર બે ધણી રહેલા છે. સર્વે અંશો તેમનાં જ વંશના છે. ભગવાન કરૂણાસાગર સકર્તાપતિની સાથે અદ્વૈતરૂપે હોવા છતાં સર્વ અંશોનું પરમ કલ્યાણ કરવા અવ્યક્ત તત્વોનો દિવ્ય દેહ ધારણ કરીને દ્વૈતરૂપે આ પૃથ્વી પર પ્રગટ થયા છે નિજ સકર્તાપતિ અકળ ગતિવાળા હોવાથી પોતાના અલૌકિક ધામમાં અખંડ બિરાજે છે. આપ અકળ છો અવિગત છો. આપ અલેખ છો. આપ અજન્મા છો. આપ અવિચળ છો. આપ અવિનાશી છો.

આપ અપાર છો, આપ અનંત છો. આપ અથાહ છો આપ અકથ્ય છો, આપ અસીમ છો, આપ મહદ સજાણજાણવાળા સર્વજ્ઞ છો. આપ સર્વાતિત છો. આપ સર્વ અંશોના સાક્ષી, સર્વના દ્રષ્ટા અને સર્વના પ્રકાશક છો. આપ સર્વને ઉત્પન્ન કરનાર સર્જનહાર છો. આપ મહદ્ ચૈતનતાવાળા નિર્મળ છો. આપ અદ્‌ભૂત સક્રિય ગતિવાળા છો. આપ અનંત દયાળુ છો. આપ કરૂણાના સિંધુ છો. આપ ગરીબોના બેલી દીનબંધુ છો. આપ અનેક કરૂણાઓના અધિપતિ કરૂણેશ છો. એવા આપ અલૌકિક પુરૂષને અનંતવાર નમસ્કાર હો, નમસ્કાર હો, નમસ્કાર હો, આપની જયજય હો.

સંત સજ્જનોને જણાવવાનું કે સિધ્ધાંતબાવની ગ્રંથનો અનુવાદ પૂર્ણ કરીને પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજે રચેલું ચતુર્દેહ પંચીકરણ અત્રે મુકવામાં આવ્યું છે. એક એક દેહની પચ્ચીસ પચ્ચીસ પ્રકૃતિઓનું યથાર્થ નિરૂપણ કરીને સમજાવેલું છે. પંચીકરણ સમાપ્ત થયા પછી શ્રી નરવેદસાગર રચિત ખટ સંપત્તિનું નિરૂપણ ટીકા સાથે જણાવેલ છે. ખટ સંપત્તિના નીચે પૂજ્ય શ્રી નરવેદસાગર રચિત રેકતો સટીક કરીને મૂકવામાં આવેલ છે. પૂજ્ય શ્રી નરવેદસાગર રચિત રવેણી પદ અને કનડો પદ, જેટલી ભગવાન કરૂણાસાગરે પ્રેરણા કરી, તે પ્રમાણે તેના સંક્ષેપમાં અર્થ કરી જણાવ્યા છે. આ બંને પદ હસ્તલેખીત ગ્રંથમાંથી લીધા છે. જે અત્યાર સુધી પ્રકાશિત થયા નથી. તેને પ્રથમવાર પ્રકાશિત કરવામાં આવ્યા છે. તેમજ અંતમાં પૂજ્ય શ્રી નરવેદસાગર રચિત સ્તુતિ અનુવાદ સાથે મુકવામાં આવેલી છે.

આ ગ્રંથમાં પ્રેસદોષ હોય તો સુધારીને વાંચવા વાંચકોને વિનંતિ. તેમજ કોઈ ચોપાઈનો અર્થ સમજ ફેર થયો હોય તો, લખી જણાવવા વિનંતી. હુ કાંઈ વિદ્વાન કે વ્યાકરણી નથી. તેમજ તત્વવેતા તથા જ્ઞાની તરીકેનો દાવો પણ કરતો નથી. પણ પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરની પરમ પ્રેરણાથી મારી અલ્પ બુધ્ધિ અનુસાર કાયમ સમાજના સંત સજ્જનો આગળ વાંચવા, વિચારવા અને અનુસરવા "સિધ્ધાંત બાવની" ગ્રંથની પ્રસ્તાવના રજુ કરૂ છું.

લી. પ્રકાશક
મંહત શ્રી સરજ્યુદાસજી
ગુરુશ્રી મોહનદાસજી

# સિદ્ધાંત બાવની ગ્રંથ

## અનુક્રમણિકા

# परम कृपाळु भगवान करुणासागर



પ્રાગટ્ય : સંવત ૧૮૨૯ મહા સુદી-૨ લીલા સંકલન સંવત ૧૯૩૪ ભાદરવા વદી-૧૩

जबी नीज लक्ष हम तीनु दीया, देखहु नीज अधिकार; गुपत कहीथी सो अब कही, नारणदास तोई झार.
जो गत हम तुजसे कही, ओरु तुम ओरसे केह; कुन अधिक महतम मम, धरी आवनकु देह.

# આદ્ય સકૃત સ્વરાજ કરૂણેશ કૈવલ ત્વં નમામિ

॥ શ્રીમત્ કરૂણાસાગર ભગવાન શ્રી કુવેર સ્વામી પ્રભુની કૃપાથી પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ રચિત અથશ્રી સિદ્ધાંતબાવની ગ્રંથ પ્રારંભતે ॥

 **મંગલાચરણ** (છપૈયા છંદ) 

**ॐ वंदु गुरु चरन शरन । साम्रथ किरतारन ॥**
**जीनु मानत जुग इश धीश । दशु शिर सरदारन ॥ १ ॥**

પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાન ગતિના અધિકારી પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે પંચ તત્વના વિકાર રહીત શુધ્ધ નિહંગ પ્રણવ જેને ઓહંગ કહેવામાં આવે છે. તેના વિશે મારી સુરત નુરતને સ્થિર કરી પરમગુરુના સજાણજાણ ચરણ શરણમાં વારંવાર નમસ્કાર કરૂં છું. તે અવિનાશી પરમગુરૂ સમસ્ત લોકના સર્જનહાર અપાર ઐશ્વર્યતાવાળા અવિગત નિજ કિરતાર છે. છતાં તે કર્તાના સત્ય જ્ઞાનના અભાવે તેમને ત્યજી જગતભરના મનુષ્યો જેને ઈશ્વર તરીકે માને છે તે સર્વ ઈશ્વરોના ધણી "ધીશ" એટલે વ્યષ્ટિ સમષ્ટિને ધારણ કરી રાખનાર આદ્યગુરુ દશે અવતારોના શિર ઉપર મહાન સમર્થ સદ્‌ગુરુ છે. તેમના હુકમ પ્રમાણે વિશેષ ગતિના અંશો પણ આજ્ઞાને અનુસરી વર્તી રહ્યા છે.

**सकल देवनके देव भेव । वीत वरजीत विलोकहु ॥**
**सर्वातित सर्वज्ञ अंग । अनुभव अविलोकहु ॥ २ ॥**

હે પરમ દયાળુ પરમ કૃપાનિધિ પરમગુરુ ! આપ સર્વ દેવોના દેવાધિદેવ હોઈ. પોતાના સ્વજાતિ અંશોને વિજાતી જડ ઉપાસનામાં ફસાયેલા જાણી તે અંશોને મુક્ત કરવાના હેતુથી "ભેવ વિત વરજીત" કહેતા સગુણ નિર્ગુણથી પર રહેલા અંશ અંશીપદની એકતાનો લક્ષભેદ બક્ષિસ કરવા નજર પસારીને જોવા લાગ્યા ત્યારે જોતા

જણાયુ કે મારા વિના અંશોને નિજપતિનો મેળાપ કોણ કરાવશે ? એમ વિચારી સર્વાતિત એટલે સર્વ ધામોથી ન્યારા હોવા છતાં, સર્વજ્ઞ ગતિએ અનેક અંશોને બાજ અલૌકિક દિવ્ય દ્રષ્ટિના અખંડ અનુભવથી નિહાળતાં અંતરવૃત્તિમાં હેત ઉત્પન્ન થવાથી અંશોને તારવાની ઈચ્છા કરી.

**प्रथम अंग चर चेन येंन । धरे विपु विलासक ॥**
**करत निवास जन संत सुखद । निज भोवन सुधायक ॥ ३ ॥**

હે અનંત દયાળુ ! આપે સ્વેચ્છાથી સર્વ અંશો પર દયા કરીને પ્રથમ ચૈતન ચિદ્ સ્વરૂપમાંથી પરમ વિભૂતિનું અંગ કહેતા, પ્રભાવશાળી "ચરચેન" એટલે નિજકર્તાની અલૌકિક જાણને જણાવનાર ચમત્કારી ચિન્હવાળુ દિવ્ય શરીર ધારણ કર્યું. વિપુ કહેતાં તે આપનું સ્વરૂપ અખંડાનંદની મોજ આપવાવાળુ હોવાથી, જે કોઈ સંત સજ્જનો આપના શરણાંગત થયા તેઓ નિજ ઘરમાં નિવાસ કરીને 'સુધા' એટલે અમૃતમય સકર્તાપતિના પરમ સુખને પ્રાપ્ત કરી શકયા છે.

**दिव्य तनु घनश्याम । बदन पर चंद्र बिराजीत ॥**
**द्रिगन कमळ दघिमांय । कृपानिधि सुरत निधारीत ॥ ४ ॥**

પરમ વિશેષ પરમ દયાળુ પ્રભુનું પ્રગટ સ્વરૂપ ઘનશ્યામ એટલે જ્ઞાનગતિના જમાવરૂપ અતિ ગંભીર અને ઘહેરુ મહા તેજસ્વી છે, તે સમર્થ પ્રભુના મુખ ઉપર ચંદ્ર બિરાજેલો હોઈ તેમનું મુખ અતિ સુંદર શોભાયમાન હોવાથી તે કરૂણાસાગરરૂપી સમુદ્રમાં તેમના શિતળ નેત્રો અતિ સુંદર કમળ જેવા ખીલેલા છે. એવા કૈવલ મોક્ષ દાતા કરૂણાદ્રષ્ટિએ પ્રસન્ન થઈ સર્વને નિહાળી રહ્યા છે.

**चरण चिन बरनेहु । संत सहु सुनो सजन जन ॥**
**मंगल करन विघन हरन, धरत ध्यान पावन करन ॥ ५ ॥**

તે પરમ શ્રેષ્ઠ પરમ કૃપાળુ પ્રભુના ચરણ ચિન્હોના પ્રતાપનું વર્ણન કરૂં છું. તે હે સંત સજ્જનો ! શુધ્ધ ચિત્તે સાંભળો ! એ મહાન સમર્થ પરમગુરુના ચરણ-કમળનું

ધ્યાન ધરવાથી પાપ રહિત પવિત્ર થવાય છે. તેમજ 'મંગલ કરન' કહેતા તે પરમગુરુના ચરણ પરમ કલ્યાણ કરનાર હોઈ. કાળ માયાના કર્મ કલેશરૂપી વિઘનને હણી લઈ. જન્મ મરણના મહાદુઃખથી મુક્ત કરે છે.

**करुणानिधि भगवान । करुणा करी जग पर घाडी ॥**
**द्वैत मदन मन मोद । अंश रखी फेडी सब झाडी ॥ ६ ॥**

સર્વ અંશો અદ્વૈત આનંદનું ભાન ભૂલીને જ્યારે "દ્વૈત મદન" કહેતાં કામાદિક વિષયોના મોહમાં પડયા, ત્યારે 'મનમોદ' એટલે મનના ઉમંગે કરી, અધો દ્રષ્ટિએ નાશવંત સુખને ભોગવવા લાગ્યા. તેથી અંતઃકરણમાં વાસનાનો જમાવ થયો. તે વાસનાના આવરણમાં સર્વજીવો ઘેરાયેલા જોઈ, પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરે જગત ઉપર "ઘાડી" એટલે ઘણી કરૂણા કરીને જિજ્ઞાસુજનોના અંતઃકરણમાં "ઝાડી" એટલે થયેલા વાસનાના જમાવને, પોતે પરમગુરુ કૈવલ લક્ષ બોધના હથિયાર વડે "ફેડી" કહેતાં ઉખેડીને અંશને બચાવી નિર્મળ કરે છે.

**श्रीमत् कुवेर शरण प्रणाम । करुं कर जोरी ॥**
**नारणदास स्तुति करुणा कर । करो मति मम भोरी ॥ ७ ॥**

શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે કરૂણાસિંધુ ભગવાન ! આપના ચરણકમળમાં બે હાથ જોડીને શિષ નમાવી નમસ્કાર કરી વિનંતીપૂર્વક પ્રાર્થના કરૂં છું, કે મારી બુદ્ધિ બહુ ભોળી હોવાથી હું કંઈ સમજી શકતો નથી. જેથી મારા ઉપર કૃપાદ્રષ્ટિ કરીને જ્ઞાનગતિ આપો.

(દોહા)

**मंद मति मम जानके । बसो हृदयमे आय ॥**
**इच्छा अंतर उपनी । गावा गुण महिमाय ॥ १ ॥**

હે પરમગુરુ પતિદેવ ! મારી બુધ્ધિ અશક્ત, નિર્બળ થઈ ગયેલી હોવાથી હે

પરમ દયાળુ ! મારા હૃદયમાં આવી બિરાજમાન થાઓ. કારણકે મારા નિજ અંતર હંગમાં આપના મહાન પરમ પવિત્ર ગુણોનો મહિમા ગાવાની શુભ ઈચ્છા ઉત્પન્ન થઈ છે.

**मुंगे यौ इच्छा करी । मे टेरु चौदेई लोक ॥**
**पंगु मनोरथ यौ करे । चढु मेरु ए फोक ॥ २ ॥**

હે પરમગુરુ ! જેમ કોઈ વાચા રહિત મૂંગો માણસ "ટેર" કહેતા ચૌદલોકનું વર્ણન કરવાની ઈચ્છા કરે, તેમજ કોઈ પગ વિનાનો અપંગ માણસ મેરૂ પર્વત પર ચઢવાના મનના મનોરથ પૂરા કરવાની ચાહના રાખે, એ પ્રમાણે બનવું અતિ અસંભવિત છે. એવી રીતે મારી હકીકત જાણવી.,

**सजाणकु शी विनंती । सरवज्ञे साक्षात् ॥**
**नारणदास निमित्त मात्र । आरोपण वचनात् ॥ ३ ॥**

હે સમર્થ પ્રભુ ! આપને હું શું વિનંતિ કરૂં ? કારણકે આપ સર્વજ્ઞ સ્વયં સાક્ષાત અંતરજામી હોઈ, જેથી મારા અંતરની ગુપ્ત ઈચ્છાને આપ યથાર્થ જાણો છો. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, વાણી દ્વારા આપની પ્રાર્થના કરવારૂપ વચનોનું આરોપણ કરનારં હું નિમિત્ત માત્ર છું.

**श्रीमत् कुवेर करुणा करी । तब करुं अक्षरकी छाण्य ॥**
**ज्यौं गांधर्व बाजा विषे । बजावे तेसी वाण्य ॥ ४ ॥**

દૃષ્ટાંતે જેમ ગાંધર્વ નામના દેવ સંગિતના સંપૂર્ણ જાણકાર પોતાના અંતરનો ભાવભરી હાથની ચાલવણીથી અક્ષરોની છણાવટ કરી સ્વરને કાઢે છે. તે જેવું વાજુ વગાડે તેવી વાણી નીકળે છે. એમ મારૂં શરીર પણ વાજાપેટી જેવું હોય. શ્રી નારણદાસજી મહારાજ પરમગુરુને આધિન થઈને કહે છે કે, હે મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ આપ મારા પર કરૂણા કરીને જેવો ઉચ્ચાર કરાવો છો તેવો ઉચ્ચાર હું કરી રહ્યો છું.



## પ્રથમ અક્ષર અંગ : ૧



**कका कैवल एक अखंडा । चहुदश ठस रस पिंड ब्रहमांडा ॥**

**अखिल अजोन्य अरस जीनु धामा । विश्वधार धणी सरल सवामा ॥ १ ॥**

પરમ વિશેષ પરમશ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક, સંપૂર્ણ ગુરુગમ ગતિના હિમાયતી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ "ક" અક્ષરનો પ્રારંભ કરી વિશ્વભરના મનુષ્ય તનુધારી સામાન્ય વિશેષ અંશોને સંબોધીને જણાવતા કહે છે કે, એક સકર્તાપતિ કૈવલ સદા સદોદિત અખંડિત હોઈ, પોતાના સ્વધામમાં અદ્વૈત સ્વરૂપે બિરાજે છે. તેમના અદ્વૈત સ્વરૂપનો પરમ પ્રકાશ સ્થાવર જંગમ સર્વ ઘાટોની આઘ લઈ ચૌદલોક સહિત સમસ્ત બ્રહ્માંડમાં અંદરને બહાર ઠસરસ ભરપૂર ભરેલો છે. તે નિજ કૈવલ કર્તા અનેક વિભૂતિઓથી પૂર્ણ તેમજ યોનિ રહિત અજન્મા હોવાથી તેમનું અજરાઅમર ધામ સર્વલોકની પાર કોઈના પણ આધાર સિવાય અંતરિક્ષમાં આવેલું છે. તે નિજધામમાં રહી પોતાની અલૌકિક બાજ દિવ્ય દ્રષ્ટિ દ્વારા શુધ્ધ અભિમાન વડે સરળતા પૂર્વક સકર્તા સ્વામીએ પોતાની સમશક્તિ બ્રહ્મમાં વ્યાપક કરીને સમસ્ત વિશ્વને ધારણ કરી રાખ્યું છે.

**नाम रुप गुण तित वित जीनु पेखा । उपमा योग्य नहि पुरुष अलेखा ॥**

**लखीत लेख लक्ष वेश विलोकु । सतगुरु साम्रथ ग्यम देई मोकु ॥ २ ॥**

નામ રૂપ ગુણથી 'તિત' એટલે પર આવેલું જે કર્તા કૈવલનું મહાદ્ ચૈતન વિત્ત તેજ સોહંગ બ્રહ્મ હોય, સર્વજ્ઞ પરમગુરુની કૃપાથી યથાર્થ જાણીને પરખવામાં આવ્યું ત્યારે કર્તા કૈવલના અલૌકિક સ્વરૂપનો અનુભવ પ્રગટ થયો. તે સકર્તાપતિ અલેખ હોવાથી બાવન અક્ષરોના લેખમાં આવી શકતાં નથી. એવા અનેક ઉપમાઓ રહિત તેમનું અતિ અવિગત સ્વરૂપ છે. મહાન સમર્થ સદ્ગુરુએ મને સોહંગ લક્ષની ગમ

બક્ષિસ કરી તેજ ગુરુગમની દ્રષ્ટિએ જોતાં જણાયુ કે, જ્યાં સુધી કર્તાના કૃતનો પસારો થયેલો છે, ત્યાં સુધીના "વેશ" એટલે સર્વ ઘાટોના લેખ લખી શકાય છે.

**सिरगुण निरगुण तित निज न्यारा । सोइ कैवल खुद सरजनहारा ॥**
**व्यापक पद विनये विधि भाखु । भास विभास अनवे गति झांखु ॥ ३ ॥**

હવે પાંચ તત્વ, ત્રણ ગુણ, આદ્ય શક્તિ અને નિરંજન સુધી સિર્ગુણ ગણાય છે. તેના કારણરૂપે નિર્ગુણ બ્રહ્મ આવેલું છે. તે સગુણ અને નિર્ગુણથી પર સકર્તા સર્જનહાર ખૂદ કૈવલ કર્તા ન્યારા રહેલા છે. તેમના સ્વરૂપનો નિર્મળ બ્રહ્મ પ્રકાશ જે સર્વ વ્યાપક રહેલો છે, તેનું "વિનયે" એટલે નમ્રતાપૂર્વક વર્ણન કરીને જણાવુ છું. કે ભાસ એટલે પ્રકાશ અને તે પ્રકાશનો પ્રકાશક ભાસ્કર સૂર્ય "અનવે" કહેતાં પ્રકાશથી અલગ રહેલો છે. તેને જેમ છે તેમ જાણીને ગુરુગમ દૃષ્ટિએ જોઈ શકો એવો ન્યાય સહિત નિર્ણય કરાવું છું.

**भास सकल घट व्यापक सारा । विभास सुर सबसे तेही न्यारा ॥**
**सुर व्यापक गति अब समजावुं । चर अचरा प्रतिबिंब लहावुं ॥ ४ ॥**

દૃષ્ટાંતે જેમ સૂર્ય સર્વ પદાર્થોને પ્રકાશે છે. છતાં અનેક પદાર્થ અને પ્રકાશથી સૂર્ય ન્યારો એક સ્થાન પર સ્થિર છે. એ દૃષ્ટાંતના ન્યાયે બ્રહ્મ પ્રકાશ સમસ્ત ઘાટોમાં વ્યાપક રહેલો છે. જેવી રીતે સૂર્યના વ્યાપક પ્રકાશમાં જળ ભરીને નાના મોટા ઘણાં પાત્રો મુકવામાં આવે ત્યારે જેવું પાત્ર તેવા પ્રતિબિંબ નાના-મોટા દેખાય છે. તે જ પ્રમાણે સ્થાવર જંગમના નાના મોટા અનેક ઘાટોમાં ઓહંગરૂપી જળ પ્રથમથી જ નિજપતિએ ભરી રાખેલું છે. તેમાં સોહંગ બ્રહ્મનું પ્રતિબિંબ પાત્ર પ્રમાણે ભિન્ન ભિન્ન દેખાય છે. છતાં ચૈતન બ્રહ્મ સર્વત્ર એક જ છે.

**भास विभास भिन्न मत केता । समजावुं समजो जेही वेता ॥**
**बिनु अप बिंब भासे नहि कबहु । कोटी उपाय सरम करो सबहु ॥ ५ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે વિભાસ એટલે સૂર્ય અને તે સૂર્યના ભાસના પ્રતિબિંબ પ્રત્યેક ઘાટોમાં ઘાટ પ્રમાણે ભિન્ન ભિન્ન દૃશ્યમાન થાય છે. છતાં પ્રતિબિંબ અનેક નથી, પરંતુ એક જ ભાસ્કરના ભાસથી ભિન્ન ભિન્ન દેખાય છે. માટે નિજ જાણને જાણવાવાળા સંત સજ્જનો ! જાતિ-વિજાતિના ભેદને સમજી તમારા મનનું સમાધાન કરો કારણકે, પાણી પાત્રના યોગ સિવાય કરોડો ઉપાય કરવા છતાં બિંબ દેખાતું નથી. એ દૃષ્ટાંતના ન્યાયે પૂર્ણ બ્રહ્મરૂપી જળ ઉપર નિજકર્તાના અંશો બિંબરૂપે બિરાજમાન થયેલાં છે.

**सुर सिध्धांत कैवल निज न्यारा । ब्रह्म भास व्यापक उजीयारा ॥**
**बिंब अंश घट भिन्न अपारा । चीदा भासमे दरस देदारा ॥ ६ ॥**

ઉપરની ચોપાઈઓમાં સૂર્ય અને સૂર્યના ભાસનું વર્ણન કરી જણાવ્યું તેજ પ્રમાણે જ્ઞાન દૃષ્ટિએ નિર્ણય કરી જોતાં સિધ્ધાંતે સૂર્યની જેમ નિજ કૈવલકર્તા ન્યારા રહેલાં છે. તે નિજપતિના સ્વરૂપનો પરમ પ્રકાશ જે બ્રહ્મ સર્વ વ્યાપક પ્રસરી રહેલો છે. તે પ્રસરી રહેલા બ્રહ્મ પ્રકાશના ઉપર સકર્તાપતિના સજાતિ સર્વે અંશો આવીને બિંબરૂપે બિરાજેલા છે. તે અંશોને ઘણાં સમયનાં અંતે જ્યારે દ્વૈતભાવ થયો, ત્યારે દૃષ્ટિ અધોમુખ થઈ તેથી પ્રણવની લહેર ઉત્પન્ન થઈ તે પ્રણવમાં બીજગ વૃક્ષના ન્યાયે પરમ કારણથી લઈ સ્થૂલ સુધીનાં પાંચે દેહો અંકુરવત સમાયેલા હતાં. તે દેહોનો સંગદોષ લાગવાથી પ્રકૃતિના વિલાસની અભિલાષા ઉત્પન્ન થઈ તે કારણને લઈ પોતાના સ્વરૂપનું વિસર્જન થયું. ત્યારથી અંશોની વૃતિ ઘાટોને વશ પડી ઘાટરૂપ થઈ ગયેલી છે. જેથી અંશો ભવભરમાં ભિન્ન ભિન્ન અનેક ઘાટો ધારણ કરીને ભટકે છે. હવે ભવના ફેરામાંથી મુક્ત થવા પરમગુરુનું શરણ શોધીને નિજલક્ષ ગ્રહણ કરવામાં આવેતો, મનુષ્યદેહમાં ઓહંગના વિષે ચિદ્‌નો ભાસ આવેલો છે. તે ચિદાભાસમાં નિજદ્રષ્ટિ સ્થિર કરવામાં આવે તો પોતાનું સ્વરુપ દરશાય તેમ છે.

**अंश बिंब सुर कैवल सजाति । चीदा भास ब्रह्मकी हे नाति ॥**
**तनु सब तत्व मत एही खंडा । कका कैवल एक अखंडा ॥ ७ ॥**

એવી જ રીતે બિંબરૂપે અંશોનું નિજજાણ સ્વરૂપ સૂર્યરૂપ આવેલા સકર્તાપતિનુ સ્વજાતિય છે. ત્યારે સમગ્ર ઘાટોમાં આવેલો ચિદાભાસ ચૈતન બ્રહ્મની જાતનો હોવાથી બ્રહ્મમાં જ સમાઈ જાય છે. તે સિવાયના તત્વસામગ્રીથી રચાયેલા શરીરો લઘુ દીર્ઘ ચૌદલોક પર્યંત પ્રકૃતિને પુરૂષ સુધીના મત ખંડિત થવાવાળા હોઈ સર્વ નાશ પામે છે. અને છેવટે ઉગરતા એક સકર્તાપતિ સર્જનહાર જ અખંડ રહે છે.

(दोहा)

**खुद कैवल करतारकु । उपनो द्वैत उमेद ॥**
**खट वृत्ति प्रथु उत्पन्न करी । प्रगट कीयेहु तनु क्लेद ॥ १ ॥**

કરોડો કલ્પોના અંતે ખૂદ કૈવલકર્તાને જયારે દ્વૈત ઉમંગ ઉત્પન્ન થાય છે. ત્યારે અંતર બાજ હેતુ ધારણ કરીને પોતાની ધારણા પ્રમાણે શુધ્ધ સંકલ્પ દ્વારા જુદી જુદી છ વૃતિઓ ઉત્પન્ન કરે છે. અને પાંચ વૃત્તિઓના પરસ્પર સબંધથી અવ્યક્ત ગતિના તત્વોથી હેજ ભરીને દિવ્ય તનુઓની રચના કરી.

**चोराशी लक्ष तनको । कीनो तत्व जमाव ॥**
**अंश भिन्न वृति ओलवे । गयो अहंग खूद भाव ॥ २ ॥**

ચોરાસી લાખ પ્રકારના શરીરોની રચના કરવા માટે અદૃષ્ય ગતિના તત્વોની સમૃધ્ધિ ક્રિયાવૃત્તિ દ્વારા ન્યૂનાધિક મેળવીને પ્રથમ પરમકારણ દેહમાં જમાવ કર્યો. પછી સકર્તાપતિએ પોતાની છઠ્ઠી અંશવૃત્તિ દ્વારા અંશોને ઉત્પન્ન કરી પરમકારણ દેહમાં વસાવ્યા. તે અંશો પાંચે દેહોની પાર જુદા રહેલા હોવા છતાં, પોતાના સ્વરૂપનો જેવો ભાવ તે પ્રમાણે વૃતિ ઓહંગ પ્રણવની સાથે પ્રેરક થઈ, ત્યારે અવ્યાક્રત માયાનું આવરણ આવતાં નિજ સ્વરૂપનું ભાન ભૂલી વૃત્તિ અને ભાવ

દેહની અસ્મિવાળા થઈ ગયા.

**तेही अंश खुद दरसकु । श्रीमंत कुवेर सुलक्ष ॥**
**नारणदास निरभे भये । ग्रही चरन रज पक्ष ॥ ३ ॥**

તે દેહોસ્મિવાળા અંશોને સર્વજ્ઞ પરમગુરુ નિજલક્ષનો બોધ આપી અનેક પ્રકારના દાવા છોડાવી સાંખ્ય સિધ્ધાંતના ન્યાયે ઉગરતા નિજ અંશનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે. મહાન સંમર્થ પરમગુરુના કૃપાપાત્ર શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે સત્ શ્રીમંત કુવેર પ્રભુનું શરણ ગ્રહણ કરીને તેમના ચરણ કમળની રજ એટલે સોહંગપદની ગતિ પ્રાપ્ત કરી જન્મમરણના ભયમાંથી મુક્ત થઈ નિર્ભય કૈવલપદનો નિવાસી થયો છું.



## દ્વિતીય અક્ષર અંગ : ૨



**खखा मत करो तन खर जाई । अखंड स्वरुपसे रहो ल्होलाई ॥**
**अखंड अलग खर पद समजावु । पंच तनु तत कोस कहावु ॥ १ ॥**

હવે "ખ" અક્ષરને સંબોધી વિશ્વના સર્વ મનુષ્ય તનુધારી અંશોને ઉપદેશ કરતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સગુણ પક્ષના ઈષ્ટોના મત આચાર્યોએ સ્થાપ્યા છે. તે સત્ય અને નિત્ય નહિ હોવાથી કોઈપણ ખેંચાતાણ કરશો નહિ. કારણકે ભૌતિક શરીરનો અવધિકાળ આવતાં નાશ થાય છે. એટલા જ માટે હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ લક્ષને યથાર્થ સમજી અખંડ અને અવિનાશી સર્વજ્ઞ સ્વરૂપ સાથે લગની લગાવીને રહો. તે સત્યપદને સમજવાની જીજ્ઞાસાવાળા હે સંત સજ્જનો ! જે અખંડ અવિનાશી પદ સિર્ગુણ અને નિર્ગુણથી પર અલગ આવેલું છે. ત્યારે આ બાજુ જગત રચનાર્ન. આદ્ય લઈ અત્યાર સુધીમાં આચાર્યજનોએ જે જે ઈષ્ટોના પદો સ્થાપિને જાહેર

કરી જણાવ્યા છે. તે સર્વે તત્વોના તનુધારી હોવાથી અંતકાળ આવતાં "ખર" એટલે તે તનુઓનો નાશ થઈ જાય છે. તેની વિગત જેમ છે તેમ સ્થૂલ શરીરથી લઈ પાંચમાં પરમકારણ સુધીના દેહો તત્વ સામગ્રીથી રચાયેલા હોવાથી, પંચકોષ અને તેની અંદર આવેલા પાંચ દેહ છેવટે લય પામવાવાળા છે. તેની વિગત કહું છું.

**अंतसकरण अवस्था बानी । दश इन्द्री सबमे सरसानी ॥**
**अधिष्ठान तिनके पुनि ओरु । पकर रहे तनमे सब ठोरु ॥ २ ॥**

તે અનિત્ય દેહોનું નિરૂપણ કરીને પરમકલ્યાણની અપેક્ષાવાળા જનોને જણાવુ છું કે, પ્રથમ પ્રગટ દેખાતો સ્થૂલદેહ, તે સ્થૂલદેહની જાગ્રત અવસ્થા નેત્ર દ્વારે રહીને અમલ કરે છે. તે જાગ્રત અવસ્થામાં જે જે જોવા જાણવામાં આવે તેનો ઉત્તર મન અંતઃકરણ અને સ્વરની એકતાએ વૈખરી વાણી દ્વારા મુખે કરીને આપવામાં આવે છે. વિશ્વભરના તનુધારી સર્વ મનુષ્યોથી લઈ પશુ, પક્ષી અને દેવ-દાનવ સુધી સર્વના શરીરોમાં દશ ઈન્દ્રિઓ શરીરને સરસ શોભાવે છે. હવે જે જે ઈન્દ્રિમાં જે જે અધિષ્ઠાન રહેલા છે તેનું વર્ણન કરીને બતાવું છું. દેહના વિષે આવેલી ઈન્દ્રિઓ જે ઠેકાણે હોય ત્યાં તે અધિષ્ઠાન દેવની મજબૂત પક્કડ રહેલી છે.

**चरण इन्द्रि वासुदेव बिराजे । गुदा स्थान गवरी सुत राजे ॥**
**उपस्थ अज विष्णु नाभी निरस्त । हरदे निरंजनका हे दस्त ॥ ३ ॥**

હવે સર્વ શરીરોના "ચરણ ઈન્દ્રિ" એટલે પગે વાસુદેવ વસીને રહેલા છે. તેથી ગમન કરવાની ઈચ્છા થાય ત્યારે અવશ્ય ગમન કરે છે. તે જ પ્રમાણે ગુદા સ્થાને ગૌરીના પુત્ર ગણપતિ બિરાજે છે. તેથી મળ વિસર્જન કરવાની આકાંક્ષા થાય ત્યારે મળ વિસર્જન કર્યા સિવાય કોઈને પણ ચાલતું નથી. તેવી જ રીતે ઉપસ્થ સ્થાને બ્રહ્માજીનો નિવાસ છે, તે કારણને લઈ જ્યારે વિષયની આકાંક્ષા ઉદ્‌ભવે છે, ત્યારે સર્વ ઈન્દ્રિઓ અને અંતઃકરણો તેને આધિન થઈ વિષય કર્મ કરવા લાગે છે. હવે નાભી

સ્થાને વિષ્ણુનો મુકામ આવેલો છે. તે વિષ્ણુમાં સત્વગુણ વિશેષ હોવાથી "નિરસ્ત" એટલે સ્વાદ વિનાના પદાર્થોને ચાહે છે. તે જ પ્રકારે હૃદય સ્થાને નિરંજનનો "દસ્ત" એટલે અધિકાર છે. તેમની સત્તાને આધિન થઈ ગુણ, ગણ, અંતઃકરણ અને ઈન્દ્રિઓ વર્તે છે.

**कंठ शीव अविकास हे वहनी । रसना वरुण ग्रहत रस सर्वनी ॥**
**करन वास द्रिगपाल कहेवुं । भ्रगुटी स्थान शक्ति शुध लहेवु ॥ ४ ॥**

કંઠ સ્થાને શિવજી વાસ કરીને રહેલા છે. ત્યાં શબ્દનો ઘાટ ઘડાય છે. તેજ પ્રમાણે મુખ દ્વારના અવિકાસમાં અગ્નિદેવનું સ્થાન આવેલું છે. જેથી વિધ વિધ પ્રકારની વાણીનો ઉચ્ચાર થાય છે. તેવી જ રીતે જીહ્વા ઉપર વરુણદેવ આવેલા હોવાથી સર્વ પ્રકારના રસોને ગ્રહણ કરી સ્વાદની પરીક્ષા કરે છે. વળી કર્ણદ્વારે દિગ્પાળ દેવનું સ્થાન છે. તેથી બહુ પ્રકારના શબ્દોને સાંભળે છે. તેમજ ભ્રગુટી સ્થાને શુધ્ધ શક્તિનો મુકામ આવેલો છે. જેથી ગુણગણ અંતઃકરણ અને ઈન્દ્રિઓ તેની ઈચ્છા પ્રમાણે ક્રિયા કરે છે.

**रहे नाशाये अश्वनिकुमारा । लेतही वास सकलकी सारा ॥**
**त्वचा मारुत कर इंद्र बिराजे । शशी सुर द्रिगन जुगल दोहु राजे ॥ ५ ॥**

તેજ પ્રકારે નાસિકા દ્વારે અશ્વનીકુમાર રહેલા છે. તે સર્વ પ્રકારની સુગંધને ગ્રહણ કરી દુર્ગંધનો ત્યાગ કરે છે. શરીરની ત્વચા ઉપર વાયુદેવ વાસ કરીને રહેલા હોવાથી ઠંડી અને ગરમીની પરીક્ષા કરે છે. તેમજ કોમળ અને કઠણતાને પણ જાણે છે. તેજ પ્રમાણે હાથ ઈન્દ્રિના સ્થાને ઈન્દ્ર દેવ બિરાજેલા છે. તે ગ્રહણ કરવા જેવા પદાર્થને ગ્રહણ કરી લેવા દેવાની ક્રિયા કરે છે. હવે ચક્ષુ દ્વારે સૂર્ય ચંદ્ર આવેલા હોવાથી બહુ પ્રકારના રૂપરંગને જોઈને રાગ-દ્વેષ કરે છે.

**गगन मंडल सहस्तर दल ज्योति । जांहां दसु नाद बजत बहु जुगति ॥**

**प्राण अपान समान व्यान जेही । उदान पंचमो कहयो अब एही ॥ ६ ॥**

એવી જ રીતે ગગન મંડળ એટલે બ્રહ્મરૂંદ્ર સ્થાને હજાર પાંખડીનું કમળ આવેલું છે. તેની મધ્યે જ્યોતિનારાયણ બિરાજેલા હોય, જ્યાં દસ પ્રકારના રસિક નાદો જુક્તિપૂર્વક થઈ રહેલા છે. ઉપર દેવોનું વર્ણન કરી બતાવ્યું. તેજ પ્રમાણે મુકાતા શ્વાસના પાંચ પ્રાણવાયુ અપાન, પાન, ઉદાન, વ્યાન અને સમાન એ શરીરના વિષે પોતાના સ્થાન પર રહીને ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરે છે. તેની વિગત નીચે પ્રમાણે છે.

| વાયુ | તત્વ | સ્થાન | ક્રિયા |
|---|---|---|---|
| અપાન | પૃથ્વી | ગુદા | મળમૂત્ર વિસર્જન કરે છે. |
| પાન | જળ | હૃદય | ક્ષુધા પિપાસાની ક્રિયા કરે છે. |
| ઉદાન | અગ્નિ | કંઠ | શ્વાસો શ્વાસની ક્રિયા કરે છે. |
| વ્યાન | વાયુ | શરીરમાં વ્યાપક | લોહી સંચારણ કરે છે. (રૂધિરાભિસરણ) પરસેવો બહાર કાઢે છે. |
| સમાન | આકાશ | નાભી | ખાધેલા અન્નને પચાવે છે. |

**नाग कोरम करकल तनमांही । देवदत्त धनंजे रह्यो तन छांही ॥**

**एही सब साज सकल खर जानो । अक्षर आत्म हे परमानो ॥ ७ ॥**

હવે લેવાતા શ્વાસના પાંચ ઉપસમ વાયુ કુર્મ, કર્કલ, દેવદત્ત, નાગ અને ધનંજય શરીરના વિષે રહીને જુદી જુદી ક્રિયાઓ કરે છે તેની વિગત નીચે કોઠામાં આપેલ છે. ઉપર મુજબ જણાવેલો શરીર રચનાનો તત્વ સામગ્રીનો સર્વે સાજ "ખર" એટલે નાશવંત છે. પરંતુ શરીર રચનાની આદ્યે અક્ષર તેજ આત્મા હોય "પરમાનો" એટલે તેને જેમ છે તેમ જાણીને યોગ્ય રીતે ઓળખીને પ્રાપ્ત કરો.

**લેવાતા શ્વાસના પાંચ ઉપસમ વાયુના સ્થાન અને ક્રિયાની વિગત**

| વાયુ | તત્વ | સ્થાન | ક્રિયા |
|---|---|---|---|
| કુર્મ | પૃથ્વી | નેત્ર | નેત્રની પાંપણ ઉઘાડ બંધ કરે છે (પલકારા કરે છે) |
| કર્કલ | જળ | નાસિકાએ | છીંક લાવે છે. |
| દેવદત્ત | અગ્નિ | મુખમાં | બગાસા લાવે છે |
| નાગ | વાયુ | કંઠ મુખની વચ્ચે | ઓડકાર લાવે છે. |
| ધનંજય | આકાશ | મસ્તકના મધ્યભાગમાં | જીવંત હોય ત્યારે પાલન પોષણ કરે છે. અને મૃત્યુબાદ શરીરને ફુલાવે છે. |

**अक्षरातीत परमात्मा पोते । ब्रह्ममांही लीन भिन्न नहि ज्योते ॥**
**ए सबके शिर परला भाइ । खखा मत करो तन खर जाई ॥ ८ ॥**

જે અક્ષરરૂપી આત્મા તેજ ઓહંગ પ્રણવ હોઈ "તિત" એટલે તેની પાર સોહંગરૂપ પરમાત્મા આવેલા છે. તેજ પરમાત્મા વ્યાપક બ્રહ્મમાં એકમેક રહેલા હોવાથી જ્ઞાન દૃષ્ટિએ જોતાં ભિન્ન દેખાતા નથી. તે ઓહંગને સોહંગ જગતના કારણરૂપે હોય, ચૌદલોક સહિત આદ્યશક્તિ અને નિરંજનના શિર ઉપર તેમનો જ અમલ ચાલી રહેલો છે. તે આત્મા પરમાત્મા સિવાય સમસ્ત વ્યષ્ટિ સમષ્ટિ જગત પ્રલયકાળમાં ખપી જાય છે. ઉપર વર્ણન કરી બતાવ્યું તે શાશ્વત અને નાશવંતનો ન્યાય સહિત નિર્ણય કરી બતાવ્યો છે. માટે નાશવંત પક્ષોની મમતા રાખી કોઈએ મતવાદ કરવો નહિ.

**( दोहा )**

**क्षर तन अक्षर आत्मा । परमात्म अक्षरा तीत ॥**
**धे परमात्म पदको । कैवल अंश सवीत ॥ १ ॥**

પાંચ તત્વોના સર્વે શરીરો અવધિકાળ આવતાં નાશ પામે છે. અને શરીરોના

કારણરૂપ ૐકાર આત્માં તેને આદ્ય અક્ષર કહેવામાં આવે છે. તે ઓહંગરૂપ અક્ષરની પર સોહંગરૂપ પરમાત્મા આવેલા હોઈ, "ધે" કહેતાં ધ્યાન ધરવા યોગ્ય નિત્ય અને સત્યપદ છે. તેને સદ્ગુરુ દ્વારા સમજીને ધ્યાન ધરવામાં આવે તો, પાપ રહિત થઈ અંશ પોતાના સ્વરૂપને જાણી શકે છે. તે અંશનું વિત્ત ચૈતનતા, સક્રિયગતિ અને જાણપણું તે પોતાને સ્વાધિન છે.

**कैवल वल विनु वस्तहे, वल वस्तु विलजाय ॥**
**नाम रुप गुण वल थकी । निज वित तित सराय ॥ २ ॥**

સર્વે અંશોના સજાતિ કૈવલ કર્તાના નિજ સ્વરૂપમાં કોઈપણ પ્રકારનો વળ, મળ, વિકાર કે દોષ સંભવતો નથી. તે કૈવલનું સ્વરૂપ અતિ નિર્મળ હોઈ, પરમ પવિત્ર, કોઈ પ્રકારની ઉપમા ન આપી શકાય તેવું અનુપમ છે. અને વિશ્વભરના જેટલા શરીરો નામ, રૂપ અને ગુણવાળા છે, તે સર્વ વળને વિકારથી ભરેલા હોઈ, પ્રલય કાળ આવતાં લય પામે છે. તે કારણને લઈ સિર્ગુણ નિર્ગુણથી પર આવેલા આદિ નિજ કર્તાને પ્રાપ્ત કરવા આપણાં અંતરહંગમાં ભાવ ભરીને નિહંગ પ્રણવમાં સ્થિર થઈ ચાહના સહિત આરાધન કરવું જોઈએ.

**तेही सरायन सतगुरु । श्रीमत् कुवेर सुलक्ष ॥**
**नारणदास निरभे भये । ग्रही चरण रज पक्ष ॥ ३ ॥**

આપણાં નિજ સ્વરૂપની ચાહના યાને ભાવ, જે ભાવ દ્વારા જ આપણે આ ભવમાં બંધાયા છીએ. તે ભવના બંધનમાંથી છૂટવા માટે સત્ગુરુ ઉપદેશ આપીને સારાસારનો નિર્ણય કરાવી સાર વસ્તુમાં આપણી વૃત્તિ સ્થિર કરાવે છે. ત્યારે વૃત્તિમાં અતિ આરત ઉત્પન્ન થાય છે. કૈવલ કર્તાને મળવાની આરત ભરીને સ્મરણ કરવામાં આવે ત્યારે ઉપાસકની પ્રાર્થના કૈવલને અંગિકાર થાય છે. પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીના સત્ ચરણની રજ ગ્રહણ કરીને કૈવલપદને પ્રાપ્ત કરી નિર્ભય થયો છું.

##  તૃતીય અક્ષર અંગ : ૩ 

**गगा गुरु ग्यम अगम अपारा । निगम चतुर करे नयेति पोकारा ॥**
**पुनि अब निगम जाहीत्ये उतपाने । गुरु साम्रथ ग्यम देई जब जाने ॥ १॥**

"ગ" અક્ષરને અનુલક્ષીને શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે પરમગુરુની ગમગતિ અગમ્ય હોવાથી ઈન્દ્રિઓ અને અંતઃકરણ દ્વારા જાણી શકાતી નથી તે કારણને લઈ ચારેય વેદોએ નેતિનો પોકાર કર્યો છે. તે એવી રીતે કે કંઈક જાણીને જોવા જેવું અને પ્રાપ્ત કરીને માણવા જેવું કંઈ છે ખરૂં, પણ અમારી ગમગતિ નહિ પહોંચવાથી અમો હિંમત હારી ગયા છીએ. ફરીથી કહુ છું કે વેદોની ઉત્પત્તિ ક્યા સ્થાનેથી થઈ એ ગમ સમર્થ સદ્‌ગુરુએ મને બક્ષિસ કરી છે. તેથી હું જાણી શક્યો છુ.

**विधी मुख पुरव रघुवेद कीयेउ । न्याय निगम गौतम निरमयेउ ॥**
**मुखही दछन जजुरही जश भाखे । शास्त्र मिमांसा जयेमुनि दाखे ॥ २ ॥**

"વિધી" એટલે બ્રહ્માજીએ પૂર્વદિશામાં મુખ રાખીને નજર પસારી નિહાળી જોતાં જેટલે સુધી દષ્ટિ પહોંચી અને જોઈને જાણવામાં આવ્યું તેનું વિસ્તારપૂર્વક વૈખરી વાણીદ્વારા વર્ણન કરી બતાવ્યું તેને ઋગ્વેદ કહેવામાં આવે છે. તે ઋગ્વેદનો અભ્યાસ કરીને, સૂક્ષ્મ દષ્ટિએ નિરિક્ષણ કરી ખોજપૂર્વક તપાસ કરતાં જે રહસ્ય સમજવામાં આવ્યું તેનો નિશ્ચય કરી ગૌતમમુનિએ ન્યાયશાસ્ત્રનું નિર્માણ કર્યું. ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્મદેવે જ્યારે દક્ષિણ દિશામાં મુખ રાખીને વૈરાટના વિષે લાંબી દષ્ટિએ જોઈને જોતાં જે કંઈ જાણવામાં આવ્યું તેનું મધ્યમાં વાણીએ ઉચ્ચાર કરીને જગતના જનોની સામે જે જશ ગાયા તેને યજુર્વેદ કહેવામાં આવે છે. તે યજુર્વેદનું અવલોકન નિર્મળ બુધ્ધિએ ખોજપૂર્વક વિચાર કરીને જોતાં જે કંઈ સાર સમજવામાં આવ્યો તેનું વાણી દ્વારા વિવરણ કરીને જયમુનિએ જે શાસ્ત્રની રચના કરી તેને મિમાંસા શાસ્ત્ર કહે છે.

**पछ्म वदन विधी साम उपाये । शास्त्र वेदांत व्यास ताइते नीपाये ॥**
**उत्तर अथर अज मुखसे ए भयेउ । शास्त्र त्रीये त्रीये पुरुष नीपयेउ ॥ ३ ॥**

પશ્ચિમ દિશામાં બ્રહ્માજીએ મુખ રાખીને વૈરાટના વિષે સૂક્ષ્મ દષ્ટિ કરીને તપાસી જોતાં જે અનુભવ થયો તેનો પ્રકાશ પાડી જગતના જનોને જણાવવા વાણી દ્વારા ઉચ્ચાર કરી બતાવ્યો તે સામવેદના નામથી ઓળખાય છે. સામવેદનું મંથન કરી અંદર રહેલા વિતને તારવી જગતજનોના હિતાર્થે વ્યાપક બ્રહ્મનું પ્રતિપાદન કરી વ્યાસ મુનિએ વાણી દ્વારા નિરૂપણ કરી જણાવ્યું તેને વેદાંત શાસ્ત્ર કહેવામાં આવે છે. હવે ઉત્તર દિશામાં મુખ રાખી બ્રહ્માજીએ જ્ઞાનદષ્ટિથી નિરીક્ષણ કરતાં પરખીને જે પદનો નિશ્ચય થયો, તે જગત જીવોના કલ્યાણ અર્થે જાહેર કરીને જણાવવા વાણી દ્વારા વર્ણન કરીને ભિન્ન ભિન્ન પ્રકારે જે સિધ્ધાંત દર્શાવ્યો છે. તેનું નામ અથર્વવેદ છે. ચારવેદમાં અથર્વવેદ સૌથી અદકો (શ્રેષ્ઠ) ગણવામાં આવ્યો છે. તે અથર્વવેદમાં અદશ્ય રહેલા હાર્દને જાણી પ્રાપ્ત કરવા ત્રણ પુરુષોએ મંથન કરી તેમની બુદ્ધિ પ્રમાણે ખોજ કરીને ઝીણી દ્રષ્ટિ કરીને જોતાં જે કંઈ જણાયુ તેને પ્રગટ કરી વિશ્વના મનુષ્યોને માર્ગદર્શન આપી ભવના કિનારે પહોંચાડવા ત્રણ શાસ્ત્રોની રચના કરી તેની વિગત જણાવું છું.

**ज्ञानादिक शास्त्र विशेषी मत भाखे । पातांजलि शेष प्रगट करी दाखे ॥**
**कपिलमुनि सांख्य भाखे निगमसे । निगमत्ये शास्त्र कीयेहु विलोकनसे ॥ ४ ॥**

જ્ઞાનાદિક એટલે કણાદમુનિએ વૈશેષીક શાસ્ત્રની રચના કરી છે. તેમાં વિસ્તારપૂર્વક વર્ણન કરીને સમજાવ્યું છે કે સુખી થવાની ઈચ્છાવાળા મનુષ્યોને બહુ જ પૂન્ય કરવું જોઈએ. પૂન્ય કરનાર મનુષ્ય સ્વર્ગલોકને પ્રાપ્ત કરી શકે છે અને પાપ કરનાર મનુષ્યો નરકે જાય છે તેથી ભુલેચૂકે પાપ કરવું નહિ. હવે પાતાંજલિ શાસ્ત્ર યોગદર્શનના કર્તા શેષ નારાયણ છે. તેમણે પાતાંજલિ શાસ્ત્રમાં વિવરણ કરતાં અષ્ટાંગ યોગ કરવાનું બતાવ્યું છે. હવે અથર્વવેદનો અભ્યાસ કરીને કપિલમુનિ જે સાર

સમજ્યા છે તેને દર્શાવવા સાંખ્યશાસ્ત્રની રચના કરી છે. એવી રીતે કે શરીર રચનાના તત્વોની સંખ્યાને બાદ કરતાં જે ઉગરતી વસ્તુ રહે તેને પ્રાપ્ત કરવાથી મોક્ષ મળે છે. "નિગમ" એટલે વેદ, તે વેદનું અંતરદ્રષ્ટિએ અવલોકન કરી વિચારી જોતાં જેને જે જાણવામાં આવ્યું તે છ ઋષિમુનિઓએ કલ્યાણના માર્ગે ગમન કરવા છ શાસ્ત્રોની રચના કરી જગતને જણાવ્યું છે.

**वेद वित्त शास्तर मत भेदा । द्वादश लक्ष प्रगट कीये वेदा ॥**

**रघु वित सद् चिद् आनंद पदही । अहम ब्रह्म असी ए जजुरको सदही ॥ ५ ॥**

વેદોનું વિત્ત એટલે રહસ્યની ખોજ કરીને જોતાં જેને જે સમજમાં આવ્યું તેનું છ શાસ્ત્રોમાં વિવરણ કરી છ પ્રકારના મતોને સ્થાપી ભેદ દ્રષ્ટિએ ભિન્ન ભિન્ન કર્મ ઉપાસના બતાવી છે. ચારવેદના વિત્તરૂપ જે બાર મહાવાક્યો છે તે લક્ષરૂપે હોવાથી તેને પ્રગટ કરીને દર્શાવ્યા છે. ઋગ્વેદના ત્રણ મહાવાક્યો સદ્, ચિદ્ અને આનંદ છે. તેમાં લક્ષ રાખીને ઉપાસના કરવામાં આવે તો, જીવદશામાંથી મુક્ત થઈ બ્રહ્મપદની પ્રાપ્તિ થાય છે. હવે અહમ, બ્રહ્મ અને અસ્મિ એ ત્રણ મહાવાક્યો યજુર્વેદના છે. તેમાં દ્રષ્ટિનું નિશાન રાખીને સેવન કરવામાં આવે તો યજુર્વેદના કહેવા પ્રમાણે સત્યપદની પ્રાપ્તિ થાય છે.

**तम तद असीपद साम सराये । अथर अयंग अहो निरमलही गाये ॥**

**निगम चतुर विलोकनको जे पदही । मूल सारांश निज लक्षको वदही ॥ ६ ॥**

તમ, તદ અને અસીપદ સામવેદના ત્રણ મહાવાક્યો છે. "તમ" એટલે જીવ અને "તદ્" એટલે ઈશ્વર. અવિદ્યાની ઉપાધી ધારણ કરવાથી જીવ અને વિદ્યાની ઉપાધી ધારણ કરવાથી ઈશ્વર કહેવાય છે. પરંતુ વિદ્યા-અવિદ્યાની ઉપાધી બાદ કરીને બ્રહ્મની ચાહના કરવામાં આવે તો, બ્રહ્મ સ્વરૂપમાં ભળી જાય છે. તેને અસીપદ કહે છે. એવી જ રીતે અથર્વવેદના ત્રણ મહાવાક્યો અયંગ, અહો અને નિર્મળ તેને ધ્યેયરૂપે

સમજીને "ગાયે" એટલે વર્ણન કરી બતાવ્યું છે. ચારવેદનું વિલોકન કરતાં જે પદનો નિશ્ચય થયો તેના મૂળ સારાંશરૂપે બાર મહાવાક્યો નિજ લક્ષરૂપે વાણી દ્વારા ઉચ્ચાર કરીને જીજ્ઞાસુ, મુમુક્ષુજનોને ભવબંધનથી મુક્ત થવા જગતમાં જાહેર પ્રગટ કરી જણાવ્યા છે.

**निगम निरुप स्वरुप सराये । प्रकृति पुरुष ब्रह्म ताइ जश गाये ॥**
**नयेति भाव दाव तितही पोकारा । गगा गुरु ग्यम अगम अपारा ॥ ७ ॥**

"નિગમ" એટલે વેદોએ નિરૂપણ કરીને સત્ય સ્વરૂપની ચાહના કરી છે. પરંતુ નિજ સ્વરૂપને નહિ જાણવાના કારણે આદ્યશક્તિ, નિરંજન પુરુષ અને અરૂપી બ્રહ્મના બહુ પ્રકારે જશ ગાયા છે. હદ બેહદની પાર સકર્તાપતિનું પદ આવેલું છે. તે સત્યપદમાં લાગ નહિ લાગવાથી નેતિનો પોકાર કર્યો છે. તે એવી રીતે કે અલૌકિક ગુરુની ગમ, અગમ અને અપાર હોવાથી નહિ જાણી શકવાના કારણને લઈ પાર પામી શક્યા નથી.

(दोहा)

**अपरंपार परमपद । लहे नां कोहु जांहान ॥**
**परमगुरु ग्यम लायके, प्रगट कीये महीमान ॥ १ ॥**

'અપરમ' એટલે નિર્ગુણ બ્રહ્મની પાર પરમપદ એટલે કૈવલપદ આવેલું છે. તેને જગત પૈકીના વિશેષ કે સામાન્ય અંશ કોઈપણ જાણી શકેલાં નથી. તે નિજકર્તાપદની અગમ્ય જાણ લઈને સર્વજ્ઞ પરમગુરુએ પૃથ્વી ઉપર પધારીને કૈવલજ્ઞાન પ્રગટ કરી જણાવ્યું છે.

**क्षिति पर खुद सधारीके । प्रगट कीयेहु निजसार ॥**
**अरथ अगम निज नेंन विना । लहे न बिन कोई यार ॥ २ ॥**

મહાન સમર્થ પરમગુરુએ પોતે પૃથ્વી ઉપર પધારીને સર્વ અંશોને નિજ સ્વરૂપે

થવાનો લક્ષજ્ઞાનરૂપી સાર પ્રગટ કરીને કહી બતાવ્યો છે. પરંતુ અગમ્ય કૈવલપદને પ્રાપ્ત કરવાનો જે પરમ અર્થ નિજજાણરૂપી નેત્રો સિવાયના અંશોના અંતરમાં આરત ઉત્પન્ન થતી નથી. તો પછી કૈવલ જ્ઞાન લક્ષ કેવી રીતે પ્રાપ્ત કરી શકે ?

**यार बिना देई शके नहि । श्रीमंत कुवेर निज लक्ष ॥**
**नारणदास निरभे भये । ग्रही चरण रज पक्ष ॥ ३ ॥**

જ્યાં સુધી અંશોને નિજ પતિપદ પામવાની તેમના અંતરહંગમાં આરત ઉત્પન્ન ન થાય ત્યાં સુધી શ્રીમંત કુવેર સ્વામી નિજ લક્ષ આપી શકતાં નથી. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, મહાન સમર્થ શ્રીમત કુવેર પ્રભુના પક્ષનો થઈ તેમના સત્ ચરણની રજ ગ્રહણ કરીને જન્મ મરણના ભયથી રહિત થઈ સદાને માટે મુક્ત થયો છું.

## ચતુર્થ અક્ષર અંગ : ૪

**घघा घर निज अंत सबनको । मुदेहु मग जग प्रसिध्ध देवन को ॥**
**देव प्रसिध्ध जश गुप्त देवाधी । निजपतिकी भक्ति कोहु नहि साधी ॥ १ ॥**

"ઘ" અક્ષરનું વર્ણન કરતાં વિશ્વભરના સર્વ મનુષ્યોને સંબોધીને શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સર્વે અંશોનું નિજઘર કર્તાએ કરેલા શુધ્ધ સંકલ્પના અંતે કૈવલધામ એક જ છે. પરંતુ આપનપુ અને પતિપદનું વિસર્જન થયુ ત્યારથી જ બ્રહ્માની આદ્યે વેદમતના સર્વ આચાર્યોએ નિજકર્તાને મળવાનો માર્ગ "મુદેહુ" એટલે બંધ કરી દીધો અને જગત પ્રસિધ્ધ જે દેવો છે, તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ; આદ્યશક્તિ અને નિરંજન સુધીના કર્મોના માર્ગો ખુલ્લા કરીને સર્વ જીવોને દેવોની ઉપાસનામાં લગાવી દીધા. તે કારણને લઈ સર્વે દેવોનાદેવ સર્વ દેવોની આદ્યે અનેક અંશોનો ઉદય કરનાર જે સજાતીય સકર્તાપતિ તેમની ભક્તિ એટલે લક્ષ ભજન કોઈ કરતું નથી.

**ताको कहु में दृष्टांत अनुपा । सजन हृदये ग्रही करहो निरुपा ॥**

**जेही स्थावर तनु स्थिर सबनका । अवन्य जनुनी पति घन हे गगनका ॥ २ ॥**

તે સિધ્ધાંતને તમે શુધ્ધ સમજી શકો તેવું અનુપમ દૃષ્ટાંત આપીને કહુ છું તે હે સંત સજ્જનો ! તમારા હૃદયમાં ગ્રહણ કરીને નિર્મળ દ્રષ્ટિએ નિહાળીને નિવેડો લાવીને નિશ્ચય કરશો. જેટલા સ્થાવર જાતિના સર્વ શરીરો સ્થિર છે. તે સર્વ વનસ્પતિના શરીરોની માતા પૃથ્વી છે. અને તેમના પિતા આકાશગામી "સઘન ઘન" એટલે વરસાદ છે.

**उरध मुख अंकुर पति उरा । देखो एही स्थावर जडकी गति स्फूरा ॥**

**वृक्ष तरण जल पनडी वेली । अधिक नुन्य एक एकपे हमेली ॥ ३ ॥**

સ્થાવર જાતિના બીજગો પૃથ્વીમાંથી ઉદય થાય છે. ત્યારે તેના હૃદયમાં પોતાના પતિ વરસાદ તરફની આરત હોવાથી અંકુરરૂપી મુખ ઊર્ધ્વ દિશામાં રાખે છે. એવી રીતે સ્થાવર જાતિના જડવૃક્ષોની ગતિ પોતાના પતિ તરફ કેવી સ્ફુરે છે; તે તમે પ્રત્યક્ષ પ્રમાણથી નિહાળીને જૂઓ. તેમાં વૃક્ષજાતિ, તૃણજાતિ; જળજાતિ, પનડીજાતિ અને વેલીજાતિ વગેરે સ્થાવર જાતિ નાની-મોટી હોવા છતાં એકબીજાની સાથે હળીમળીને રહે છે.

**एही स्थिर तनुमे कोइ हे कीनु कर्ता । देखी अधिक आधिन नही वरता ॥**

**निज अंकुर आश घन स्वामी । निजपति सम नहि स्थिर तैही दामी ॥ ४ ॥**

એ સ્થાવર જાતિના ઘાટોમાં એકબીજાના કોઈ ઉત્પન્ન કરનાર કર્તા નથી. તેથી કોઈપણ વૃક્ષમાં અધિકપણું જોઈને તેને બીજા સર્વ વૃક્ષો કર્તા માની આધિન થતાં નથી કારણકે, નિજ અંકુરને ઉગવાની આશા તો ધણીરૂપ વરસાદની જ છે. તેથી નિજપતિરૂપ વરસાદની બરાબરી કરી શકે તેવું સ્થાવર જાતિમાં કોઈપણ વૃક્ષ નથી.

**देखो एही स्थावर स्त्रजन पर हेतु । सर्व निज आश एक मत नेतु ॥**
**चौद् निज जननी भोमी भव जामे । लोक चतुर्दश वृक्ष विरामे ॥ ५ ॥**

એજ પ્રમાણે સ્થાવર જાતિને પોતાના સર્જનહાર વરસાદ પ્રત્યે હેત રહેલું છે. તે તમે જુઓ ! સર્વ સ્થાવર જાતિ એક મતે એક જ પતિ સઘનઘનની આશા રાખે છે. ઉપર જણાવેલાં દૃષ્ટાંતના ન્યાયે ચિદ્‌બ્રહ્મરૂપી પૃથ્વી "જનુની" એટલે જનેતા હોવાથી ભવરૂપ સમસ્ત જગત તેમાથીજ ઉદય થયેલું છે. તેજ બ્રહ્મરૂપી ભૂમિકામાં ચૌદલોક વિશ્રામ પામીને રહેલા છે.

**पोषत परमपति कैवल सघनही । फसी इत वृति अधीक नुन्य नमनही ॥**
**खूद पति पक्षनु नहीन कोई हेतु । निज भक्ति विना रीता तन खेतु ॥ ६ ॥**

ચૌદલોક સહીત સમસ્ત વિશ્વનું પોષણ કરનાર વરસાદરૂપ એક જ પરમપિતા કૈવલ છે. છતાં વિશ્વના જીવોની અધોમુખ વૃતિ થવાથી ઓછીવત્તી વિભૂતિવાળા દેવોને જોઈ તેમના પ્રભાવમાં ફસાઈને તેમની જ ઉપાસના કરે છે. પરંતુ ખૂદ સકર્તાપતિના પક્ષના થઈને તેમની સાથે કોઈ હેત રાખતું નથી. તેથી જ નિજ કૈવલકર્તાની ભક્તિ સિવાય જગતભરના મનુષ્ય દેહરૂપી ખેતરો ખાલી (ઉજ્જડ) રહેલા છે.

**आपते अधिक देव लही करे वंदन । व्रेहे तन ताप त्रिये त्रिया न भंजन ॥**
**बिनु निज पुरुष उरस उरसाता । खुद खावन पद सो जन माता ॥ ७ ॥**

તે એવી રીતે કે જગતભરના મનુષ્ય તનુધારી સર્વ અંશો "આપતે" એટલે પોતાનાથી દેવોને અધિક વિભૂતિવાળા જાણી તેમને વંદન કરે છે. છતાં દેવોની ઉપાસના કરવાથી જગતના જીવોને સાચી સુખ-શાંતિ મળતી નથી. દ્રષ્ટાંતે જેમ એક સ્ત્રીના શરીરમાં કામાગ્નિનો વિરહ ઉત્પન થતાં. બીજી સ્ત્રીની સાથે કામ વિરહ બુઝાવવા તેનો સંગ કરે છે. છતાં તેનો વિરહ શાંત થતો નથી. તે જ પ્રમાણે ચૌદલોક સહિત વિશેષ કે સામાન્ય સર્વે અંશો નિજપતિ પક્ષે સ્ત્રીઓની સમાન જ છે. જેમ પતિવ્રતા સ્ત્રીના અંતરનો ઉમંગયુક્ત વિરહનોતાપ પોતાના પતિ સિવાય શાંત થતો

નથી. તેવી જ રીતે સકર્તાપતિની અંતર એકતા વિના અંશોને પરમસુખની શાંતિ થતી નથી. પરંતુ તે ગતિના અધિકારી સંત સજ્જનોને જ્યારે પોતાના ખુદખાવન પરમપતિ મળે ત્યારે પતિની એકતાના આનંદમાં "માતા" કહેતા મસ્ત બની જાય છે.

**माता मस्त देवाना दलमें । अजब खुमारी सरुपके हलमे ॥**
**प्रसावत सो सरुप जे तबनको । घघा घर निज अंत सबनको ॥ ८ ॥**

એવા અધિકારીજન નિજપતિની એકતાના અતિ આનંદમાં તેમના અંતરમાં દિવાના થઈ ગયેલા હોવાથી બાહ્ય દૃષ્ટિએ દેખાતા જગતની શુધ્ધ બુધ્ધ રહેતી નથી. તે આશ્ચર્ય ચકિત થઈને સ્વરૂપાનંદનું પરમસુખ અહોનિશ અનુભવે છે. ત્યારે સર્વજ્ઞ પરમગુરુ તેના સત્યસ્વરૂપને ઓળખાવી નિજકર્તાની સાથે અંતર એકતા કરાવી છેવટે આવેલા કૈવલપદની પ્રાપ્તિ કરાવે છે. એજ સર્વે અંશોનું અંતિમ નિજઘર છે.

( दोहा )

**परसावत निजपद लही । एवा जवरला कोय ॥**
**भुचर इत पद अटकीया । रहया सकल भव भोय ॥ १ ॥**

મહાન સમર્થ પરમગુરુના વચનોને અનુસરી કૃપાપાત્ર થયેલા કોઈક જવરલા સંત નિજકર્તાપદને જાણીને પ્રાપ્ત કરી શકેલા છે. એવા સંત નિજ સ્વરૂપને ઓળખાવી સર્વજ્ઞ સાથે એકતા કરાવે છે. તે સિવાયના ભવમાં ભટકતાં ભૂચર ગતિના જીવો આ બાજુ આવેલા સગુણ પક્ષના ઈષ્ટોના નાશવંત પદોમાં અટકી જવાથી તેમની ગતિમતિ ભવરૂપ થઈ ગઈ છે.

**भव दुःख भंजन करनकु । खुदकु खरो विचार ॥**
**तेही अंदेशा उर धरी । आयेहु दिव्य तनु धार ॥ २ ॥**

આ ભવમાં આવેલા સર્વ અંશોને જન્મ મરણના દુઃખમાં દુઃખી થતાં જોઈ, તે

દુ:ખને દુર કરવાનો ખુદકર્તાએ ખરેખરો વિચાર જ્યારે કર્યો. ત્યારે તે મતલબનો આશય હૃદયમાં ધારણ કરી પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમગુરુ અવ્યક્ત તત્વોનું દિવ્ય શરીર ધારણ કરીને જગતમાં આવ્યા છે.

**श्याम बदन शोभा अति । श्रीमंत कुवेर सुलक्ष ॥**

**नारणदास निरभे भये । ग्रही चरण रज पक्ष ॥ ३ ॥**

શ્રીમંત કુવેર પ્રભુના પરમ પવિત્ર ઘનશ્યામ શરીરનો દેખાવ અતિ સુશોભિત છે. તેમનો સર્વોત્તમ લક્ષ નિજપતિપદની પ્રાપ્તિ કરાવવાવાળો હોવાથી શ્રી નારણદાસજી મહારાજ કહે છે, કે તેમના ચરણ પક્ષનો થઈ ચરણરજ ગ્રહણ કરી હું નિર્ભય થયો છું.



## પંચમ્ અક્ષર અંગ : ૫



**नन्या निरभे पद अविनाशी । ताको शरण सदा सुख रासी ॥**

**एही सुख शिर समापन मापु । ग्रहत ही जन जेही छोडही आपु ॥ १ ॥**

“ન” અક્ષરનું નિરૂપણ કરતાં શ્રી નરવેદસાગર મહારાજ મનુષ્ય તનુધારી જીજ્ઞાસુ જનોને કહે છે કે, જ્યાં કોઈપણ પ્રકારનો ભય નથી, એવા અવિનાશી સકર્તાપતિનું પદ સદાસદોદિત નિર્ભય રહેલું છે. તેમના શરણનું સુખ અસિમ અને અપરંપાર હોવાથી પરમ સંતોષ પમાડીને સદાય શાંતિ આપવાવાળુ છે. એ મહાન સમર્થ પરમગુરુના સર્વજ્ઞ સ્વરૂપના શરણનું સુખ સર્વ અંશોના શિર ઉપર છત્રરૂપે આવેલું છે. તે પરમગુરુની ગતિ અમાપરૂપે હોવા છતાં દરેક માપવાળા ઘાટોમાં સમાઈને રહેલી છે. જ્યાં જેવો ઘાટ તે ઘાટના માપ પ્રમાણે ઘાટમાં આવવાથી માપક કહેવાય છે. તો જે સર્વે પ્રકારના મિથ્યા અભિમાનને છોડી પરમગુરુના ચરણ કમળનો અખંડ અનુરાગી થાય, એવા અધિકારીજન પરમસુખને પ્રાપ્ત કરી શકે છે.

**छुटही आप व्यापक पद पेख्या । या विधिसे अद्वैत मत देख्या ॥**

**देखनहार नचंत न चितमे । सर्व दाविक मालिक मत वित्तमे ॥ २ ॥**

જેણે જડ ચૈતનના ન્યાયને જાણી પાંચે દેહોનું અહંપણું છોડી દીધું છે. એવા નિર્મળ દ્રષ્ટિવાળા અધિકારીજન વ્યાપક સોહંગપદને ઓળખી શકયા છે. એવી રીતે યથાર્થ સમજીને ચૈતન ચિદ્‌માં પૂર્ણ પ્રીતિ થાય છે. ત્યારે નિજકર્તાના એક અદ્વૈત મતને જોઈ દ્વૈત ઉપાધિમાંથી મુક્ત થાય છે. એવા ચૈતન બ્રહ્મને જોવાવાળા બ્રહ્મદર્શી પુરુષને નચિંતદશા પ્રાપ્ત થાય છે. તેથી તેમના ચિત્તમાં દ્વૈત જગતનું ચિંતવન કદાપિ થતું નથી. જેણે નચિંતદશા પ્રાપ્ત કરી છે એવા જન "માલિક" એટલે નિજકર્તાના થઈને તેમના મતને જેમ છે તેમ જાણી સમજી શકયા છે. તે મત વ્યાપક સોહંગ બ્રહ્મમાં સમાયેલો હોવાથી સોહંગબ્રહ્મની એકતામાં રહેવાવાળા અનુભવીઓનું અહંપણુ આ બાજુના દાવા કરવાવાળું હતું તે ઓગળી જાય છે. જેથી એક અદ્વૈત ચૈતન સિવાય તેમની દ્રષ્ટિમાં દ્વૈત કશું જ દેખાતું નથી.

**वित्तकी विगत्य अब सुनो सहु सज्जन । समजत जेही जन होय गुरु भजन ॥**

**देश परगना नगरही जे नयंता । व्रते अधिक नुन्य नराधी पखवंता ॥ ३ ॥**

જે વ્યાપક ચૈતન વિતનું વિવરણ કરીને બતાવ્યું તેની "વિગત્ય" એટલે ખુલાસો કરીને હવે કહી સમજાવું છું. તે માટે સર્વ સજ્જનો તમે સાવધ થઈને શ્રવણ કરો. તે ચૈતન લક્ષને જેમ છે તેમ સમજી બાહ્યવૃત્તિને અંતરવૃત્તિમાં લીન કરીને અતિ આરતપૂર્વક જાગ્રતમાં ઉજાગ્રત રહીને; નિજ ચૈતનનું ચિંતવન કરનાર સર્વજ્ઞ પરમગુરુનું ભજન કરી શકે છે. "નરાધી" એટલે જેમ પૃથ્વીપતિ રાજા રાજ્ય કરે છે. તે પ્રજાનું પાલન પોષણ અને પ્રજા પૈકીના કોઈપણ માણસનું જેવું કામ હોય તે કામ કરવા માટે સત્તા આપીને અધિકારીઓની નિમણૂક કરે છે. દેશને સંભાળી શકે તેમજ દેશ પૈકીના "પરગણા" એટલે રાજ્યના અધિકારી તથા નગરને નિયમમાં રાખનાર

નગરનો આગેવાન "ન્યૂનાધિક" એટલે એ સર્વ નાનામોટા અધિકારીઓ રાજા પક્ષના હોઈ, તે રાજાના હુકમ પ્રમાણે ડર રાખીને "વ્રતે" એટલે પ્રજાનું કાર્ય કરે છે.

**कुनही काज पख साच समंधु । करही काम दान देवे दीनबंधु ॥**
**भूपति अमल चराचर सभरा । व्यापकवत पख वित्त विनु नभरा ॥ ४ ॥**

પ્રજા પૈકીનું કોઈપણ માણસનું જે કંઈ કામ અધિકારી પોતાના અધિકાર પ્રમાણે કરવા માટે રાજા પક્ષનું સાચ રાખીને ન્યાય નીતિથી કામ કરી આપે છે. ત્યારે રાજા રીઝીને પ્રસન્ન થઈ ગરીબોનું કામ કરનાર અધિકારીઓને તેના અધિકાર પ્રમાણે બક્ષિસ આપે છે. "ભૂપતિ" કહેતા પૃથ્વીપતિ રાજાનો અમલ સ્થાવરને જંગમ સર્વ ઘાટોમાં વ્યાપક ભરપૂર ભરેલો છે. જેવી રીતે આકાશ વ્યાપક રહેલું છે. એવી જ રીતે અકર્તા બ્રહ્મ પક્ષે જોતાં તે આકાશની જેમ વિત્ત વિનાનું છે. તેનો સિદ્ધાંત પૃથ્વીપતી રાજાની જગ્યાએ અનંત બ્રહ્માંડાધીશ અનંત બ્રહ્માંડોને ધારણ કરી રાખનાર સકર્તા સત્ કૈવલ સ્વામીને જાણવા, તેમના પ્રધાન પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન ભગવાન કરૂણાસાગર છે, તે સકર્તાપતિનો અમલ એટલે એમની સત્તા વ્યાપક બ્રહ્મ હોય, જગતભરના નાનામોટા સર્વે ઘાટોમાં વ્યાપક છે. તે વિશ્વમાં આવેલા સર્વ દેશોનો વહિવટ પરમ શ્રેષ્ઠ પ્રધાનજી એટલે સર્વજ્ઞ પરમગુરુ કરે છે. પરગણા એટલે રાજ્યનો વહિવટ સર્વજ્ઞ પરમગુરુની મહદગતિની એકતાવાળા મહંતો કરે છે. નગરો તેમજ ગામોને ધર્મના નિયમોમાં રાખી નીતિનું આચરણ કરાવનાર નિયંતા નિજ સ્વરૂપની સ્થિતિને પામેલા મોટી ગતિના સંત પુરૂષોને સમજવા. તે સર્વે નાના મોટા ગુરુગમરૂપી સત્તાના અધિકારી સર્વ સત્તાધીશ સકર્તાપતિ પક્ષના સાચનો સબંધ રાખી ભવભરના સર્વે અંશોરૂપી રૈયતનું કૈવલ મોક્ષ આપવારૂપી કાર્ય કરે છે. તે જેમ છે તેમ જાણીને સકર્તાપતિ નાના મોટા અધિકારી સંત મહંતોને અખંડ જ્ઞાન[illegible]તિરૂપી બક્ષિસ આપે છે.

**ग्रभीत नभनु व्रजीत नहि कोई । अमल अवांतर अमली होई ॥**

**श्रेष्ठ न अमल सरजे नहि कोई ।·करत न नभ कछु हरत न ओई ॥ ५ ॥**

"નભ" એટલે આકાશ. તે આકાશનીઅંદર નિજકર્તાએ ગર્ભીતરૂપે વ્યષ્ટિ સમષ્ટિની સર્વ રચના કરેલી છે. "ગર્ભીત" એટલે સકર્તાપતિએ ક્રિયાવૃત્તિ દ્વારા ચોરાસી તત્ત્વોના ન્યૂનાધિક ભાગ મેળવીને વૈરાટની આદ્યે ચૌદલોક પર્યંત સ્થાવરને જંગમ જ્યાં જેવો ઘાટ ત્યાં તે પ્રમાણે તત્વો પોખીને ખલકનો ખેલ સર્જનહારે ખડો કરેલ છે. તે પિંડકે બ્રહ્માંડ "વ્રજીત"કહેતા કોઈપણ અલગ નથી. જેમ આકાશના ન્યાયે નિજકર્તા કૈવલનો બ્રહ્મરૂપી અમલ સઘળે વ્યાપક છે. તેમાં અમલને ચલાવનાર અમલી ઓછીવત્તી સત્તાના ભેદે અધિકારી અમલદારો નાનામોટા કહેવાય છે. જેમ આકાશ એક વ્યાપક હોવા છતાં આવરણની ઉપાધિએ જુદા જુદા નામ પાડવામાં આવે છે. તે એવી રીતે કે ઘટાકાશ, પટાકાશ અને મઠાકાશ, તે આવરણે કરીને અલગ અલગ નામ પાડવા છતાં આકાશના વિભાગ પડતા નથી એમ સમજવું. જેમ આકાશમાં ઉત્પન્ન કરવાનો કે નાશ કરવાનો ગુણ ઘટતો નથી. એવી જ રીતે સત્તાધીશ વિના સત્તા કોઈપણ કાર્ય કરી શકતી નથી.

**सजन सुलपमे समजो एही साना । देखो निज द्रिगन छोडी अभिमाना ॥**

**छुटही मान मनोरथ मन मुगता । सर्वज्ञ स्वरुपोहं भये जेही भुगता ॥ ६ ॥**

હે સંત સજ્જનો ! સર્વે પ્રકારના અભિમાનને છોડી નિજ સ્વરૂપમાં જાગ્રત થઈને સજાણ જાણના નેત્રે કરી જોશો તો, જે નામ રૂપ ગુણની આદ્યે દેહાધ્યાસને લઈ હું આ છું કે તે છું એવું જે મનથી મનાયું છે. તે માન ગુમાનનો સંપૂર્ણ ત્યાગ કરવામાં આવે ત્યારે મનના મનોરથ પૂર્ણ થતાં માયાની સઘળી ઉપાધિમાંથી મન મુક્ત થાય છે. ત્યારે પરમગુરુ કહે છે કે મારૂ જે સર્વજ્ઞ વ્યાપક સ્વરૂપ છે તે સ્વરૂપની સાથે એકતા કરીને પરમ આનંદનું સુખ ભોગવી શકે છે.

**भुगता भेद लहत नहि कोई । अजब कला कायम गति तोई ॥**

**चर अचरा गति आप विलासी । नन्या निरभे पद अविनाशी ॥ ७ ॥**

જે અખંડ આનંદ ભોગવવાનો નિજલક્ષરૂપી ભેદ જગતમાં આવેલાં સામાન્ય કે વિશેષ કોઈપણ જીવ જાણી શકતાં નથી. કારણકે "અજબ" એટલે આશ્ચર્યચકિત કરી નાખે એવી અતિ અદ્ભૂત અવિગત ગતિની કળા કોઈ ના કળી શકે તેવી અગમ્ય રહેલી હોવાથી, ગુરુની ગતિ અને ગુરુ સદાસદોદિત અખંડ રહે છે. જગત રચનાની આદ્યથી લઈ અંત સુધી સ્થાવર જંગમના નાના મોટાં સર્વ શરીરોમાં ગુરુની ગતિ વ્યાપક રહેલી છે. તે અવિગત ગતિના વિલાસી પરમ વિશેષ અંશ પરમગુરુ પોતે હોવા છતાં નિજકર્તાથી ક્ષણવાર પણ જુદા પડયા નથી. તેજ નિજકર્તાનું અવિનાશી પદ સદાને માટે નિર્ભય રહેલું છે.

( दोहा )

**अविनाशी उदे करे । नाशवंत जग जोई ॥**

**जग व्यवहारिक विश्व जे । अलग रह्या सब़ कोई ॥ १ ॥**

અવિનાશી સકર્તાપતિએ બ્રહ્માંડની આદ્ય લઈ સમસ્ત જગત ઉત્પન્ન કર્યું છે. તે જ્ઞાન દૃષ્ટિએ નિશ્ચય કરીને જોતાં કીટ પતંગથી લઈ ચૌદલોક સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિને નિરંજન સુધી અવધિકાળ આવતાં નાશ પામે છે. જગતનો જે વ્યવહાર વિષય આશક્તિથી બંધાયેલા સામાન્ય વિશેષ સર્વે અંશો દેહભાવની દ્રષ્ટિએ નરને અભિલાષા નારીની અને નારીને નરની અભિલાષા થવાથી વિષય વાસનાને વશ થઈ વરતે તેને જગ વહેવાર કહેવામાં આવે છે. તે સમસ્ત જગતને રચનાર નિજકર્તા જગતથી ન્યારા રહેલા છે.

**प्रतिवादीको प्रश्न है । जगको उदे विचार ॥**

**अविनाशीसे क्यौं भयो । नाशवंत संसार ॥ २ ॥**

નાશવંત જગતનો વિચાર કરીને જોતાં પ્રતિવાદી પ્રશ્ન કરે છે કે, નિજકર્તા કેવલ પોતે અવિનાશી છે તો પછી અવિનાશીમાંથી નાશવંત જગત કેવી રીતે ઉત્પન્ન થયું ?

**सत् पुरुष को संकल्प । भयो जथामत जम ॥**

**उपजे समे सो संकल्प । पुरुष हे जमनो तम ॥ ३ ॥**

"સત્ પુરુષ" કહેતા નિજકર્તા કેવલ પોતે કાયમ હોવાથી અખંડ અને અવિનાશી છે. તેમની ઈચ્છા પ્રમાણે ભાવ ભરીને શુધ્ધ સંકલ્પ કર્યો તે સંકલ્પ યથાર્થ જ છે. જે શુધ્ધ સંકલ્પ દ્વારા જગત ઉત્પન્ન થયું તે સંકલ્પનો વેગ સમાતા દ્રશ્ય અદ્રશ્ય જગત રચના લય પામી જાય છે. પરંતુ સંકલ્પ કરનાર સંકલ્પી પુરૂષ સકર્તા સત્ કેવલ કાયમ જેવા છે તેવા અખંડ રહે છે.

**सो पुरुष परम तनु धारके । प्रगटे श्रीमंत् कुवेर ॥**

**नारणदास शरणांगत । मीट गये भवके फेर ॥ ४ ॥**

"સો" કહેતા તે નિજ કૈવલકર્તા પોતે અદ્વૈત હોવા છતાં સજાતિય અંશોને ચેતાવવા નિર્વિકારી અવ્યક્ત તત્વોનું દિવ્ય તનુ ધારણ કરીને ભગવાન કરૂણાસાગર પૃથ્વી પર પ્રગટ થઈને શ્રીમંત કુવેરના નામે પ્રસિધ્ધ થયા છે. તે શ્રીમંત કુવેર પ્રભુના શરણાંગત થવાથી શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે આ ભવમાં મારા જન્મ મરણના ફેરા ફરવાના મટી ગયા છે.





## ષષ્ટમ્ અક્ષર અંગ : ૬



**चचा चितवन निज चरन कमलसे । न भवतु भवीत स्वमेव गुरु कलसे ॥**

**गुरु कल निज बल मल विनु मालक । विशेष विभूति अति बडा जीनु तालक ॥ १ ॥**

"ચ" અક્ષરનો ઈશારો કરીને કૈવલ મોક્ષની જીજ્ઞાસાવાળા સજ્જનોને શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે; પરમ વિશેષ પરમશ્રેષ્ઠ પરમદયાળુ સર્વજ્ઞ પરમગુરુના અલૌકિક સત્ ચરણ કમળનું અંતરની આરતપૂર્વક ચિંતવન કરવાથી પરમગુરુ કૃપાવંત થઈને આ જગતમાં નહિ જોયેલું કે ન જાણેલું તેમજ નહિ સાંભળેલું તે "ભવીત" એટલે પ્રગટ કરીને પરમગુરુ પોતાની અગમ્ય અકળ કળ આપીને અંશનું નિજ સ્વરૂપ દર્શાવે છે. ગુરકળ દ્વારા શરણાંગત થયેલા અંશને પૂર્વે નિજકર્તાએ બક્ષેલું અનુભવ ઐશ્વર્યતાનું અદ્દ્ભૂત બળ પ્રાપ્ત થાય છે. વ્યક્ત અને અવ્યક્ત માયાના વિકારોથી અતિ નિર્મળ પરમ પવિત્ર "માલક" એટલે નિજ કૈવલકર્તા છે. તેમની સ્વજાતિના વંશનો છું. એવું યથાર્થ જાણીને નિજકર્તા સાથે પૂર્ણ પ્રીતિ બાંધે છે. એવા અંશ મહાન મોટા અતિપૂર્ણ ભાગ્યશાળી હોવાથી ગુરુ સંતની સેવા કરીને તેમની કૃપાએ વિશેષ વિભૂતિવાળા થયા છે.

**तालबवत् जीनु तलब पतिनकी । विशियानंद अशक तजत रतिनकी ॥**

**रतिपति उभये छोडे पति पखसे । अलील असक शीत सबंध सो दखसे ॥ २ ॥**

એવા વિભૂતિવાન ભાગ્યશાળી સજ્જનોના અંતરહંગમાં નિજપતિને પ્રાપ્ત કરવાની અતિ તાલાવેલિ યાને પૂર્ણ લગની લાગે છે. જેથી એક પલકભર પરમપતિને વિસરતા નથી. તેના પવિત્ર હૃદયમાં નિર્મળ વૈરાગ્ય ઉત્પન્ન થયો હોવાથી પ્રકૃતિ વિલાસની કામ વાસનાની આશક્તિ છૂટી ગઈ છે. એવા નિર્મળ દૃષ્ટિવાળા અધિકારી જન નિજપતિ પક્ષના થયા છે, તેણે કામદેવ અને કામદેવની વાસના એ બંનેનો પ્રતિજ્ઞાપૂર્વક સદાને માટે ત્યાગ કર્યો છે. દ્રષ્ટાંતે જેમ "અલીલ" કહેતા જળ (પાણી),

અને તે જળની પ્રીતિ "શીત" એટલે ઠંડીની સાથે હોવાથી બંનેનો યોગ મળતા તે જળ જામી જંઈને બરફ બની જાય છે; ત્યારે જળ નહિ દેખાતાં બરફ જ દેખાય છે.

**छुटत सबंध सूर संगत्य जो पाई । निरमल रुप पुरवका देखाई ॥**

**पूरव सबंध परमगुरु करता । ब्रह्मानंद सुख देइ अघ हरता ॥ ३ ॥**

હવે બની ગયેલો બરફ તે જ્યારે સૂર્યનો ઉદય થયો ત્યારે સૂર્યના કિરણો બરફ ઉપર પડતાં કિરણો દ્વારા સૂર્યનો સંગ થવાથી જળને લાગેલો શીત (ઠંડી)નો સબંધ છૂટી ગયો. સબંધ છૂટતાની સાથે તુરત જ બરફ પિગળી ગયો અને "પુરવે" એટલે પહેલાં પાણીનું જેવું નિર્મળરૂપ હતું તેવું પાણી થઈને શુધ્ધ પાણી દેખાવા લાગ્યું. એ દ્રષ્ટાંતના ન્યાયે જે નિજકર્તાનો સજાતિય અંશ તે જળરૂપે જાણવો તેમજ ઠંડીરૂપે મલિન માયા, તે માયાનો સબંધ થવાથી અંશની વૃત્તિઓ જામી જઈને દેહભાવવાળો થઈગયો હતો. તે માયાના બરફને ઓગાળીને અંશને નિજ સ્વરૂપે કરનાર સ્વયં સૂર્યરૂપે સર્વજ્ઞ પરમગુરુ છે. એમ નિશ્ચયપૂર્વક જાણવું. તે અંશ ઉપર કૃપાદ્રષ્ટિ કરીને અનેક જન્મના અજ્ઞાનયુક્ત કરેલા પાપને હણી લઈને એટલે નાશ કરીને બ્રહ્માનંદનું અથાહ સુખ આપીને અંશને પરમ સંતોષ પમાડે છે. "પૂર્વે" એટલે જેમાંથી અંશોનો ઉદય થયો હતો. તે નિજ કૈવલપતિ અંશોના સજાતિ હોવાથી તેમની સાથે સબંધ જોડી આપનાર પરમગુરુ પોતે નિજકર્તા છે.

**ब्रह्म भोगत्ये योग कर्ताके सबंधा । तनो अस्मि अस छुद्र छांडेहु सबंधा ॥**

**भया सर्वज्ञ विभक्ति विलोकी । धन्य गुरुदेव भेव दीयो अलोकी ॥ ४ ॥**

જે અંશની અંતરવૃત્તિમાંથી શુદ્ર દેહોસ્મિ સંપૂર્ણપણે છૂટી જાય છે. તે અંશ બ્રહ્માનંદ સુખનો ભોગતા થાય છે. એ સોહંગ બ્રહ્મની એકતા નિજપતિ સાથે હોવાથી બ્રહ્માનંદનો ભોગી અંશ સકર્તા સ્વામી સાથે મેળાપ કરીને સદાનો સબંધી થાય છે. પરમ શ્રેષ્ઠ પરમ વિભૂતિવાન મહાન સમર્થ પરમગુરુદેવને અનેકવાર ધન્ય છે કે;

મને હંગેહંગની એકતાનો અલૌકિક ભેદ આપ્યો ત્યારે નિર્મળ દ્રષ્ટિએ અવલોકન કરતાં જણાયુ કે, સજાતિય શું ? અને વિજાતિય શું ! તેથી યથાર્થ શુધ્ધ સમજ પડતા નિત્ય-અનિત્યનો સર્વથા ત્યાગ કર્યો. ત્યારે નિજકર્તાની પરમગતિ પ્રાપ્ત થઈ. તે પરમગતિના પ્રતાપે હું સર્વજ્ઞ ગતિવાળો થયો.

**गौपद वत धरनी असमाना । कंचित जगत क्याहां उनमाना ॥**

**प्रताप परमगुरु क्याहां मम बरनु । कहत ना पोचतही जोर अक्षरनु ॥ ५ ॥**

એવા સર્વજ્ઞ ગતિવાળા અંશને સમગ્ર પૃથ્વી અને આકાશ ગાયના પગલા બરાબર દેખાવા લાગ્યા. "ઉન" કહેતા એ સમસ્ત જગત કીચિંત માત્ર એટલે પૃથ્વીના રજકણ જેટલું દ્રશ્યમાન થયું તો તેનું વર્ણન કરીને કહેવા જેવું કશું રહેતું નથી. એ સર્વજ્ઞ ગતિવાળો અંશ કહે છે કે સર્વોપરી સર્વાતિત સર્વ વિભૂતિવાન પરમ શ્રેષ્ઠ પરમદયાળુ પરમગુરુના પ્રતાપનું હું શું વર્ણન કરૂં ? કારણકે જ્યાં પરમગુરુ બિરાજે છે, ત્યાં કોઈપણ અક્ષરનું બળ પહોંચતું નથી તો પછી કેમ કરીને કહી શકું ?

**दीनबंधु बंदीछोड सब कहही । येसेही परमगुरु कोइ जन लहही ॥**

**परसत गुरुपद दरसत देवा । आपनपु पतिपद लहतही भेवा ॥ ६ ॥**

હે અનંત દયાળુ ! પરમ વિભૂતિવાન પરમેશ્વર, આપને જગતના સર્વજનો બંદીછોડ કહે છે, કારણકે માયાના અનેક આવરણોમાંથી છોડાવનાર હોવાથી જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યની સંપત્તિ વિનાના ગરીબ જીજ્ઞાસુજનો આપના શરણમાં આવનારને આપ કરૂણા કરી અલૌકિક અનુભવની ઐશ્વર્યતા આપીને પરમ સુખી કરો છો. એવા સર્વજ્ઞ પરમગુરુને યથાર્થ ઓળખીને આ વિશ્વમાં કોઈક જ પ્રાપ્ત કરી શકે છે. હે મહાન સમર્થ કરૂણાનિધિ ભગવાન કરૂણાસાગર આપના "પદ" કહેતા નિજ ચરણોનો જે કોઈ અધિકારીજન સ્પર્શ કરે છે. તે અતિ દિવ્ય ગુરુગમ ગતિને દેખતો થવાથી પરમપતિ દેવને પ્રાપ્ત કરી શકે છે. ઉપર બતાવેલી દિવ્યગતિ દ્વારા

અંશ આપનુઆપ નિજસ્વરૂપ અને સકર્તાપતિ સાથે એકતા કરવાનો અલૌકિક ભેદ યથાર્થ જાણીને ગ્રહણ કરી શકે છે.

**भावीक भवमांही भये मजबूता । हूत अनहूत कोइ करे अबधूता ॥**

**कही कलपकी भूल भागे गुरु पलसे । चचा चिंतवन निज चरन कमलसे ॥ ७ ॥**

આપનપુ અને પતિપદની એકતાનો લક્ષરૂપી ભેદ જેણે જાણ્યો છે. એવા અધિકારીજનને આ ભવમાં તેના અંતરહંગમાં નિજકર્તાને મળવાનો સર્વોત્તમ ભાવ ઉત્પન્ન થયેલો હોવાથી નિજપતિના ચિંતવનમાં તદ્રૂપ થાય છે. તે તદ્રૂપતાનો તાર ના તૂટે એવી દ્રઢતાને ધારણ કરી મહા મજબૂત થયા છે. તેને બાહ્યદ્રષ્ટિએ દેખાતું જગત તેમાં અનેક પ્રકારના રૂપરંગ અને વિધવિધ જાતના વિલાસો અને બીજા રસ સ્વાદો પણ ઘણી જાતના છે. એવું પ્રત્યક્ષ જગત હોવા છતાં તેના ઉપર સંપૂર્ણ અભાવ લાવીને દ્રષ્ટિને ઉપરામ કરી નિજપતિ પક્ષના થઈને રહેવું તેવો અલૌકિક આદર જેને અવધૂત દશા પ્રાપ્ત થઈ હોય તેજ કરી શકે છે. પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુદેવ જ્ઞાન ઉપદેશ કરીને આપણને જણાવતાં કહે છે કે, તમે કોણ ? અને તમારા કર્તા કોણ ? એ લક્ષ બોધને યથાર્થ જાણી જગતને ભૂલી જઈ પરમગુરુના શરણાંગત થઈએ તો શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, કેટલાય કલ્પોની પડેલી ભૂલ દિવ્ય પરમગુરુ આંખના એક પલકારામાં ભાંગી નાખે છે ત્યારે અંશને કૈવલ મોંક્ષની પ્રાપ્તિ થાય છે.

(दोहा)

**श्री गुरु चरन कमल रज । दल दरपण मंजुकाई ॥**

**सफा भये अंतःकरण । निज अनुभव प्रगटाई ॥ १ ॥**

પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુના ચરણ કમલની રજ કહેતાં એ પરમકલ્યાણ દાતા પ્રભુના સ્વમુખથી ઉચ્ચારેલા વચનોને ગ્રહણ કરીને અંશની સ્વસુઝરૂપી હૃદયમાં વિચાર

કરીને ખોજપૂર્વક સારાસારને યથાર્થ સમજી અસારનો ત્યાગ કરીને સારને અમલમાં મૂકી અનુસરવામાં આવે તો સૂઝરૂપી હૃદયમાં છવાયેલો માયાનો મળ તુરત જ દૂર થઈ જાય છે. અને સ્વસૂઝમાંથી નીકળેલું વૃત્તિરૂપી કિરણ તેજ અંતઃકરણ હોઈ, તે અંતઃકરણ નિર્મળ થતાં નિજ સ્વરૂપનો અનુભવ પ્રગટ થાય છે.

**प्रगटया अनुभव सूर जब । तबही भये प्रकाश ॥**

**अबही रजनी काहां रहे । ज्योति अनंत उजास ॥ २ ॥**

અંશને નિજ સ્વરૂપના અનુભવનો સૂરજ જ્યારે પ્રગટ થાય છે. ત્યારે તે અનુભવનો પ્રકાશ અનંત હોવાથી તેનો અંત લાવી શકાય તેમ નથી તો પછી હવે અજ્ઞાનરૂપી રાત ક્યાંય પણ રહી શકતી નથી. તેથી તે અંશ નિજકર્તાની બાહ્યદ્રષ્ટિમાંથી ઉત્પન્ન થયેલું જગત જ્યાં સુધી વિસ્તાર પામેલું છે અને સમસ્ત ઘાટોમાં અંશો વસીને જેવી રીતે રમણ કરી રહ્યા છે. તે જેમ છે તેમ સર્વજ્ઞ પરમગુરુની એકતામાં રહીને યથાર્થ જોઈને જાણી શકે છે.

**गुरु सुर ज्ञान प्रकाशमे । रहे क्यांहां तम अज्ञान ॥**

**श्रीमंत कुवेर सर्वज्ञही । नारणदास सत् मान ॥ ३ ॥**

મહાન સમર્થ પરમગુરુ સૂર્ય સ્વરૂપે પ્રગટ થયા છે. તેનો અખંડિત જ્ઞાનરૂપી પ્રકાશ સર્વ સ્થળે પ્રસરી વળેલો છે. જેથી અજ્ઞાનરૂપી અંધકાર કેવી રીતે રહી શકે ? સત્ શ્રીમંત કુવેર સર્વજ્ઞ ગતિવાળા હોવાથી સર્વ ઘાટોમાં વસેલા અંશોની અંતર બહાર થતી શુભાશુભ ક્રિયાને જાણી શકે છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે એવા પરમગુરુને હું નિશ્ચયાત્મક સત્ય માનું છું.





## સપ્તમ્ અક્ષર અંગ : ૭



**छछा छो तुम पुरुष पुराना । क्या विनवुं मोई अकल बेराना ॥**

**तुमहो चतुर सुजान चकंदा । हरहो कठिन कलीमल जग फंदा ॥ १ ॥**

"છ" અક્ષર ઉપરથી શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સ્વયં સ્વતંત્ર સર્વ વિભૂતિવાન સર્વજ્ઞ પરમગુરુને અરજ કરતાં કહે છે કે, આપ આદ્ય અંતથી રહિત અનાદિ પુરાણા પુરુષ છો. એવા આપને જાણીને ઓળખી શકે એવી જે મારી અક્કલ માયિક પદાર્થોમાં વેરાઈ ગઈ છે. તો હું આપને વિનંતી કે પ્રાર્થના કેવી રીતે કરી શકું ? હે મહાન સમર્થ પરમગુરુ આપ અતિ ચતુર, સુજાણ જાણવાળા, અખંડ ઉજાગ્રત, સક્રિય ગતિવાન અતિ સચેતન પુરુષ છો. માટે આપને હું વિનંતી કરૂં છું કે કળિયુગના મહા કઠિન કળિકાળમાં જગતભરના જીવો મલિન માયાના મિથ્યા પ્રપંચી ફાંદામાં ફસાઈ ગયા છે. જેથી આપ દયા દ્રષ્ટિ કરીને મલિન માયાના ફંદને હણી લઈ જીવોને મુક્ત કરો.

**अकल हो सकल विश्व उपकारन । चौद तबक आपने कीयो धारन ॥**

**शुध्ध संकल्प याहां सब जग भयेउ । बिनहु श्रम तनु विविध निपयेउ ॥ २ ॥**

હે ભગવાન કરૂણાસાગર આપ અકળ ગતિવાળા હોવાથી સમસ્ત વિશ્વને ઉત્પન્ન કરી ચૌદલોકને ધારણ કરી રાખનાર આપ જ છો. હે સકર્તા પતિ આપના શુધ્ધ સંકલ્પથી સમસ્ત જગત ઉત્પન્ન થયેલું છે. આપે કોઈ પ્રકારનો શ્રમ કર્યા વિના વિધવિધ પ્રકારના અનેક ઘાટો રચીને જગતનો વિસ્તાર કર્યો છે.

**बने श्रम बिनु म्रम कोहु नव जाने । सुप्नके स्वरुप क्यासे भये क्या समाने ॥**

**हे नहि जुगल भया हे सोई जाना । एकोहंग बहु सोई एकही निधाना ॥ ३ ॥**

હે સકર્તા સ્વામી આપે કોઈ પ્રકારના શ્રમ વિના સમસ્ત વિશ્વને ઉત્પન્ન કર્યું છે.

એ આપનો અલૌકિક મર્મ જગતમાં કોઈ પણ જાણતું નથી. જેવી રીતે સ્વપ્નનાં રૂપની રચના જે થાય છે. તે ક્યાંથી થતી હશે ? અને અંતે ક્યાં સમાય છે ? તે ગતિ ઘણી ગુપ્ત અને અકળ રહેલી છે. પાંચ દેહ સહીત પ્રણવનો પણ પ્રકાશક નિજ ચૈતન અંશ પોતાની મૂળ ભૂમિકા પર એકલો જ રહે છે. ત્યાં બીજું કંઈ જ નથી, છતાં એ સાક્ષીના સંકલ્પથી સ્વપ્નાનો ખેલ રચાય છે. તે સ્વપ્નાની રચનામાં વિધ વિધ પ્રકારના રૂપરંગ દેખાય છે. તેમાં કોઈક વ્યવહાર કરતાં ને ભોગ ભોગવતા પણ દેખાય છે. તે સ્વપ્નાના ખેલની લીલા જોઈને જાણનારો સાક્ષી એકલો જ છે. તત્વાતીત નિજ અંશ એકલો હોવા છતાં તેને દ્વૈત ભાવ થયો, તે દ્વૈત ભાવના કારણથી સંકલ્પ થયો તેના સંકલ્પની ભાવના પ્રમાણે અંશની નિજજાણમાંથી બીજી વૃત્તિઓ ઉત્પન્ન થઈ, એ વૃત્તિઓમાં અંશનો ભાવ જેવો પ્રેરાયો તે પ્રમાણે સ્વપ્નાનું સર્જન થયું તે સ્વપ્નામાં ભિન્ન ભિન્ન શરીરધારી દશ્યો વ્યવહાર અને વહીવટ કરતાં ભાસે છે. તે નિજસ્વરૂપની સ્વસૂઝમાંથી જે વૃત્તિઓ ઉત્પન્ન થયેલી તેજ વૃતિઓ સ્વપ્નાના ઘાટોમાં પ્રેરક થઈને જુદા જુદા પ્રકારની ક્રિયા કરે છે. તે અંશ પોતની વૃત્તિઓ દ્વારા બહુ હંગી થવા છતાં પોતાના નિજઘરમાં "એકોહંગ" કહેતા અંશ એકલો જ છે એમ નક્કી જાણવું.

**ज्यौ नट खेल ख्याल नहि भिन्ना । आद्य अंते नट मध्य ख्यालही चीना ॥**

**देखत खेल खूशी सब भयेउ । कुन मम क्यांसे आया कुने निरमयेउ ॥ ४ ॥**

જ્યારે નટ જ્યાં રહીને ખેલ ખડો કરે છે. તે ખેલ ખ્યાલ રાખીને ખ્યાલ વડે જ કરે છે. છતાં એ ખ્યાલથી ખેલાડી નટ જુદો નથી. જ્યારે ખેલનો પ્રારંભ કર્યો ત્યારે ખેલાડી નટ આદ્યમાં હતો જ તે ખેલ પૂરો થાય તેને અંત કહે છે. તે અંતે પણ ખેલાડી નટ મોજુદ જ છે. તે ખેલની આદ્યમાં અને ખેલના અંતે નટ જેમ છે તેમ જેવો ને તેવો કાયમ જ રહે છે. તે ખેલની મધ્યે રહીને ખ્યાલ દ્વારા ખેલનો ખ્યાલ રાખી સઘળા ખેલને જોઈ કેવો ખેલ થયો તે હકીકતને નટ યથાર્થ જાણે છે. આ સમસ્ત જગતનો ખેલ જોઈને અનેક શરીરોમાં વસેલા અંશો વિધ વિધ પ્રકારના રૂપરંગવાળા અને જેની

ગણત્રી ના કરી શકાય એવા બહુ જાતભાતવાળા માયાના પદાર્થો જોઈને વિશ્વભરનાં જીવો ઘણાં ખૂશ થઈને આનંદ કરે છે. પરંતુ હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? અને અહીં સંસારમાં મને કોણે મોકલી વસાવ્યો છે ? તેનો કોઈએ વિચાર કરીને જોયું નથી.

**जेम कोहु जन बाहुरा भया व्याधी । पूरव सबंध शुध्ध समज न लाधी ॥**
**फसे इत फंद निगम चहु ओला । त्रिगुणकी रत पकरत जीव जोला ॥ ५ ॥**

દૃષ્ટાંતે જેમ કોઈ મનુષ્યને ગાંડપણનો વ્યાધિ થયો હોય તે પોતાના 'પૂરવ સબંધી' એટલે માતા-પિતા આદિ કુટુંબ પરિવાર વગેરે સર્વેની શુધ્ધ બુધ્ધ ભૂલી જાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે નિજકર્તાના સર્વે અંશો આબાજુ જગતમાં આવ્યા ત્યારથી માયાના ફંદમાં પડીને ચાર વેદના આવરણમાં ફસાઈ ગયા. તેથી હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ શુધ્ધ જાણ વિસરી જવાથી ત્રણ ગુણ એટલે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને કર્તા માની તેમની સાથે પ્રીતિ બાંધીને તેમને ભજવા લાગ્યા. ત્યારથી જ જીવમાત્ર એ ચોરાસી ચક્રનો જોલો પકડી લીધો. તેથી જ જન્મ-મરણના ફેરા ફરતાં થઈ ગયા છે.

**त्रष्णा कण डारी दल जीवका हरीया । येसी लक्ष चहु लक्षमांही फरीया ॥**
**हरही जीव जीवन सब हरही । उत नहि जावे कोई जीत तीत फरही ॥ ६ ॥**

ત્રણ ગુણના દેવોએ માયાના પદાર્થો ભોગવવાની જે તૃષ્ણા, એ તૃષ્ણારૂપી કણ (બીજ) સર્વ જીવોના હૃદયમાં નાખીને જીવમાત્રના હૃદય હણી લીધા છે. તદ્‌ઉપરાંત સર્વે જીવોને હણી લઈને તેમના જીવન પણ હણી લીધા. ત્યારથી જ બધા જીવો ચોરાસી લાખના ફેરામાં ફરતા થઈ ગયા તેથી આખા સંસારમાં જ્યાં ને ત્યાં કર્મ અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારના શરીરો ધારણ કરી દેહરૂપ થઈને દેહના જ ભોગ ભોગવે છે. પરંતુ જ્યાંથી આવ્યા છે તે બાજુ કોઈપણ જીવ જતાં નથી.

**दयावंत पति अतंत क्रिपाला । उपजी महेर अति अधिक रसाला ॥**

**जनही काज मनु तनही धराना । छछा छो तुम पुरुष पुराना ॥ ७ ॥**

સર્વાતીત સકર્તાપતિએ અનેક કરૂણાઓ ઉત્પન્ન કરીને કરૂણાઓના ઈશ કરૂણેશ કહેવાય છે. તે પરમ દયાવંત પતિ અપાર દયાળુ હોવાથી પોતાના સ્વજાતિ અંશો જગતમાં દુઃખી થતાં જોઈને દુઃખમાંથી મુક્ત કરવા કરૂણેશ પતિએ અતિ હેતપૂર્વક અધિકા અધિક રસિક મહેર ઉત્પન્ન કરી. અંશો પરત્વે મહેર ઉત્પન્ન થવાથી નિજ સકર્તાપતિએ અવ્યક્ત ગતિના નિર્વિકારી નિર્મળ તત્વોની દિવ્ય વિભૂતિઓને લઈ જગતજનોનું પરમ કલ્યાણ કરવા મનુષ્યરૂપે દિવ્ય દેહ ધારણ કર્યો છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે પરમ પુરુષ પુરાણા હોવા છતાં દ્રશ્યરૂપે આ જગતમાં પ્રગટ થયા છે.

( दोहा )

**पुराना परमेश्वर । सबके निज करतार ॥**

**सर्वातीत सरवज्ञमे । भये सोई भिन्न अवतार ॥ १ ॥**

પરમેશ્વર પોતે જૂનામાં જૂના હોઈ, જગતની આદ્યે સર્વે અંશોના કિરતાર છે. તે સર્વાતીત સર્વોપરી સર્વજ્ઞ હોવા છતાં જગતના જીવોને કૈવલમોક્ષ પ્રાપ્ત કરાવવાના હેતુથી તેમણે જ પરમગુરૂ રૂપે પ્રગટ થઈને ભિન્ન અવતાર ધારણ કરેલો છે.

**श्याम बदनकी सुंदिरता । शोभा बरनी न जाय ॥**

**शारद शेष न कही शके । ओरकी कुन चलाय ॥ २ ॥**

ભગવાન કરૂણાસાગરના અતિ દિવ્ય ઘનશ્યામ સ્વરૂપની સુંદીરતા અતિ મનોહર હોવાથી તેમની શોભાનું વર્ણન વાણી દ્વારા થઈ શકે તેમ નથી. શારદા અને શેષજી જેવા વિશેષ વિભૂતિવાળા હોવા છતાં પરમગુરુની શોભાનું વર્ણન કરીને કહી શકતાં નથી. તો બીજા જગતના કહેવાતા કવિઓ, પંડિતો, શાસ્ત્રીઓ અને વિદ્વાનો તેમજ

થઈ બેઠેલા આચાર્યો એ સર્વની ગતિમતિ કેવી રીતે પહોંચી શકે ?

**सुख सागर शरणांगत । भये सो भुगतही संत ॥**

**श्रीमत कुवेर पति परमधी । नारणदास लहे नहि अंत ॥ ३ ॥**

પરમ શ્રેષ્ઠ, પરમ દયાળુ મહાન સમર્થ પરમગુરુ સ્વયં સુખના સાગર છે. તે સુખસાગરના શરણાંગત જે જે સંત થયા તેજ સુખસાગરનો પરમ આનંદ ભોગવે છે. સત્ શ્રીમંત કુવેર પ્રભુ પોતે જ પરમપતિ છે. તે પરમપતિની પાસે અનંત બુદ્ધિઓ હોવાથી શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હું તેમનો અંત લાવી શકતો નથી.



## અષ્ટમ્ અક્ષર અંગ : ૮



**जजा जोग निज गुरुसे करना । अवर उपाधि सब परहरना ॥**

**जोगनकी जुगत्य कहहु मजबूता । शुध्ध् सन्येहे ग्रहे होय अबधूता ॥ १ ॥**

"જ" અક્ષરનો આધાર લઈ પરમ દયાળુના કૃપાપાત્ર શ્રી નારણદાસજી મહારાજ જગતના મનુષ્ય તનુધારી ધર્મ જીજ્ઞાસુજનોને સંબોધીને કહે છે કે દેહભાવના સબંધની દૃષ્ટિએ દેખાતી જેટલી ઉપાધીઓ ધારણ કરવામાં આવી છે. તે સર્વ ઉપાધીઓનો જ્યારે ત્યાગ કરવામાં આવે ત્યારે નિજ અંશ સ્વરૂપના ગુરુ તેજ સર્વજ્ઞ પરમગુરુ છે. તેમની સાથે યોગ એટલે મેળાપ થઈ શકે છે. હવે પરમગુરુ સાથે મેળાપ થઈ શકે એવી જુકિત (રીત)નું વર્ણન અતિ મજબૂતપણે કરીને જણાવું છું. તે જે સજ્જનો શુધ્ધ સ્નેહથી ગ્રહણ કરીને તે પ્રમાણે વર્તશે તેને અવધૂત દશા પ્રાપ્ત થશે.

**चरनको योग प्रकंमा फीरना । हस्त प्रित सेवा आचरना ॥**

**नेंन निरखे गुरु बदन विलोकी । श्रवन सूने शुभ वचन अलोकी ॥ २ ॥**

પરમગુરુનો મેળાપ કરવાની દ્રઢ ભાવનાવાળા સંત સજ્જનોએ પોતાના ચરણ

(પગ)નો ઉપયોગ ગુરુની પ્રકંમા ફરવામાં હંમેશા નિત્ય નિયમ પ્રમાણે અવશ્ય કરવો જોઈએ. એવી રીતે હાથ વડે અંતરની પૂર્ણ પ્રીતિપૂર્વક ગુરુની સેવા તનમનથી કરવી. ગુરુની સેવા કરવાથી જ સેવક ઉપર ગુરુની રીઝ થાય છે. નેત્રનો ધર્મ નિરખવાનો છે. તે નેત્રો વડે પરમગુરુના દિવ્ય સ્વરૂપનું વારંવાર દર્શન કરવું. અને દર્શન કરવા પોતાની દ્રષ્ટિને પરમગુરુમય કરી દેવી. એવી જ રીતે કાનનું (શ્રવણ) કામ સાંભળવાનું છે. જ્યારે સાંભળવાની ઈચ્છા થાય ત્યારે અશુભ વચનોનો ત્યાગ કરી પરમગુરુના સ્વમુખે ઉચ્ચારેલા અલૌકિક શુભ વચનો સાંભળવા; તે સાંભળવાથી આપનપુને પતિપદની એકતાનું જ્ઞાન થાય છે.

**नाशिका सुवास चरन कमलकी । अहोनिश एकता बिछरे नहि पलकी ॥**
**वदन लगन गुरु जश गुण गाये । रसना प्रसादी चरणामृत पाये ॥ ३ ॥**

તેજ પ્રમાણે નાસિકાએ સુગંધી લેવાની ઈચ્છા થાય ત્યારે પરમગુરુની પુજા કરતાં ચરણે અર્પણ કરેલા પુષ્પો લઈને નાસિકાએ સુગંધી લેવી. એવી રીતે પરમગુરુના અલૌકિક ચરણોમાં પ્રેમના પુષ્પ સમર્પણ કરીને તેમના ચરણોમાં પ્રેમમયં બનેલી વૃતિ પરમગુરુના ચરણોની સુગંધી લઈને અહોનિશ એકતામાં રહે છે. એવા ઉપાસક જન પરમગુરુને એક પલભર પણ વિસરતા નથી. હવે મુખે કરીને વાણીનો ઉચ્ચાર બહુ પ્રકારે થાય છે. તે મુખના યોગ સિવાય થતો નથી, તે મુખે કરીને લગની લગાવીને વારંવાર પરમગુરુના ગુણ યશ ગાવા. તે જશ ગુણ ગાતા ગાતા નાદની ધુનમાં સુરતા લીન થઈ જાય છે. ત્યારે કાયા માયાનું ભાન ભૂલી જવાય છે. એ રીત પ્રમાણે ગુણજશ ગવાય તો તે પ્રાર્થના પરમગુરુને અંગિકાર થાય છે. હવે રસના (જીભ)નું કામ રસા સ્વાદ જાણવાનું છે. તે જીભ્યા દ્વારા ઘણાં પદાર્થોના સ્વાદ લઈ લઈને કેટલાય યુગો વીતી ગયા. છતાં કોઈ અંશને તૃપ્તિ થઈ નથી. તો હવે તૃપ્ત થવા માટે પરમગુરુના ચરણામૃ ી પ્રસાદી હંમેશા લેવી જોઈએ. એ પરમગુરુનું સ્વરૂપ દેખાવ માત્ર જે પ્રગટ છે; તે અવિગત ગતિમાંથી જે ગતરૂપ ધારણ કર્યું છે તે આપણાં કલ્યાણ અર્થે જ કરેલું

છે. તે પ્રભુ આપણને લક્ષબોધ આપતા અવિગત ગુરુનુંજ ઓળખાણ કરાવે છે ? તે અવિગત ગુરુના ચરણોની પ્રસાદી નિજલક્ષ દ્વારા અંતરદ્રષ્ટિથી જ ગ્રહણ કરી શકાય છે; અને જ્યારે ગ્રહણ કરવામાં આવે ત્યારે જ પરમ તૃપ્તિ થાય છે.

**गुदस्त स्थिति गुरु ध्यान समे धीरा । उपस्थ असक वश करे सम हीरा ।।**
**त्वचा परस पर लीन दंडवतसे । एही विधि लगन करत योग मतसे ।। ४ ।।**

પરમગુરુનો મેળાપ કરવાની અંતર આરતવાળા સજ્જનોને ધ્યાન ધરવાના સમયે શરીરમાં હલન-ચલનની કોઈપણ ક્રિયા ન થાય તે માટે સંપૂર્ણ સ્થિરતાપણે ગુદાની સ્થિતિ કરવા અતિ ધીરજને ધારણ કરવી. ઉપસ્થનો અસક ભાવ વિષય કામનાનો હોવાથી હીરરૂપી ઐશ્વર્યતાને બચાવવા તેને ઉલટાવીને અનંગનો અનુરાગ પરમગુરુ સાથે કરવો. ત્વચાનો વિષય સ્પર્શ કરવાનો હોવાથી અંતરમાં અતિ ઉમંગ લાવી પરમગુરુના ચરણોનો સ્પર્શ કરવો. શરીરના સર્વ અંગની ક્રિયા એકમુખી થાય એવીભાવનાને દ્રઢ કરી પરમગુરુને દંડવત કરતી વખતે અંતર બાહ્યવૃત્તિને એક કરી પરમગુરુના નિત્ય સ્વરૂપને લક્ષમાં રાખી લીન થઈ જવું. ઉપર જણાવેલી રીત પ્રમાણે પરમગુરુ સાથે લગની લગાવીને ઉજાગ્રતપણે આદર કરવામાં આવે તો એ મતને અનુસરવાથી પરમગુરુનો યોગ (મેળાપ) થઈ શકે છે.

**मन संकल्प गुरु मम हुं अनाथ । बुध्धि को निश्चये सर्वेश्वर निज नाथ ।।**
**अहंकार को तोल गुरु है सर्वातित । चित को लगन मम लहु तेही वित ।। ५ ।।**

મન જે સંકલ્પ કરે છે તે અનિત્ય પદાર્થોના સંકલ્પ ત્યજીને શુધ્ધ સંકલ્પ દ્વારા પરમ દયાળુ પરમગુરુને વિનંતી કરવી કે; આપ નાથ વિના હું નિરાધાર થઈ ગયેલો હોવાથી કૃપા કરી મને આપના શરણમાં લઈ પાવન કરશો. હવે બુધ્ધિ અંતઃકરણ વડે શુધ્ધ વિચાર કરીને વિવેક દ્રષ્ટિએ દ્રઢ નિશ્ચય કરે છે કે આપ સર્વેશ્વર નિજનાથ સિવાય સર્વે અનિત્ય અને નાશવંત છે. હવે અહંકારનો ધર્મ તોલ કરવાનો છે, તે

તોલ કરી શુધ્ધ અભિમાનને ધારણ કરી કહે છે કે પરમગુરુ સર્વલોકની પાર આવેલા હોઈ સર્વાતીત છે. તે પરમગુરુ વિના બીજી કોઈપણ ઉપાસના કરવી નહિ. ચિત્તની ક્રિયા ચિંતવન કરવાની છે. તે પરમગુરુના નિત્ય સ્વરૂપનું ચિંતવન કરતાં એવી ચાહના કરે છે. કે જે સત્‌વિત્ત છે તેજ પરમગુરુનું નિત્ય સ્વરૂપ પ્રાપ્ત કરવા જેવું હોવાથી મારે અવશ્ય પ્રાપ્ત કરવું જોઈએ.

**योगनकी एकता लगन लक्ष लाधे । समग्रे स्वरुपमे सबंध शुध्ध बाधे ॥**
**जेही गुरु अंग सुसंग सचन्ता । तेही जन जानो जोग मतवंता ॥ ६ ॥**

ઉપર વર્ણન કરી બતાવ્યું એવી રીતે "યોગનકી" એટલે પરમગુરુના મેળાપની એકતા થઈ શકે છે. જે જીજ્ઞાસુજન અધિકારી ઉપર જણાવ્યા પ્રમાણે આચરણ કરે તેને જ પરમગુરુને પ્રાપ્ત કરવાની અખંડ લગની લાગે છે. એવા સંત સજ્જનોની અંતરવૃત્તિ નિજલક્ષમાં તદ્‌રૂપ તદ્‌ાકાર થઈ જાય છે, ત્યારે પરમગુરુના સર્વ વ્યાપક નિત્ય સ્વરૂપની સાથે શુધ્ધ સ્નેહ બંધાય છે. અને ત્યારે જ પરમગુરુની સાથે સદાનો સબંધી થાય છે. તે પલકભર પરમગુરુથી ભિન્ન રહેતા નથી. જે પરમગુરુનું અંગ કહેવાય છે તે જ સોહંગ સ્વરૂપ હોઈ તેનો સુસંગ કરનાર સત્સંગી જાણવો. તે જન નિજઅંશની ચૈતનવૃતિ દ્વારા ચિંતવન કરતો હોવાથી સચેતનપણે અતિ ઉજાગ્રત રહે છે. તેવા અધિકારી કોઈકજ સંત સજ્જન પરમગુરુના પરમ કલ્યાણકારી વચન અનુસાર વર્તિને નિજ સ્વરૂપે થયા છે. તેજ પરમગુરુને પ્રાપ્ત કરવાના મતવાળા કહી શકાય.

**एही विधि प्रसत परमगुरु पदकु । भये लोह कुंदन जेसे पारस परसकु ॥**
**विजोगी जगतमे सनेह सद धरना । जजा जोग निज गुरुसे करना ॥ ७ ॥**

એ યુક્તિ પ્રમાણે વર્તિને નિજલક્ષનો અભ્યાસ કરનાર સર્વજ્ઞ પરમગુરુના ચરણોનો સ્પર્શ કરી શકે છે. જેમ લોઢાનો પારસ સાથે સ્પર્શ કરવામાં આવે તો, સ્પર્શ

કરતાં તુરત જ લોઢાનું સોનું બની જાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે પરમગુરુના સત્ચરણનો સ્પર્શ કરનાર જીવદશામાંથી મુક્ત થઈ નિજ સ્વરૂપે થાય છે. તે નિજ સ્વરૂપે થયો હોય તેજ પરમગુરુ સાથે સદાનો સબંધી થઈને રહી શકે છે. પરમગરુ સાથે જેની એકતા થઈ છે, એવા જન જગતના વિયોગી એટલે જગતમાં રહેવા છતાં જગતથી જુદા પડીને પરમગુરુના નિત્ય સત્ય સ્વરૂપમાં અતિ સ્નેહ ધારણ કરીને સર્વજ્ઞ પ્રભુના થઈ રહે છે. તેમના અંતરનો તાર ક્ષણભર પણ તુટતો નથી. પરમગુરુ ચરણ કમળના અખંડ અનુરાગી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, અમોએ જે વર્ણન કરી બતાવ્યું તે પ્રમાણે સમજીને અનુસરશે તેજ પરમગુરુ સાથે યોગ કરી શકશે

( दोहा )

**योग मत निज एकतायको । गुरु से लगन लगाय ॥**

**अरस परस समरस सदा । प्रेम अनंग वश थाय ॥ १ ॥**

જે પરમગુરુને મળવાની રીત કહી બતાવી તે પ્રમાણે આચરણ કરનાર પરમગુરુને પ્રાપ્ત કરી શકે છે. તેને જ યોગમતનો અધિકારી કહી શકાય. એવા અધિકારી યોગના મત પ્રમાણે નિજ સ્વરૂપે થઈને પરમગુરુ સાથે લગની લગાવી બાહ્યવૃત્તિને અંતરવૃત્તિમાં લીન કરી; અંતરવૃતિમાં અતિ આરતપૂર્વક અમરમંત્રના આશયનું ચિંતવન કરનાર સર્વજ્ઞ પરમગુરુના અવિગત સ્વરૂપ સાથે એકતા કરી અરસ પરસ સમરસ થઈને અખંડ આનંદ ભોગવે છે. ત્યારે જ પ્રકૃતિનો પક્ષ છૂટી જતો હોવાથી એ અનંગ પ્રેમ પરમગુરુમય થઈ રહે છે.

**शुध्ध सनेहे सरव्यगन्ये । भजे को विरला भेख ॥**

**ओर विजोगी विश्वही । लहे कीस विध पदही अलेख ॥ २ ॥**

જેણે શરીરમાં સર્વાંગે પરમગુરુ સાથેનો અતિ શુધ્ધ સ્નેહ ધારણ કર્યો છે. એવા કોઈક જ જવરલાજન ભેખધારી સર્વજ્ઞ પ્રભુને ભજી શકે છે. તે સિવાયના મનુષ્ય

તનુધારી વિશ્વભરના જીવો જગત રચનાની આદ્યથી નિજકર્તાના વિયોગી થયેલા છે. તે કઈ રીતે અલેખ અવિનાશી પદને પ્રાપ્ત કરી શકે ?

**अलख लखावन लक्ष जे । श्रीमंत कुवेर अवतार ॥**

**नारणदास बलहारही । अगणित अंश आधार ॥ ३ ॥**

સમસ્ત જગતની આદ્યે અનેક અંશોનો ઉદય કરનાર નિજકર્તા કૈવલ કોઈપણ અક્ષરના લેખમાં ના આવી શકે એવા અગમ્ય અને અલેખ છે. તે પરમપતિનો લક્ષ લખાવી ઓળખાવવાના હેતુથી જ સત્ શ્રીમંત કુવેર પ્રભુએ આ પૃથ્વી પર અવતાર ધારણ કર્યો છે. મહાન સમર્થ પરમગુરુના અખંડ ઉપાસક શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે આપ અનેક અંશોને તારવાવાળા હોવાથી આપની લૌકિક અને અલૌકિક ખૂબીઓને જોઈ; હું આશ્ચર્યચકીત થઈને અનંતવાર ધન્યવાદ આપતાં મારા તન મન ધન આપના શરણમાં સમર્પણ કરીને વારી જાઉ છું.

## નવમ્ અક્ષર અંગ : ૯

**झझा जाहेर जश जग विस्तारा । परम दयाल गुन अगम अपारा ॥**

**चरन कमल मुकरंदके कारन । धरत असक मन मधुप हमारन ॥ १ ॥**

"ઝ" અક્ષરનું વર્ણન કરતાં શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના ગુણ યશ જગતભરમાં જાહેર થયેલાં હોવાથી ચૌદલોક સુધી વિસ્તાર થયેલો છે. તે પરમ દયાળુનું સ્વરૂપ અગમ્ય અને અકળ ગતિનું હોવાથી જેનામાં અનેક ગુણોનો સમુહ સમાયેલો હોય તે અપાર ગતિવાળા છે.તેથી ગુણગાતા પાર પામી શકાય તેમ નથી. જેવી રીતે ભ્રમર કમળનો રસિયો હોય છે. તે કમળ ઉપર આવીને બેસે ત્યારે સુગંધી લઈને લિન થઈજાય છે. એવી જ રીતે પરમ દયાળુ પરમગુરુના ચરણ કમળની સુગંધીના આશક ભાવમાં મારૂં

મન ભ્રમરની માફક ચરણ કમળને સ્પર્શીને જ્ઞાનગતિની સુગંધી ગ્રહણ કરી મગ્ન થઈ ગયું છે.

**भोवन चतुर्दश भुपके नाथा । निरगुणातित वित विक्षाता ॥**

**जुग मन लीन दोउ चरन शोभाये । नख दूती अरक समान सोहाये ॥ २ ॥**

ચૌદલોક ઉપર જેનો અમલ ચાલે છે તે ચૌદલોકના રાજા નિરંજન પુરૂષ હોઈ, સર્વજ્ઞ પરમગુરુ તેમના પણ સ્વામી છે. નિર્ગુણ બ્રહ્મ સર્વવ્યાપક હોવા છતાં તે બ્રહ્મની પાર જે વિત્ત આવેલું છે, તેજ પોતે સર્વજ્ઞ પરમગુરુ હોવાથી, નિજ કૈવલ સ્વરૂપે સર્વે અંશોના સાક્ષી છે. તે વિત્તરૂપ સાક્ષીના પરમ પવિત્ર પરમ કલ્યાણકારી નામની ખ્યાતિ વિશ્વભરમાં પ્રસિદ્ધ છે. પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના બંને ચરણની શોભા અતિ અદ્‌ભૂત હોવાથી ઉપમા આપીને વર્ણન કરી શકાય તેમ નથી. તેમના પાવનકારી ચરણોના નખનો પ્રકાશ સૂર્ય સમાન હોવાથી તેમનો દેખાવ અતિ મનોહર શોભા આપે છે. એ અલૌકિક પરમગુરુના ચરણ કમળમાં જગતના કોઈક કોઈક ભાગ્યશાળી સજ્જનોના મન લીન થયા છે.

**मोह तम निकट न आवे कबही । धरत ध्यान जे निरंतर अबही ॥**

**जनकु अधिक मन मोद बडावा । परमगुरु पति धन्य तुम आवा ॥ ३ ॥**

આ ભવમાં જે જે કોઈ જીજ્ઞાસુ અને મુમુક્ષુ સજ્જનો સંત સમાગમ અને સત્‌સંગ કરી પરમગુરુને ઓળખી શકયા છે. તે અનંત દયાળુના ચરણ કમળનું જ્ઞાન લક્ષ દ્વારા અંતર રહિત થઈને અત્યારે પણ ધ્યાન ધરે છે. તેની પાસે મોહરૂપી અંધકાર કદાપિ પણ આવી શકતો નથી. પરમગુરુના શરણાંગત થયેલા અધિકારીજન જગતમાં રહેવા છતાં જગત પક્ષ ત્યજી દઈને સર્વજ્ઞ પ્રભુ પક્ષના થયા છે. તેમના મનના અંતર ઉમંગની પ્રસન્નતા અતિ વધી ગયેલી હોવાથી અહોનિશ આનંદમાં રહે છે. અને વિનયપૂર્વક પરમગુરુને વિનંતી કરે છે કે, અહો ધન્ય નિજપતિ પરમગુરુ ! આપ

જગતના વિશે પધારવાથી અમને અલૌકિક પરમ લાભ થયો છે.

**सुन्दिर रुप अति अधिक सोहावन । जनका मलीन मन भये अति पावन ॥**

**बाहु प्रलंब विशाल शोभिता । सरोरुह पल्लव लक्ष ओपिता ॥ ४ ॥**

આ પૃથ્વી ઉપર ભગવાન કરૂણાસાગર પધારવાથી પૂર્વની પ્રીતિવાળા સજ્જનોના મલિન મન અતિ પવિત્ર થયા છે. એ પરમ દયાળુ પ્રભુનુ રૂપ બહુ જ સુંદર હોવાથી એ મહાન સમર્થના દિવ્ય દેહની શોભા અતિ અધિકાધિક છે. તેથી વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી; એ પરમ પ્રભુના હાથ ઘૂંટણના નીચે સુધી ઘણાં લાંબા હોવાથી અતિ વિશાળ શોભતા હતાં. "સરોરુહ" એટલે કમળ અને "પલ્લવ" કહેતા નવી ફૂટતી પાંખડીઓનો દેખાવ ભાલતિલક જેવો હોવાથી સરસ શોભે છે. એવી રીતે પ્રભુના કર કમળની આંગળીઓ વિશેષ શોભા આપતી હોય, તે જ પ્રમાણે આપ પરમ દયાળુનો લક્ષ ભાલતિલકવત્ હોવાથી અતિ મનોહર શોભે છે.

**चन्द्रवदन सुधा सम शुभ वचना । द्रिघन जुगल जल जारुह रचना ॥**

**अधूर अरुण रंग चोल रसिकवर । दशन मणि उज्वल मोती धर ॥ ५ ॥**

કરૂણાસિંધુ પરમ પ્રંભુનું મુખ શિતળ ચંદ્ર સમાન અતિ સરસ શોભતું હતું. મહાન સમર્થના સ્વમુખમાંથી ઉચ્ચારેલા વચનો અમૃત સમાન હોવાથી અતિ નિર્મળ હતાં. જેમ કોઈ સરોવરના પવિત્ર જળમાં ખીલેલા કમળની રચનાની સુંદર શોભા દેખાતી હોય; તે જ પ્રમાણે પ્રભુના બંને નેત્ર કમળોને જોઈને સજ્જનોના મન શાંતિ પામતા હતાં. તે પરમ દયાળુ પરમગુરુના હોષ્ઠ ઉગતા સૂર્યના જેવા લાલચોળ દેખાતા હતાં. તેજ પ્રમાણે પ્રભુની રસિકમય અતિ સુંદર સુશોભિત સર્વોત્તમ હોષ્ઠની શોભા જોતા જણાતી હતી. તે પરમ શ્રેષ્ઠ પ્રભુના દાંત મણિઓ જેવા હતાં. અને દાંતનો દેખાવ અતિ ઉજ્જવળ શ્વેત મોતી ધારણ કરેલા હોય એવા દેખાતા હતાં.

**सुंदर नाशिका त्रिवेणी कपाल । केशरी तिलक मनोहर भाल ॥**

**अंग घनश्याम द्वादश सूर शोभे । धरत ध्यान संत जन मन लोभे ॥ ६ ॥**

કરૂણાનિધિની નાસિકા અતિ સુંદરતાવાળીહતી. અને ત્રિવેણી સંગમ ઉપર વિશાળ ભવ્ય લલાટ શોભતું હતું. વળી કપાળમાં કેશરનું ભાલતિલક મનોહર લાગતું હતું. તે પ્રભુનું દિવ્ય શરીર ઘનશ્યામ વર્ણનું હતું. તેઓશ્રીના દિવ્ય શરીરનો દેખાવ જાણે બાર સૂર્ય એક સાથે ઉદય થયા હોય તેવો અતિ પ્રકાશમય શોભા આપતો હતો. એવા પરમ દયાળુના દિવ્ય સ્વરૂપનું ધ્યાન ધરતાં સંત સજ્જનોના મન અનુપમ શોભા જોઈને તેમના વારંવાર દર્શન કરવા લોભાતા હતા.

**लीन चरन भिन्न रहे तित भवमे । होय नहि एकता अलग विशे दवमे ॥**

**दवमे दाझन नहि निरालंब न्यारा । झझा जाहेर जश जग विस्तारा ॥ ७ ॥**

જે સંત સજ્જનોના પવિત્ર મન સર્વજ્ઞ પરમગુરુના ચરણોમાં લીન થયાં છે. તે આ જગતમાં રહેવા છતાં ભવથી ભિન્ન થઈને "તિત" કહેતા નિજ કૈવલ કર્તા સાથે નિરંતર સબંધ રાખે છે. કામદેવ વિષયના સળગતા અગ્નિથી અલગ પડેલા હોવાથી તેની સાથે એકતા રાખતા નથી અને એકતા નહિ રાખવાથી કામ વિષયની અગ્નિમાં તે દાઝતા નથી. કારણકે એ કામ વિષયનો આધાર ત્યજી દઈને, તેના આધાર વિના નિર્લેપ થઈ સદાને માટે અલગ રહે છે. ભગવાન કરૂણાસાગરના નિત્ય સ્વરૂપનું જે સંત સજ્જનોએ લક્ષભજન કર્યું છે. તેઓ ભવ બંધનમાંથી મુક્ત થઈ સદેહે સકર્તાપતિનું પદ પ્રાપ્ત કરી શકયા છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, જ્યાં સુધી જગતનો વિસ્તાર થયેલી છે. ત્યાં સુધી અનંત દયાળુ કૈવલ મોક્ષદાતા પરમગુરુના જાહેર ગુણયશની કીર્તિ પ્રસરી ગયેલી છે.

( दोहा )

**सूनी यश शरणांगत भये । गये भव संशे सूल ॥**
**मन मतवाला होय के । पाया लक्ष अमूल ॥ १ ॥**

સર્વજ્ઞ પરમગુરુના ચકવે કૈવલજ્ઞાનની અલૌકિક કીર્તિ વિશ્વના કોઈક કોઈક જીજ્ઞાસુ અને મુમુક્ષુજનોએ સાંભળવાથી શુધ્ધ વિચાર કરીને જોતા જ્ઞાન દૃષ્ટિએ જાગ્રત થયા; તે જાગ્રત થયેલા આરતવંત જીજ્ઞાસુજનો વચનો દ્વારા પરમગુરુને ઓળખીને શરણાંગત થયા. ત્યારે કૃપાનિધિએ કૃપા કરીને અમૂલ્ય કૈવલ લક્ષ આપ્યો. તે અમૂલ્ય લક્ષનું અંતરવૃત્તિએ આરત ભરીને આલોચન કરતાં ઉપાસક સજ્જનોનું મન લક્ષની ખુમારીમાં મસ્ત બની ગયું. જેથી પરમગુરુના વ્યાપક સ્વરૂપની સાથે એકતા કરી શકયા ત્યારે આ ભવમાં જન્મ મરણના સંશયની શૂળીનું જે મહાદુઃખ હતું. તે સદાને માટે દુર થઈ ગયું.

**भया धन्यवंत न अंतही । अखूट खजाना पाय ॥**
**धन्य गुरु धन्य गुरु धन्य गुरु । एक जीभ्या ते क्या जश गाय ॥ २ ॥**

ભગવાન કરૂણાસાગરે કૃપા કરીને કૈવલજ્ઞાન ગતિનો અખૂટ ખજાનો મને બક્ષિસ કર્યો છે. તે જ્ઞાન ધનને હંમેશા ખરચ્યા કરૂં છતાં ખૂટે તેમ નથી. એવું અપાર જ્ઞાન, ધન મને પ્રાપ્ત થયું છે. તે ગણતાં તેનો અંત ન લાવી શકાય તેટલું છે. હે મહાન સમર્થ પરમ દયાળુ પરમગુરુ ! આપ પરમ જ્ઞાન દાતા હોવાથી હું પ્રસંશા કઈ રીતે કરી શકું ? તેથી જ હે અનંત દયાળુ ! આપને અનેકવાર ધન્યવાદ આપતા આપના ચરણોમાં સમર્પણ થઈ જાઉં છું. મારી એક જીભ્યા વડે આપના જશ કેવી રીતે ગાઈ શકું ?

**जश जाहेर जुगमे भया । हरख्या मेरा मन ॥**
**श्रीमंत कुवेरके चरणमे । नारणदास तन मन ॥ ३ ॥**

પરમ દયાળુ પરમગુરુના શરણાંગત થઈને કેવલ લક્ષ ગ્રહણ કરી અંતરવૃતિની આરતપૂર્વક જયાં જયાં જેટલા સંત સજ્જનોએ સર્વેશ્વરના ગુણ ગાયા છે. તે ભવબંધનમાંથી છૂટીને કૈવલમોક્ષને પ્રાપ્ત કરી શકયા છે. એ પ્રમાણે જગતભરમાં જાહેર થયેલો જશ હું જાણી શક્યો ત્યારે મારા મનમાં અતિ હરખ ઉત્પન્ન થયો. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, એવા મહાન સમર્થના ચરણમાં તનમન અર્પણ કરીને તેમનો થઈ રહ્યો છું.

 **દશમ્ અક્ષર અંગ : ૧૦** 

**नन्या न्याव समजे निज ज्ञानी । अकल कला गत्य हे जग छानी ॥**

**अनुभव पक्ष दक्ष दलमे न दाझन । ब्रह्मानंद रस भरो तनु भाजन ॥ १ ॥**

"ન" અક્ષરનું નિરૂપણ કરતાં સર્વજ્ઞ પરમગુરુની જ્ઞાન ગતિના સંપૂર્ણ અધિકારી શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, જડ ચૈતનની વિભક્તિ કરીને સ્વસ્વરૂપની સ્થિતિએ થવાનો ન્યાય, જેણે નિજ સ્વરૂપનું જ્ઞાન પરમગુરુના લક્ષ દ્વારા પ્રાપ્ત કર્યું છે. તેજ યથાર્થ સમજી શકયા છે. કારણકે જે ગુરુગમ ગતિની અકળકળા અતિ ગુપ્ત રહેલી છે. તેને જગતના જીવો અધોદૃષ્ટિવાળા હોવાથી કોઈપણ જાણી શકેલા નથી. જે સંત સજ્જનો અનુભવના પક્ષમાં પ્રવિણ થયા છે, તે પૂર્ણ બ્રહ્મની એકતામાં રહીને બ્રહ્મનો આનંદ ભોગવે છે. તે બ્રહ્મનો આનંદ તનરૂપી પાત્રમાં ભરભૂર ભરાયેલો હોવાથી તેમના રોમેરોમને રગેરગમાં વ્યાપક થવાથી બ્રહ્મની ખુમારીમાં ચકચુર થઈને રહ્યા છે. તેથી જ પ્રકૃતિ પક્ષના ભૌતિક કોઈપણ તાપ તેમના હ્રદયને દઝાવીને અસર કરી શકતાં નથી.

**भुगता भवमें भवतु नहि भुगते । विचरत अनंत गतिवन्त जुगते ॥**

**भइतल भुगते तो भव नहि तारे । दष्टांत करहु निरुपण निरधारे ॥ २ ॥**

જે સંત સજ્જનો બ્રહ્માનંદને ભોગવે છે. તે ભવમાં ઉત્પન્ન થયેલા માયાના સર્વે પદાર્થો ભોગવવાની લેશમાત્ર ઈચ્છા કરતાં નથી. ઉપર જણાવેલા જ્ઞાની પુરૂષો ગુરુની અનંતગતિમાં એકતા રાખીને રહેલા હોવાથી તે મુક્તદશાના જ્ઞાની પુરૂષો જગતમાં જુક્તિપૂર્વક વિચરે છે. જે આ ભવના ઉત્પન્ન થયેલા કોઈપણ પદાર્થોને ભોગવે તો, ભવરૂપ સંસારને તરી શકતાં નથી. અને પોતે ના તરી શકે તો, બીજાને કેમ કરીને તારી શકે ? તેનું દષ્ટાંત નિરૂપણ કરીને નક્કી સમજી શકો તેવું કહી જણાવું છું.

**चरम मशक तन पवन भराइ । तरन तोइ ग्रहे कोइ पार जाइ ॥**

**जेही तरवु भरवु तेही भारे । कोटी उपाय तरे नहि तारे ॥ ३ ॥**

દ્રષ્ટાંતે જેમ મોટી વિશાળ નદીને તરીને પાર જવું હોય ત્યારે ચામડાની બનાવેલી મશકમાં પવન ભરી મશક પકડીને જનાર મનુષ્ય નદીમાં પાણી તરીને સામે તીર જઈ શકે છે. પરંતુ પાણી તરી જવાની ઈચ્છાવાળો મનુષ્ય પવન નહિ ભરતા મશકમાં પાણી ભરીને પાર જવાનો પ્રયત્ન કરે તો, પાણીથી ભરેલ મશક નહિ તરી શકવાથી ગ્રહણ કરનારને તારી શકતી નથી કારણકે તરી જવાનું પાણી છે. તેજ પાણી મશકમાં ભરવામાં આવે તો તે પાણી ભારે વજનવાળું હોવાથી પાણીની ભરેલી મશક તરી શકતી ન હોવાથી કરોડો ઉપાયો કરવા છતાં તારી શકતી નથી. સિદ્ધાંતે જેમ મનુષ્ય શરીર આપણને પ્રાપ્ત થયેલું છે. તે ચામડાની મશક જેવું હોઈ, તેજ મનુષ્ય શરીરથી સંસારસાગર તરીને સામે પાર જવાનું છે. તે શરીરરૂપી મશકમાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગનો પવન ભરવાનો છે. તે ભરીને સંસાર સાગર તરી જવાનો આદર કરીએ તો, ભવસાગર તરી શકાય છે. પરંતુ તરી જવાનો સંસાર સાગર છે તેજ સંસારના માયિક પદાર્થોના ભોગોનો ભાવ અંતરમાં ભરવામાં આવે, છતાં ભવ તરી જવા માટે જપ, તપ, તિરથ, વ્રત, હોમ, યજ્ઞ આદિ કરોડો સાધન કરે તો પણ ભવપાર થઈ શકાતું નથી.

**ओर दष्टांत सूनो सजनेतु । समजत जेही जन होय बडवेतु ॥**
**वरत एकादशी करे कोई भगता । तजी अन्न फळ फूल ग्रहे मन मुगता ॥ ४ ॥**

હે સજ્જનો ! સમજવા માટે બીજું દ્રષ્ટાંત આપીને કહી બતાવું છું તે સાવધ થઈને સાંભળશો. તે દૃષ્ટાંતનો સિધ્ધાંત જેમ છે તેમ જે જન સમજી શકશે તે સજ્જન મહાન મોટો જ્ઞાની ગણાશે. કોઈ ધર્મ ભાવનાવાળો ભક્તજન એકાદશીનું વ્રત કરે છે. ત્યારે અન્ન ખાવાનું ત્યજી દઈ ફળફૂલોનો આહાર કરે છે. પરંતુ પોતાના મન સાથે વિચારે છે કે મેં એકાદશીનું વ્રત કર્યું છે. તો ફળફૂલનો આહાર અલ્પ કરવો જોઈએ. એવી રીતે પોતાના મનને સમજાવે છે કે, વિશેષ આહાર કરવાથી ઉપવાસ ગણાતો નથી. ખાવા સબંધમા તન, મન ઉપર સંયમ રાખીને ઉપવાસ કરે છે.

**पोहोर चतुर व्रत रहे उपवासी । कण भुगते अन्न व्रत गये नासी ॥**
**दष्टांत जुगल ठीक समजी ठरावो । करी अनुभव सद सिद्धांत सरावो ॥ ५ ॥**

એકાદશીના વ્રત કરનારની એવી માન્યતા હોય છે કે એકાદશીના દિવસે ચાર પહોર ઉપવાસ રાખી સાંજે ભોજન લેવું. આવો નિયમ હોવા છતાં વ્રત પુરૂ થતાં પહેલા અનાજનો એક પણ કણ ખાવામાં આવે તો, વ્રત ખંડીત થઈ જાય છે. હે સંત સજ્જનો ! બે દૃષ્ટાંત તમને કહી બતાવ્યા તેના ઉપરથી તમારા મનમાં દ્રઢતાપૂર્વક યથાર્થ સમજીને તે પ્રમાણે અનુસરી સત્ય સિધ્ધાંતની અતિ ચાહના કરો. એકાદશીનું વ્રત કરે તે અન્નને ત્યજી ફળફૂલને ગ્રહણ કરે છે. એવી રીતે સિધ્ધાંતમાં, આપણા સંત સજ્જનોએ અલૌકિક એકાદશી કરવાની છે. તે નીચે પ્રમાણે કહીએ છીએ. જે આપણું મન અંતઃકરણ છે. તેનો આહાર વિષયોનો હોવાથી વિષયોને ગ્રહણ કરી મન ઘણું ખુશ થાય છે. એ અન્નરૂપી વિષયોનો ત્યાગ કરી આખો દિવસ વ્રત કરી રાખવું. તે ઠેકાણે આપણી સારી જીંદગી સમજવી. એકાદશીનું વ્રત કરનાર સાંજ પડતા સુધી ભોજન લેતા નથી. તેજ પ્રમાણે આપણાં શરીરનો અંતકાળ આવે તે સાંજ

સમજવી. ત્યાં સુધી વિષયની ચાહના થવી જોઈએ નહિ. હવે વિષયોમાંથી મુક્ત થયેલું મન તેને પ્રણવ સાથે જોડી દેવું પછી પરમગુરુના કહેવા મુજબ પ્રણવ ઉપર દ્રષ્ટિ રાખીને હંમેશા અભ્યાસ કરવો. એવી રીતે અભ્યાસ કરવાથી પ્રણવ ધીમે ધીમે પોતાના ઘરમાં વિરામ પામે છે. તે પ્રણવના મૂળ ઘરમાં તત્વોનો સબંધ નહિ રહેવાથી સંકલ્પ કે અભિલાષા ઉઠતી નથી. જે ઘરમાં એક પ્રણવનો અંત છે. તે ઘરમાં વૃતિને સ્થિર કરવી તેને એકાદશીનુ ંવ્રત કહેવામાં આવે છે. જણાવ્યા મુજબ એકાદશીનું વ્રત કરનાર તે અંશ પોતાના નિજ સ્વરૂપે થઈ શકે છે. સ્વરૂપે થયેલા અંશ સકર્તાપતિ સાથે એકતા કરી શકે છે.

**पूरव आद्य अक्षर मत जेह । कहु तेही लक्ष सनंधवत तेह ॥**

**भार अढार वनस्पति जाति । भिन्न बरन उतपन एक नाती ॥ ६ ॥**

"પૂરવ" એટલે જગત રચનાની આદ્યે "અક્ષર" એટલે ઓહંગ પ્રણવ જગત રચનાની આદ્યનો છે. એ અક્ષરરૂપ ઓહંગ પ્રણવનો મત જ્યાંથી આવ્યો છે, ત્યાં લઈ જવાની ગમગતિ પ્રાપ્ત કરાવે છે. જે ઓહંગ પ્રણવલક્ષ તેને જ આત્મલક્ષ કહેવામાં આવે છે. તે પ્રણવ લક્ષ નિજઘરની પ્રાપ્તિનો પરવાનો હોવાથી "લખાવુ" એટલે તમને ઓળખાવું છું. અઢાર ભાર એટલે અઢાર લાખ વનસ્પતિની જાતિ છે. તેમાં સર્વ વનસ્પતિની "બરન" એટલે તેના નામ, રૂપ, ગુણ અને દેખાવ જુદી જુદી પ્રકારના છે. તે સર્વ વનસ્પતિની ઉત્પતિ એક જ વરસાદથી થાય છે. એટલા જ માટે સર્વની એક જ નાતિ કહેવાય છે.

**लघु दीरघ कही पूज अपूज । तत्व समभाग सघली समसूज ॥**

**उत्पति जल विना ओर न जानी । नन्या न्याव समजे निज ज्ञानी ॥ ७ ॥**

હવે વનસ્પતિની જાતમાં કેટલીક નાની અને કેટલીક મોટી, તેમાં કેટલીક પૂજ્ય એટલે સેવા પૂજામાં કામ આવે છે. તેના પાન, પુષ્પો પૂજવાંના ઉપયોગમાં આવે છે.

કેટલીક વનસ્પતિના પાન, પુષ્પો પૂજાના કામમાં આવતા નથી માટે અપૂજ્ય કહી છે. વળી સ્થાવર જાતિના સ્થૂલ શરીરોની રચના જે નિજકર્તાએ કરી છે. તે વનસ્પતિની અઢાર લાખ જાતિમાં સરખી જ કરી છે. તેજ પ્રમાણે જે જે યોનિના જે ઘાટો છે તે શરીરમાં જે તત્વના ભાગ વિશેષ હોઈ; તે તેના આધારે જ રહી શકે છે. એમ નિશ્ચયપૂર્વક સમજવું. ઉપર જણાવેલા સઘળા ઘાટોમાં સમસૂઝ સરખી જ રહેલી છે. એ કારણને લઈ જે જે યોનિના નાના મોટા જેવા ઘાટો હોય તે પ્રમાણે સ્થૂલ શરીરના વહેવારો સહેજ સ્વભાવે સામાન્ય રીતે થયે જ જાય છે. ઉપર નિરૂપણ કરી બતાવી તે સર્વે સ્થાવર જાતિ જળ વિના ઉત્પન્ન થતી જ નથી અને જળ વિના જીવી શકે પણ નહિ. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે જડ ચૈતન સંજુક્ત સમસ્ત ઘાટોની રચનાનો ન્યાય કોઈક વિરલા જ્ઞાની જ સમજી શકે છે.

( दोहा )

**वृक्ष तरण जल जातही । पनडी वेल ए पंच ॥**
**ईसमे सब शोधे मिले । वनस्पति को संच ॥ १ ॥**

મોટી વૃક્ષ જાતિ અને જળજાતિ ચોવીસે કલાક જળ હોય તો જ જીવી શકે છે. તરણજાતિ, પનડીજાતિ અને વેલીજાતિ એ સર્વની ઉત્પત્તિ જળ વડે થતી હોય, જળથી જ જીવી શકે છે. એ સર્વે વનસ્પતિની જાતિમાં ખોજ કરીને જોતાં જેનાથી ઉત્પન્ન થઈ છે અને જેના વડે જીવન પામીને રહી શકે છે. તેનો મૂળ સંચ એટલે મૂળ કારણ જાણીને પ્રાપ્ત કરી શકે છે.

**उत्पति जलसे जल वडे । सिंचत जलही समोय ॥**
**जल सबसे न्यारा रह्या । जानत हे सब कोई ॥ २ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે વનસ્પતિની સઘળી જાતિ જળથી જ ઉત્પન્ન થાય છે. અને જળના આધારે જ જીવી શકે છે. એ જળ સર્વ વૃક્ષ જાતિમાં સમાનભાવે સરખું જ

રહેલું છે. એ જળ સઘન ઘનમાંથી વરસાદ દ્વારા સરખુ જ સિંચાય છે. પરંતુ સઘળી વનસ્પતિનું કારણ જળ હોવા છતાં જળ સર્વથી ન્યારુ જ રહે છે. આ હકીકતને જગતના લોકો સર્વ જાણે છે. તેનો સિદ્ધાંત, કૈવલ કર્તાએ બ્રહ્મરૂપી પૃથ્વી પર ચૌદલોકની આદ્યે દેવ, દાનવ, માનવ, સ્થાવર અને જંગમ, ચાર ખાણોમાંથી ઉત્પન્ન થતાં ઘાટો, એ સર્વ ઘાટોની ઉત્પતિ એકજ બ્રહ્મમાંથી જ કરેલી છે. સર્વ વનસ્પતિના દ્રષ્ટાંતે સઘળા ઘાટો સમજવા. એ બધાની ઉત્પતિનું મૂળ કારણ પ્રણવરૂપી જળ છે. એ પ્રણવ સર્વમાં રહેલો છે. અને એ પ્રણવથી જ સર્વ ઘાટો જીવે છે. તે પ્રણવની ઘટઘટ પરત્વે રેચક-પૂરકની (લેવાતો શ્વાસ અને મૂકાતો ઉશ્વાસ) ક્રિયા થાય છે. તે શ્વાસને ભવભરના સર્વ મનુષ્યો જાણે છે. છતાં તે વાતને માન્ય રાખીને કોઈ સ્વીકાર કરતાં નથી.

**जाने पण माने नहि । ताके शिर समशेर ॥**

**नारणदास निश्चे कहे । दे सोटा श्रीमंत कुवेर ॥ ३ ॥**

વિશ્વના મનુષ્ય તનુધારી જીવો ઉપર જણાવેલી બાબત બધા જ જાણે છે. છતાં કોઈ માનવા તૈયાર નથી. એ સર્વ માયાની જાળમાં પડેલા જીવોના શિર ઉપર કાળના ભયની સમશેર (તલવાર) નિર્માણ થઈ ચૂકેલી છે. શ્રી નરવેદ સાગર મહારાજ નિશ્ચય કરીને કહે છે કે, સત્ શ્રીમંત કુવેર પ્રભુ એવા જડ બુધ્ધિના જીવોને કાળના ભયમાંથી બચાવવા માટે બહુ શબ્દોના સોટા મારે છે. છતાં કોઈની આંખ ઉઘડતી નથી.





## એકાદશમ્ અક્ષર અંગ : ૧૧



**टटा टळे ते टाळो निज मनथी । अनित्य व्रजीत करे सुख हेते वनथी ॥**

**कहु दष्टांत धीरज मन राखो । करी स्थिर मन शुध्य समजही दाखो ॥ १ ॥**

"ટ" અક્ષર ઉપરથી જીજ્ઞાસુ મુમુક્ષુ સજ્જનોને સંબોધીને શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે સારાસાર અને નિત્યાનિત્યનો પોતાના મનથી વિચાર કરી, નિત્ય વસ્તુને પ્રાપ્ત કરવા જેટલું અનિત્ય દેખાય છે. તે ઉત્પન્ન થઈને લય પામે છે. "ટળે" એટલે નાશ પામવાવાળું હોવાથી તેનો તમે ત્યાગ કરો; જ્યારે અનિત્યનો ત્યાગ કરવામાં આવે ત્યારે નિત્ય વસ્તુ પ્રાપ્ત થાય છે. "વનથી" કહેતા વિવેક કરવાનો તે એવી રીતે કે જ્ઞાનદ્રષ્ટિએ નિત્યાનિત્યનો ભાગ ત્યાગની લક્ષણાએ નિશ્ચય કરવામાં આવે ત્યારે નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે. તેનું દષ્ટાંત કહીને તમને નિશ્ચય કરાવું છું. તેથી મનમાં બહુ ધીરજને ધારણ કરી મનને સંપૂર્ણ સ્થિરતા પર લાવી નિજના સબંધવાળી જે શુધ્ધ સમજણ છે તેને ગ્રહણ કરો.

**ज्यौ दधी ग्रथ तक्र नहि भिन्ना । व्रजीत उभये बिनु भये दोहु छीना ॥**

**तन दधी तत्व तक्र करे भिन्ना । साक्षी ग्रथ वृति भये रस लीना ॥ २ ॥**

દષ્ટાંતે જેમ "દધી" કહેતા દહીં, તે દહીંમાં ઘી અને છાશ બંને સમાયેલા છે. તે દહીંને વલોવીને જુદા પાડવામાં ના આવે તો ઘી અને છાશ બંને વ્યર્થ જાય છે. શરીરરૂપી દહીંમાંથી છાશરૂપી તત્વો જુદા પાડવામાં આવે તો; ઘી રૂપે પાંચે દેહનો સાક્ષી-ચૈતન અંશ ઉગરે છે. ત્યારે તે અંશની નિજવૃતિ પોતાના સ્વરૂપમાં લીન થઈને એકરસ બની જાય છેં.

**तुछ नहि उभये खपत भव भावे । जुगल जमनु तम दोई काम आवे ॥**

**नाज तरण समलीत सम संगा । करखी काट कूट करे तीनु भंगा ॥ ३ ॥**

દહીંનું મંથન કરતાં છાશ અને ઘી બંને જુદા પડયા તેમાં એકપણ નકામુ નથી. પરંતુ ઘી અને છાશ આ ભવરૂપ સંસારમાં સર્વ મનુષ્યોને ઉપયોગ કરવામાં કામ લાગે છે. "જુગલ" ઘી અને છાશ, "જમનુ તમ" એટલે જયાં છાશની જરૂર હોય ત્યાં છાશ અને ઘીની જરૂર હોય ત્યાં ઘી એ રીતે બંને વસ્તુ મનુષ્યોના કામમાં આવે છે. દૃષ્ટાંતે જેમ અનાજ અને જેનાથી અનાજના કણ ઢંકાયેલા છે તે ઘાસ એ બંને પરસ્પર એકમેક સંગ કરીને રહેલા છે. પરંતુ અનાજ જ્યારે પાકે છે. ત્યારે ખેડૂત તે અનાજના છોડવાને કાપી નાખે છે. કાપ્યા પછી તેને કૂટીને "ભંગા" એટલે ઘાસમાંથી અનાજને જુદું પાડે છે.

**एक अंग दोउ कीये जीनु भागा । मनुष ग्रहत अन्न पशु तृण रागा ॥**

**प्रश्न एक कहु संशे सब नासे । साल्य पर आल रहे तांदुल न भासे ॥ ४ ॥**

અનાજનો છોડ એક જ હોવા છતાં ખેડૂત તેના બે ભાગ પાડે છે. ત્યારે અનાજ સર્વ મનુષ્યોને ખાવાના કામમાં આવે છે. એવી જ રીતે ઘાસને પશુઓ પ્રેમથી ખાય છે. એક પ્રશ્ન એવા પ્રકારનો છે કે, વિચાર કરીને યથાર્થ સમજવામાં આવે તો સર્વ પ્રકારના સંશયો દુર થઈ જાય. જેમ ડાંગર ઉપર આવરણરૂપ છાલ આવેલી હોય છે. છાલ ઉપર આલ આવેલું હોવાથી તાંદુલ (ચોખો) દેખાતો નથી.

**तरण स्थूल सूक्ष्म तन छाल । कारण बीच महाकारण निज आल ॥**

**छेदन चतुर तनु चतुरही राछे । सजन समजो तेही कहु विधि आछे ॥ ५ ॥**

ડાંગરના છોડવાનું દ્રષ્ટાંત આપીને નિજસ્વરૂપને જાણવાની જીજ્ઞાસાવાળા સજ્જનોને નિરૂપણ કરી બતાવ્યું છે તે એવી રીતે કે, સ્થૂલદેહ ડાંગરના ઘાસરૂપે હોવાથી પ્રથમ આવરણ રૂપે રહેલો છે. સુક્ષ્મ શરીરનું આવરણ છાલરૂપે રહેલું હોઈ, રેસા નામથી ઓળખવામાં આવે છે. હવે કારણદેહનું આવરણ છોડારૂપે મજબૂતપણે તાંદુલને મધ્યમાં રાખી ઢાંકીને રહેલું છે. એજ પ્રમાણે મહાકારણદેહનું આવરણ વિશેષ

સૂક્ષ્મતાવાળું હોવાથી ચોખાને લપેટાઈને રહેલું છે. ઉપર મુજબ જણાવેલા ચારે શરીરોના આવરણને કાપીને દૂર કરવા માટે ચાર હથિયાર જુદા જુદા છે. હવે કયા દેહના આવરણને કયા હથિયારરૂપ સાધન વડે કાપીને અલગ કરવું; તેનો આશય કહી બતાવું છું. માટે હે સજ્જનો ! તમે સમજીને એમ કરવા પ્રયત્ન કરશો.

**अनुखल सत्संग मुशल सुविचार । सुप सद् शास्त्र सत्गुरु कर यार ॥**

**छरन छेदन तनु चतुर विभागा । अंश तांदुल तत्वातित अनुरागा ॥ ६ ॥**

ચાર દેહના આવરણોને અળગા કરવા જે હથિયારોની જરૂર છે; તેનું નિરૂપણ કરીને જણાવું છું. પહેલા સ્થૂલદેહના આવરણને અલગ કરવાના હથિયાર રૂપ સાધનની જે જરૂર છે; તેને દર્શાવીને ઓળખાવું છું. પ્રથમ સ્થૂલદેહના આવરણને હટાવવા ખાણીયારૂપે સત્સંગ છે. અને તે સત્સંગરૂપી ખાણીયામાં ખાંડવા માટે સુવિચારરૂપ સાંબેલું, જેના વડે સાર અને અસાર જુદા પડે છે. તે સુવિચાર વડે સૂક્ષ્મ દેહના આવરણને દૂર કરી શકાય છે. તેજ પ્રમાણે કારણ દેહના કચરાને ઉડાડી દેવા સત્ શાસ્ત્રરૂપી સુપડું કામ લાગે છે. તે સત્ શાસ્ત્રો ભગવાન કરૂણાસાગરના સ્વમુખથી રચાયેલા જ્ઞાન ગ્રંથો જાણવા. તેવી જ રીતે મહાકારણ શરીરના સુક્ષ્મ આવરણને ઉતારી તાંદુલને શુધ્ધ સ્વચ્છ કરી આપનાર મહાન સમર્થ પરમ પ્રતાપી સદ્‌ગુરુ સાચા મિત્ર છે. તે સદ્‌ગુરુ સાથે અંતરના અતિ શુદ્ધ પ્રેમથી સબંધ જોડી તેમના થઈ રહેવાથી સદ્‌ગુરુ કૃપાવંત થઈને વિજાતીય તત્વોના આવરણથી વિખૂટો પાડીને અંશને નિજ સ્વરૂપે કરે છે. તાંદુલરૂપે નિજસ્વરૂપે થયેલા અંશને સદ્‌ગુરુ સાથે અતિ સ્નેહ વધી જાય છે, ત્યારે અંશ સદ્‌ગુરુથી ક્ષણભર જુદો રહી શકતો નથી.

**दारु अनल समलीत सम संगा । तत्व काष्ट अंश अगन्य अभंगा ॥**

**संजुक्त सरे नहि काम अगन्यथी । टटा टळे ते टाळो निज मनथी ॥ ७ ॥**

જેમ લાકડુ અને અગ્નિ બંને અરસપરસ એકબીજા સાથે મળેલા છે. અગ્નિ તે

લાકડામાં સામાન્યપણે સમાયેલો હોઈ, જુદો ના દેખાય એવી રીતે અભિન્નરૂપે સંગ કરીને રહેલો છે. કાષ્ટરૂપે પાંચે દેહના તત્વો ગણેલા હોઈ, તેમાં અંશ અગ્નિ સ્વરૂપે સદાને માટે અભંગ રહેલો છે. કાષ્ટને અગ્નિ સંજુક્તપણે મળીને રહેલા હોવા છતાં આપો આપ નિજના અર્થરૂપ કાર્ય થતું નથી. સર્વજ્ઞ પરમગુરુની જ્ઞાનગતિના સંપૂર્ણ અધિકારીશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, "ટળે" એટલે જે નાશ થવાવાળું છે. તે તમારા નિજ મનથી ત્યજી દઈને તમે તમારા નિજ સ્વરૂપને પ્રાપ્ત કરી નિજઘરમાં સ્થિર થાવ.

( दोहा )

**टलनेका तो तत्व हे । मीले सो चैतन महाद ॥**
**स्वजाति सुख उपजे । विजाति विखवाद ॥ १ ॥**

"ટલનેકા" એટલે ત્યાગ કરવા જેવા જડ તત્વો જ છે. તેનો ત્યાગ કરીને મેળાપ કરવા યોગ્ય એક મહાદ્ ચૈતનગતિ સર્વજ્ઞ પરમગુરુની જ છે. તે સજાતીય હોવાથી તેમની સાથે એકતા કરતાં પરમસુખની પ્રાપ્તિ થાય છે. પરંતુ જ્યારથી અંશોએ અધોદ્રષ્ટિએ તત્વોનો સબંધ કર્યો; ત્યારથી વિજાતિ તત્વોના સંગદોષે અજ્ઞાનનું આવરણ આવવાથી સારા-નરસા કર્મો કરીને વિધ વિધ પ્રકારના દુઃખો અત્યાર સુધી ભોગવે છે.

**अंश उदे जीनसे भया । तत्वै पण तम जोय ॥**
**पये उपना धेनु विषे । तकर तजी तुप समोय ॥ २ ॥**

સામાન્ય વિશેષ સર્વ અંશોનો ઉદય નિજકર્તા કેવલમાંથી જ થયેલો છે, "તમ" કહેતા તેવી જ રીતે નિજકર્તાની ઈચ્છાવૃત્તિમાંથી તત્વોની ઉત્પત્તિ એક પછી બીજુ, બીજા પછી ત્રીજુ, તેજ પ્રમાણે તત્વોનો વિસ્તાર થયેલો છે. જેમાંથી જે ઉત્પન્ન થયું તે જ્ઞાનદ્રષ્ટિએ જોઈને વિજાતિને ત્યજી દઈ, સજાતિ સાથે પ્રીતિ કરવી. જ્યારે સજાતિ સાથે પ્રીતિ બંધાય છે; ત્યારે ભગવાન કરૂણાસાગરનું જે વ્યાપક સ્વરૂપ છે. તેજ

અલૌકિક ગાય હોવાથી તેમની સ્નેહપૂર્વક સેવા કરતાં ગુરૂગમ ગતિરૂપે દુધની પ્રાપ્તિ થાય છે. તેને જતમતપણે જતન કરીને બાહ્યવૃત્તિને અંતરવૃતિમાં સમાવી અંતરવૃતિ ગુરુગમ ગતિ સાથે જોડવાથી જે લક્ષ ધ્યાન લાગે છે તેને દહીં સમજવું. તે લક્ષ દ્વારા ઉજાગ્રત રહીને નિજ સજાણ દ્રષ્ટિએ સજાતિ વિજાતિનો નિર્ણય કરી વિજાતિ તત્વોરૂપી છાશ ત્યજી દઈને ઘી રૂપે નિજ અંશનું સ્વરૂપ તેને ગ્રહણ કરવું.

**तकर तत्व तुप अंश हे । धेनु श्रीमंत कुवेर ॥**

**नारणदास भिन्न ना रहया । भये लीन फरे कुन फेर ॥ ३ ॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુનું ચૈતન ચિદ્દ સ્વરૂપ છે તે ગાયના દ્રષ્ટાંતે જાણવું. તેમનો અંતરના શુધ્ધ પ્રેમથી ઉર્ધ્વદ્રષ્ટિએ સ્પર્શ કરવામાં આવે તો આપનપુ અને પતિપદની એકતાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે જ્ઞાન વડે હિરણ્યગર્ભીત પ્રણવમાં રહેલ તત્વરૂપી છાશ અને ઘી રૂપી અંશ જુદા પાડીને ઉગરતો અંશ પરમગુરુના સર્વજ્ઞ સ્વરૂપમાં લીન થાય છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સર્વજ્ઞ સકર્તા સ્વામીના સ્વરૂપથી હું નિમિષમાત્ર ભિન્ન રહ્યો નથી. તેથી જ મારે આ ભવમાં જન્મ મરણના ફેરા ફરવાના સદાને માટે દુર થઈ ગયા છે.



## દ્વાદશમ્ અક્ષર અંગ : ૧૨



**ठठा ठीक समजो एही तन सारा । सांख्य योग निज लक्ष विचारा ॥**

**प्रथम कहुं स्थूल देहकी विभगती । श्रोत समजे जेही तेहुनकी मुगती ॥ १ ॥**

"ઠ" અક્ષર ઉપરથી જડ ચૈતનને સમજવાની અપેક્ષાવાળા સજ્જનોને સંબોધીને શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે જે પ્રત્યક્ષ દેખાતું સ્થૂલ શરીર નખથી શિખા સુધીની રચના નિજકર્તાએ કરેલી છે. તે દેહની રચનામા જેટલા તત્વો રહેલા છે તેને જેમ છે તેમ સમજીને તત્વ સાંખ્યનો ભાગ ત્યાગ કરતાં ઉગરતી વસ્તુ ચૈતન અંશ

છે. તેનો સબંધ જોડવા નિજલક્ષ દ્વારા વિચાર કરો. પ્રથમ સ્થૂલદેહમાં જેટલા તત્વો આવેલા છે. તેની વિભક્તિ એટલે વિભાગ પાડીને જણાવું છું. તે સાવધપણે સાંભળીને સમજશે તે તત્વોની ઉપાધીમાંથી મુક્ત થશે.

**अउठ हस्त पिंड प्रगट शरीरा । पृथ्वी तत्व जाग्रत मन वीरा ॥**
**वाणी वैखरी विस्वानर अभिमानी । देहोस्मि रजोगुण विशियानंद जानी ॥ २ ॥**

પ્રગટ દેખાતુ શરીર પોતાના હાથે સાડાત્રણ હાથનું છે. તે પૃથ્વી તત્વનું હોવાથી તેમાં જાગ્રત અવસ્થા રહેલી છે. તે જાગ્રત અવસ્થામાં મન અંતઃકરણ પ્રધાનપણે વહીવટ કરતુ હાવાથી વૈખરી વાણીનો ઉચ્ચાર કરે છે. એવી જ રીતે દેહોસ્મિ એટલે દેહનું અભિમાન ધારણ કરનાર વિશ્વાનર (બ્રહ્માજી) રજોગુણ અધિષ્ઠાન સહ સ્થૂલ શરીરનો આનંદ વિષયાનંદ છે.

**मरतलोक तनु एहीका वासा । जाहीसे उपना पुनि ताहीमे समासा ॥**
**स्थूल तनु तत्व एतनेका ही भयेउ । प्रगट पिंड एही विधि निरमयेउ ॥ ३ ॥**

આ વિશાળ પૃથ્વી આપણાં પ્રગટ નેત્રે જોઈએ છીએ, તેમાં સ્થૂલ શરીરને ધારણ કરનાર સર્વ જીવોનો વસવાટ થયેલો છે; તેને મૃત્યુલોક કહેવામાં આવે છે. સર્વ જીવોના સ્થૂલ શરીરોની ઉત્પત્તિ પૃથ્વીમાંથી થઈ હોવાથી એ સ્થૂલ શરીરોનો અંત આવતાં ફરી પૃથ્વીમાં સમાય જાય છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે જીવમાત્રના સ્થૂલ શરીરો એટલા જ તત્વોથી બનેલા છે. દ્રષ્ટિગોચર થતાં પ્રગટ સ્થૂલ શરીરો એવી રીતે નિર્માણ કરેલા છે.

**देही सुक्ष्म जल तत्वही सबंध । सुप्न अवस्था सतोगुण वाणी मध ॥**
**तैजस अभिमानी भजनानंद भोगा । जीवोस्मिं सूर सबंध संजोगा ॥ ४ ॥**

બીજો સૂક્ષ્મદેહ જળતત્વનો હોવાથી જળની સાથે સબંધ ધરાવે છે. તે સૂક્ષ્મદેહની સ્વપ્ન અવસ્થા, મધ્યમાં વાણી અને સત્વગુણ અધિષ્ઠાન રહેલો છે. જીવોસ્મિના

અહંપણાને ધારણ કરનાર તૈજસ અભિમાની (વિષ્ણુ) હોય, ભજનાનંદનો ભોગ ભોગવીને આનંદ પામે છે. તેમજ સૂક્ષ્મ દેહનો સબંધ દેવલોકો સાથે હોવાથી દેવલોકમાં જઈ વાસ કરે છે.

**कारणदेह अग्नि तत्वही संजुगता । अहंकार अंतसक्रण सषोपति मुगता ॥**
**वाणी पश्यंती प्राज्ञ कहीये अभिमानी । गुण तमोही योगानंद बखानी ॥ ५ ॥**

કારણદેહ અગ્નિ તત્વનો હોવાથી અગ્નિ તત્વ સાથે સંયુક્ત મળીને રહેલો છે. તેની સુષુપ્તિ અવસ્થા અને અહંકાર અંતઃકરણના કારણને લઈ ચંચળતાવાળા તત્વોની ઉપાધિથી મુક્ત રહે છે. કારણદેહની પશ્યંતિ વાણી હોઈ, તમોગુણ અધિષ્ઠાન પ્રાજ્ઞ અભિમાનને ધારણ કરી યોગના આનંદને વખાણે છે.

**आत्मास्मि त्रिगुणात्मक धामु । महाकारणनुं कहु अविलानु ॥**
**महाकारण वायु तत्व मत तुरीया । अंतसकरण चित परा वाणी वरीया ॥ ६ ॥**

કારણદેહની અસ્મિ હું આત્મા છું એવું અહંપણું ધારણ કરેલું હોવાથી ત્રણ ગુણોના દેવોનું ધામ ગણાય છે. હવે મહાકારણદેહને નિશ્ચયપૂર્વક નિહાળીને વર્ણન કરી જણાવું છું તે મહાકારણદેહ વાયુ તત્વનો હોવાથી તે વાયુનો મત તુરીયા અવસ્થાનો છે. તે અવસ્થામાં ચિત અંતઃકરણ હોય, પરાવાણીને વરેલું છે.

**शुध्ध सत्वगुण अव्याक्रत अभिमानी । ब्रह्मानंद ब्रह्मास्मि शक्तिधाम जानी ॥**
**चतुर विपु विगत्ये विस्तारा । ठठा ठीक समजो एही तन सारा ॥ ७ ॥**

મહાકારણદેહના અધિષ્ઠાન શુધ્ધ સત્વગુણ હોય, તેનું અભિમાન કરનાર અવ્યાક્રત છે. ત્યાં આનંદ બ્રહ્માનંદ હોવાથી હું બ્રહ્મ છું. એવા અહંપણાને ધારણ કરી શુધ્ધ શક્તિના ધામને જાણી ત્યાં જ નિવાસ કરે છે. જે ચારદેહની રચનાના મુખ્ય તત્વોનો વિગતવાર વિસ્તાર કરીને જણાવ્યો. તે શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હે સંત સજ્જનો ! તમે "ઠીક" એટલે જેમ છે તેમ સારી રીતે સમજીને દેહોના

બંધનમાંથી મુક્ત થાવ.

(दोहा)

**परमकारण नभ तत्व है । नचंत परातित वाण ॥**

**स्वरुपास्मि निरंजन । अभिमानी एही जाण ॥ १ ॥**

પરમકારણદેહ આકાશ તત્વનો હોવાથી તેમાં નચિત અંતઃકરણ આવેલું છે. "પરાતિત" કહેતાં પરાની પાર નિર્વાણ વાણી આવેલી હોય, તેનું અભિમાન કરનાર નિરંજન પુરુષ જાણવા. ત્યાં નિજ સ્વરૂપનું અહંપણુ તે શુધ્ધ અભિમાનને ધારણ કરી રાખે છે.

**निरगुण निरंजन धामहे । उन्मुनि स्वरुपानंद ॥**

**पंच तनु तत्व खोजके । पायेहु परमानंद ॥ २ ॥**

સિર્ગુણ પક્ષની સર્વ·ઉપાધિથી રહિત અરૂપ પરબ્રહ્મ તેજ નિરંજનનું ધામ હોઈ, ત્યાંજ નિવાસ કરીને રહે છે. તે પરમકારણ દેહની ઉન્મુની અવસ્થા આવેલી હોય, નિજ સ્વરૂપનો આનંદ અહોનિશ ભોગવે છે. સ્થૂલથી લઈ પરમકારણદેહ સુધીના તત્વોની જ્ઞાન દ્રષ્ટિ દ્વારા ખોજ કરીને તત્વોના આવરણથી રહિત થઈને નિજ સ્વરૂપને યથાર્થ અનુભવી, નિજપતિની પરમગતિ, સાથે એકતા કરી, પરમ આનંદને પ્રાપ્ત કરે છે.

**पंच तनु पहोंचे नहि । जांहां वसे श्रीमंत कुवेर ॥**

**नारणदास शरणांगत । मिट गये तन अंधेर ॥ ३ ॥**

સકર્તાપતિનો શુધ્ધ સંકલ્પ પૂરો થતાં પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરુ નિજકર્તાથી જુદા રહેતા નથી. નિજ કૈવલના અંતર સ્વરૂપમાં એકમેકપણે અભિન્ન રહે છે. તે કૈવલના અદ્વૈત સ્વરૂપમાં પરમકારણદેહ રહે ત્યાં સુધી કોઈ અંશ ભળી શકતો નથી.

એટલા જ માટે "પંચ તનુ પહોંચે નહિ" એમ કહી બતાવ્યું છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હું ભગવાન કરૂણાસાગરનો શરણાંગત થયો, ત્યારે અખંડ જ્ઞાનગતિનો પ્રકાશ પડતાં મારા પાંચે દેહમાં છવાયેલો અજ્ઞાનરૂપી અંધકાર તુરત જ સદાને માટે દૂર થઈ ગયો.



## ત્રયોદશમ્ અક્ષર અંગ : ૧૩



**डडा डेहेरा अगम जाहां दीना। अधर तखत पर आसन चीन्या ॥**

**ताहा बेठे मन हरन मोरारी । अनंत अनंग लजीतही छबी न्यारी ॥ १ ॥**

"ડ" અક્ષરને અનુલક્ષીને સર્વજ્ઞ પરમગુરુના કૃપાપાત્ર શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, ઈન્દ્રીઓ કે અંતઃકરણોની ગમ જ્યાં પહોંચતી નથી એવા અગમ્ય પ્રદેશમાં જઈને અકળ વિભૂતિઓના ડેરા તંબુ નાખ્યા છે. તે ડેરામાં વસવાટ કરીને અધર અવિગત આકાશમાં સુલટ સજાણ દ્રષ્ટિએ જોતાં અતિ દિવ્ય તખત પર અવિગત આસન જોવામાં આવ્યું. તે અવિગત આસન ઉપર બિરાજેલા પરમ ઉપાસક જનના મનનું હરણ કરનાર "મોરારી" કહેતાં ભગવાન કરૂણાસાગરના દર્શન થયા. દર્શન કરતાં સર્વજ્ઞના સ્વરૂપને નિહાળ્યુ; ત્યારે અનંત કામદેવ લજ્જિત થઈને શરમાઇ જાય એવી અનુપમ શોભા જોઈને હું આશ્ચર્યચકીત થઈ ગયો.

**क्यौ करी करे कवन कवि कवता । मन बुध चित पहोचत नहि चवता ॥**

**शेष सहस्त्र फनी पार न पयेउ । शारद थकी हारद गुण गयेउ ॥ २ ॥**

તે સર્વાતીત સ્વામી અકળ અને અગમ્ય હોવાથી કેમ કરીને કોઈ કળી શકે ? એવો કોણ કવિ સમર્થ છે કે કાવ્ય રચના કરીને કહી શકે ? જ્યાં મન બુધ્ધિ કે ચિત્ત અંતઃકરણ પહોંચી શકતા નથી તો પછી વાણીનો ઉચ્ચાર કરીને કોણ કહી શકે તેમ છે ? શેષજી જેવા હજાર મુખે મહિમાનું વર્ણન કરતાં પાર પામી શકયા નથી. તેમજ

શારદા (સરસ્વતિ) દેવી પણ શબ્દાતીત સ્વામીનું જે હારદ તેના વાણી દ્વારા ગુણ ગાતા ગાતા થાકી ગયા છે.

**अधुधुधु माप सरवातीत स्थानं । उपमा योग्य वरजीत स्त्रवमानं ॥**

**ज्योत शक्ति त्रिगुणात्मक इन्द्र । यक्ष चारण भूर गांध्रव कीन्द्र ॥ ३ ॥**

હે સર્વજ્ઞ સર્વેશ્વર સ્વામી ! આપનું અલૌકિક સ્વરૂપ "અધુધુધુ" કહેતા અતિ આશ્ચર્યચકીત કરી નાખે એવું હોવાથી, માપ કાઢીને વર્ણવી શકાય એવું નથી. આપનું નિજ સ્થાન સર્વે લોકની પાર આવેલું છે. તેથી આપને કોઈપણ જાણી શકેલું નથી. સમસ્ત બ્રહ્માંડની આદ્ય લઈ ભવભરમાં કેટલાય દેવો અને ઈશ્વરો જગ પ્રસિધ્ધ થયા,તેમને માનીને યોગ્યતા પ્રમાણે કેટલાય આચાર્યોએ ઉપમાઓ આપી છે. તે સર્વે યોગ્ય ઉપમાઓના માન મહત્વથી અલગના અલગ અનુપમ રહેલા હોવાથી આપને કોઈપણ ઉપમાં આપી શકાય તેમ નથી. જ્યોતિનારાયણ, આદ્યશક્તિ, ત્રિગુણાત્મક બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમજ ઈન્દ્ર વગેરે સર્વ દેવલોકના ધામોથી પર કૈવલ કર્તાનું ધામ ન્યારું રહેલું છે. તેમજ યક્ષ, ચારણ, ભૂરલોક, ગાંધર્વલોક અને કીન્નર લોક સહિત સર્વ દેવલોકોથી કૈવલધામ અલગ આવેલું છે.

**ऋषि मुनी गुनी ज्ञानी रची पची हारे । नियंता स्त्रवना हे सबसे न्यारे ॥**

**उतइत जीततित वरजीत वालो । भये पदारथवत क्यौ करी जालो ॥ ४ ॥**

પ્રાચીન કાળમાં થઈ ગયેલા ઋષિમુનિઓ, ગુણીજનો અને જ્ઞાનીઓ સર્વાતીત સર્જનહારનાં યશોગુણ ગાવા પ્રાર્થના અને સ્તુતિઓના રૂપમાં ઘણાં શબ્દોની રચના કરીને ગુણ ગાતા ગાતા થાકીને હારી ગયા. છતાં પણ કોઈ યથાર્થ જાણી શક્યાં નથી. તે સર્વને નિયમમાં રાખનાર વિશ્વનિયંતા વિશ્વેશ્વર સમસ્ત લોકથી ન્યારાને ન્યારા રહેલા છે. "ઉતઈત" એટલે આ બાજુ મૃત્યુલોક અને તે બાજુ દેવલોકમાં જ્યાં ને ત્યાં જેટલે સુધી વિશ્વનો વિસ્તાર થયેલો છે તે સઘળી રચનાથી, સર્વ અંશો ઉપર શુધ્ધ હેત

રાખનાર નિજકર્તા અલગ રહેલા છે. સર્વ અંશોની દ્રષ્ટિ દેહભાવે દેહરૂપી પદાર્થાકાર થઈ ગયેલી છે. તો પછી નિજપતિ સકર્તાનું શરણ કેવી રીતે ગ્રહણ કરી શકે ?

**ताको कहु द्रष्टांत अनुपा । जाते समजो सकल निरुपा ॥**

**द्रीघन समस्त साक्षी सूर न्यारा । अंश भास व्यापक उजीयारा ॥ ५ ॥**

તે કૈવલકર્તાને કેવી રીતે ઓળખવા અને પ્રાપ્ત કરવા ? તેનું અનુપમ દ્રષ્ટાંત આપીને સમજાવું છું. તેથી પોતે પોતાની જાતે વિચાર કરીને સમજવા પ્રયત્ન કરશો તો, સર્વ પ્રકારનું નિરાકરણ થઈ જતાં સાચો નિર્ણય કરી શકશો. વિશ્વના સર્વે તનુધારીના શરીરોમાં નેત્રો રહેલા છે. તે સર્વે તનુધારીના નેત્રોથી સૂર્ય સાક્ષીરૂપે અધ્ધર ન્યારો રહેલો છે. સઘળા શરીરધારીની આંખોમાં સૂર્યનો અંશ આવેલો છે. તેને સૂર્યના વ્યાપક પ્રકાશની પુષ્ટિ મળે છે. ત્યારે સર્વ પદાર્થોની આઘે સૂર્યને પણ જોઈ શકે છે.

**देखनकी सता द्रिघनकु  नांही । अंश भास चेतन भये तांही ॥**

**कैवल सूर साक्षी सरवनके । ब्रह्मभास व्यापक हे तीनके ॥ ६ ॥**

દૃષ્ટાંત અનુસાર વિચાર કરીને જોતાં નક્કી થાય છે કે, એકલી આંખ, પદાર્થ, પ્રકાશ કે સૂર્યને જોઈ શકતી નથી. પરંતુ સૂર્યનો અંશ આંખમાં આવેલો હોવાથી તે અંશ સૂર્યના પ્રકાશની પુષ્ટિએ કરી ચેતન થઈને સર્વને જોઈને જાણી શકે છે. એવી જ રીતે પ્રત્યેક ઘાટોમાં કૈવલ કર્તાના અંશો ચક્ષુવત જાણવા. સર્વ અંશોના સાક્ષી નિજ કૈવલકર્તા સૂર્ય સ્વરૂપે હોવાથી તેમના વ્યાપક બ્રહ્મ પ્રકાશની પુષ્ટિએ કરી સર્વે અંશો સચેતન ગતિવાળા થાય છે.

**आत्म अंश घट घट हे न्यारा । भये विकारी विखरेहु जबी बाहारा ॥**

**तनोस्मि अंश क्रता कोहु नहि चीना । डडा डेहेरा अगम जाहां दीना ॥ ७ ॥**

તે આત્મા અંશ સમસ્ત જગતના અનેક ઘાટોમાં ન્યારા ન્યારા રહેલા છે. વિજાતીય તત્વોના રચાયેલા શરીરોનો સંગદોષ લાગવાથી સર્વે અંશો વિકારી થઈ

ગયા. તે કારણને લઈ નિજકર્તાની અંતર એક્તામાંથી જુદા પડી બાહ્યદષ્ટિના જગતમાં જ્યાં ને ત્યાં ઘાટને વશ પડીને અનેક ઘાટોમાં વિખરાઈ ગયા છે. પોતાના સ્વરૂપને ભૂલી જઈ દેહભાવનાની દૃષ્ટિએ દેહરૂપ થઈને, દેહ એજ હું છું, એવી દઢ માનંદી થવાથી કોઈ અંશ નિજકર્તાને ઓળખી શક્યા નથી. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, ઉપર જણાવેલી સર્વ ઉપાધિમાંથી મૂક્ત થઈને જ્યાં અગમદેશ આવેલો છે. ત્યાં મારો ડેરો નાંખીને સકર્તાપતિના સનમુખ થઈ રહેલો છું.

**( दोहा )**

**धाम अगम जाहां पति वसे । ताकेहु अंश अपार ॥**

**ईत आई जीत तीत फसे । को हम कुन करतार ॥ १ ॥**

બ્રહ્માજીની આદ્ય લઈ સિર્ગુણ નિર્ગુણના સિધ્ધાંતવાળા કોઈપણ નિજકર્તાને જાણી શક્યા નથી. એવા અગમદેશમાં સકર્તાપતિનું અલૌકિક ધામ આવેલું છે. તેજ નિજ કૈવલપતિના સામાન્ય વિશેષ સર્વે અંશો આબાજુ જગતમાં આવીને જ્યાં ને ત્યાં અનેક ઉપાસનાઓમાં ફસાઈ ગયા છે. તેથીજ હું કોણ ? અને મારા કર્તા કોણ તે જાણી શક્યા નથી.

**तब निजपति उर उपनी । मेहेर अति माहाराज ॥**

**फसे निगम चहु फंदमे । पकरत जीव जमराज ॥ २ ॥**

ચાર વેદનો ફંદ એટલે વિધવિધ પ્રકારના કર્મકાંડ અને ઉપાસનાઓ જગતમાં પ્રસિધ્ધ કરી, તે પ્રપંચી ફંદામાં જીવમાત્ર ફસાઈ જવાથી અશુભ કર્મો કરીને અધમ ગતિવાળા થઈ ગયા. તેવા જીવોને યમના દૂતો પકડીને યમપૂરીમાં લઈ જાય છે. અને બહુ પ્રકારનો ત્રાસ આપે છે. એવા મહાદુઃખ ભોગવતાં સર્વે અંશોને જોયા, ત્યારે અનેક ઈશ્વરોના ઈશ્વર, બ્રહ્માંડભરના અનેક રાજાઓના રાજા, મહારાજા નિજ સકર્તાપતિને પોતાના હૃદયમાં અંશોને દુઃખમાંથી મુક્ત કરવા માટે અતિ દયા ઉત્પન્ન થઈ.

**तेही फंद फना करनकु। श्रीमंत कुवेर अवतार ॥**
**नारणदास शरणांगत । भये जब कीये भवपार ॥ ३ ॥**

ચારવેદના પ્રસરી ગયેલા ફંદને ન્યાય સહિત કૈવલજ્ઞાનના શસ્ત્રથી સંહારીને ફના કરી નાખવાના હેતુથી નિજ સકર્તાપતિ દ્વૈતરૂપે શ્રીમંત કુવેરના નામથી પ્રગટ થયા છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, પરમ દયાળુ પ્રભુનો શરણાંગત થયો ત્યારથીજ હું ભવપાર થઈ ગયો છું.



## ચતુર્દશમ્ અક્ષર અંગ : ૧૪



**ढढा ढाहाये अज्ञान गड भारी । हरही नाथ ज्ञान खडक पसारी ॥**
**निरवाण पद जग जाहेर कीना । ताते सकल सफाकर दीना ॥ १ ॥**

"ઢ" અક્ષરને ધારીને કૈવલમોક્ષની ઈચ્છાવાળા સંત સજ્જનોને ઉદ્દેશીને શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, અજ્ઞાનરૂપી ડુંગરના ઓથે કોઈપણ અંશ નિજકર્તાને જોઈ જાણી શક્તાં નહોતા. એટલાજ માટે અનંત દયાળુ સર્વજ્ઞ પરમગુરુએ અગમ ગતિના અલૌકિક હથિયાર વડે અજ્ઞાનરૂપી ડુંગરને તોડી નાખ્યો. તે ઉપરાંત મહાન સમર્થ નિજ નાથે કૈવલજ્ઞાનરૂપી તલવાર હાથમાં ગ્રહણ કરીને, કૈવલધામના માર્ગે ગમન કરવાવાળા અંશોને અટકાવી રોકી રાખનાર પ્રકૃતિ પક્ષના સંખ્યાબંધ શત્રુઓને હણી નાખ્યા. શત્રુઓના ભયમાંથી જીવોને મુક્ત કરી કૈવલજ્ઞાન ભક્તિનો ફેલાવો કર્યો, ત્યારે દયાનિધિ પ્રભુએ અવગુણોરૂપી કાળખાતાના દુષ્ટોને મારી સાફ કરી નાખ્યા. તે ભયમુક્ત થયેલા જીવોને જણાવવા કે તમે કોણ ? અને કર્તા કોણ ? એ યથાર્થ સમજાવવાના હેતુથી નિર્વાણ કૈવલપદ જગતમાં જાહેર કરીને જણાવ્યું.

**निरवाण्य लक्ष कहहु मजबूता । समजत जेही जन होय अबधूता ॥**
**बानी ब्रनव विपु निरुप समंधा । त्रिगुणात्मक ज्योत शक्ति सबंधा ॥ २ ॥**

હવે નિજ કૈવલપતિ નિર્વાણ હોવાથી કોઈ પ્રકારની વાણી ત્યાં પહોંચી શક્તી નથી. તે નિર્વાણ પદની પ્રાપ્તિનો લક્ષ પણ વાણી રહિત અતિ મજબૂત છે. તે લક્ષને ગ્રહણ કરી જે સંત સજ્જન સ્થિર થશે, તે અવધૂત દશાને પ્રાપ્ત કરી શકશે. કવિ, પંડિત, શાસ્ત્રીઓ, વિદ્વાનોએ વૈખરી વાણી દ્વારા જે જે ઈષ્ટોનું નિરૂપણ કરીને જણાવ્યું છે. તે ઈષ્ટો સર્વે શરીરોવાળા હોઈ, શરીર સબંધી વર્ણન કરી બતાવ્યું છે. તે ત્રિગુણાત્મક બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમજ આદ્ય શક્તિ અને જ્યોતિ નારાયણ સુધીનું વર્ણન વાણી દ્વારા થઈ શકે છે.

**दशु अवतार यार विपुवतसे । एतन्ये सकल तनु जब तब तजसे ॥**

**तनुधर पक्ष सबन एही विधसे । भये उतपन सबए निज निधसे ॥ ३ ॥**

વિષ્ણુના જે દશ અવતાર થયા તેમની સાથે જગતના ઉપાસકજનોએ પ્રીતિ કરી તે પણ શરીરની જ કરેલી છે. એવીજ રીતે અવતારી પુરૂષો પણ પોતાના શરીરની પ્રીતિવાળા હોવાથી શરીર વડે જ વિધ વિધ પ્રકારે રમણ કરી ગયા છે. ઉપર કહી બતાવેલા શરીરધારી અંશો જ્યારે જ્યારે શરીરોનો અંતકાળ આવશે ત્યારે શરીરોને ત્યજી દઈને ચાલ્યા જશે. જગત રચનાની આદ્યથી લઈ જગતના પ્રલયકાળ સુધીમાં સર્વ શરીરો જે જેનો અવધિકાળ આવે ત્યારે નાશ પામે છે. જેટલો સિર્ગુણ પક્ષ કહેવાય છે, તેમાંથી કોઈપણ તનુધારી રહી શકે તેમ નથી. જગત રચનામાં જેટલા ઘાટો ઉત્પન્ન થયેલા છે, તે સર્વ ઘાટોની ઉત્પત્તિનું મૂળ કારણ સાગર રૂપે રહેલું સ્વયં નિર્ગુણ બ્રહ્મ છે.

**अवन्य के भांड बनत सब भावु । देखो सबहीमे क्षिति एक समावु ॥**

**कुलाल व्रजीत सबके करनारा । भांडथी भांड बने नहि निरधारा ॥ ४ ॥**

જેમ પૃથ્વીમાંથી માટી લઈને પ્રજાપતિ પોતાના ભાવ પ્રમાણે નાના મોટા ઘણાં પાત્રો બનાવે છે. તે તમે જ્ઞાન દૃષ્ટિએ નિર્ણય કરીને જોશો તો જણાશે કે સર્વ પાત્રોમાં

એક જ પૃથ્વી સમાઈને રહેલી છે. પાત્રોનો બનાવનાર કુંભાર સર્વપાત્રથી અલગ રહે છે. પરંતુ પાત્રથી પાત્ર બની શક્તું નથી એમ નક્કી સમજવું.

**लघु दीरघ भाजन भिन्न घाट । अवन सबमे एक रुप निराट ॥**

**भाजनथी भिन्न प्रजापति जानो । अवनिमे घाट एकु नहि मानो ॥ ५ ॥**

"ભાજન" એટલે નાનામોટા પાત્રો ભિન્ન ભિન્ન બહુ પ્રકારના દેખાય છે. પરંતુ પૃથ્વીનું રૂપ સર્વે પાત્રોમાં એક જ છે એમ નિશ્ચાત્મક જાણવું. તે સઘળા પાત્રોથી પ્રજાપતિ ન્યારો ને ન્યારો જ રહે છે એમ નિઃશંકપણે જાણવું. જે પૃથ્વીમાંથી પાત્રો બનાવવામાં આવે છે. તે પૃથ્વીને તપાસીને જોઈએ તો, તેમાં એકપણ ઘાટ દેખાતો નથી એમ જાણીને માનવામાં કોઈ શંકાને સ્થાન નથી.

**शुध्ध संकल्प कुलाल जब करही । असक अबन्य ऊपर तब धरही ॥**

**जबही बनत एही घाट अपारा । बनावनहार कुलाल हे न्यारा ॥ ६ ॥**

જ્યારે કુંભાર શુધ્ધ સંકલ્પ કરે છે. ત્યારે પોતાના અંતર હૃદયમાં ભાવના ધારણ કરીને બાહ્યદૃષ્ટિએ પૃથ્વી પર જોયું. જેથી જેનો પાર ના પામી શકાય એવા અપાર ઘાટો ઉત્પન્ન થયા. અનેક પાત્રોને બનાવ્યા છતાં બનાવનાર કુંભાર ન્યારોને ન્યારો જ રહે છે.

**न्यारा निरवाण ओरली सब बानी । सोइ ग्यम जगभर कोहु न जानी ॥**

**ताते आयेहु निजपति तनु धारी । ढढा ढाहाये अज्ञान गड भारी ॥ ७ ॥**

ઉપર કહી બતાવેલા દૃષ્ટાંત પ્રમાણે નિજકર્તા કેવલ વ્યષ્ટિ સમષ્ટિના સમસ્ત પસારાથી ન્યારા રહેલા છે. બ્રહ્માની આદ્યે લઈ નિર્ગુણ સિર્ગુણના જેટલા આચાર્યો થયા. તે સર્વએ વાણી દ્વારા જે જે વર્ણન કર્યું, તે સઘળું આ બાજુનુ જ છે. પરંતુ તે સકર્તાપતિ નિર્વાણ એટલે જ્યાં કોઈપણ પ્રકારની વાણી પહોંચી શક્તી નથી. ત્યાં પોતાના સ્વધામમાં અદ્વૈત સ્વરૂપે ન્યારા જ રહ્યા છે. તે નિજપતિને જેમ છે તેમ જાણીને

ઓળખવાની અલૌકિક ગમ જગતભરમાં કોઈપણ જાણી શક્યું નથી. ઉપર દર્શાવ્યા પ્રમાણે તે કારણને લઈ નિજ સકર્તાપતિએ પોતાની અગમ્ય જાણ જણાવવા અતિ દિવ્ય દેહ ધારણ કરીને શ્રીમંત કુવેર પ્રભુ પૃથ્વી પર પધાર્યા છે. પધારીને પોતે જગતના જીવો ઉપર કરૂણા કરીને ગુરુગમ જ્ઞાનના શસ્ત્ર વડે મહાન મોટો અજ્ઞાનનો ગઢ તોડી ફોડીને ફના કરી અંશોને કૈવલધામે જવાનોં માર્ગ ખૂલ્લો કરી બતાવ્યો.

(दोहा)

**अद्वैत अवन्य द्वैत भांड हे । कुलाल निज कैवल ॥**
**शुध्ध संकल्प ते सब कीया । आपही एकलमल ॥ १ ॥**

ઉપર જણાવેલા દ્દષ્ટાંતના ન્યાયે "અવન્ય" એટલે પૃથ્વીરૂપ અદ્વૈત બ્રહ્મ ભૂમિકા છે. કુંભારરૂપે નિજ કૈવલકર્તા એકલા ન્યારા રહીને પોતાના શુધ્ધ સંકલ્પ દ્વારા અદ્વૈત બ્રહ્મ ભૂમિકારૂપી પૃથ્વીમાંથી વિધ વિધ પ્રકારના નાના મોટા "ભાંડ" કહેતા પાત્રોરૂપી દ્વૈત ઘાટો અનેક બનાવ્યા છે.

**कोइके पखनमे हे नहि । सब पख उनके जाण्य ॥**
**बानी ब्रनव सब पखनकी । द्वैत पदारथ वाण्य ॥ २ ॥**

જગતભરમાં ઘણાં મત મતાંતરો પંથ અને સમ્પ્રદાયો ચાલી રહ્યા છે. ભૂતકાળમાં થઈ ગયેલા ઘણાં આચાર્યોએ પોતાની સમજણ પ્રમાણે જુદા જુદા ઈષ્ટોનું સ્થાપન કરી બહુ પક્ષ ઉભા કર્યા છે. પરંતુ નિજ કૈવલકર્તા કોઈ પક્ષમાં નથી. એ સર્વે પક્ષોની ગમગતિ નિજપતિ જાણે છે. જે જે પક્ષોના ઉપાસકોએ પોતે સ્થાપીને માનેલા ઈષ્ટોનું વાણી દ્વારા જુદા જુદા પ્રકારનું વર્ણન કરી જણાવ્યું છે. તે સર્વે નામ રૂપ ગુણવાળા દ્વૈત ઈષ્ટો દેહધારી હોવાથી વૈખરી વાણી દ્વારા દેહોનું જ વર્ણન કરી, ઉપમાઓ આપીને પ્રશંસાઓ કરી છે.

**निजपद जाहेर करनकु । श्रीमंत कुवेर अवतार ॥**
**नारणदास शरणांगत । पायो निज देदार ॥ ३ ॥**

જે કૈવલપદમાંથી સર્વે અંશોનો ઉદય થયો છે. તે કૈવલપદને જ્ઞાનગતિ દ્વારા જગતમાં જાહેર કરી જણાવવા દિવ્ય તનુ ધારણ કરીને સત્ શ્રીમંત કુવેર પ્રભુ અવતાર લઈને આ પૃથ્વી ઉપર પધાર્યા છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે એ પરમ દયાળુ પ્રભુનો શરણાંગત થવાથી મારૂં નિજ સ્વરૂપ મને પ્રાપ્ત થયુ છે.



## પંચદશમ્ અક્ષર - અંગ : ૧૫



**रेणा रण जीते सोई सूरा । पीछा न हटे जो होय चकचूरा ॥**
**जीते जश जग जाहेर पदमी । मुवे अपसरा मोज हे कदमी ॥ १ ॥**

"ણ" અક્ષરનો આશ્રય લઈને અનિન ભક્તિના અધિકારી સજ્જનોને સંબોધી શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, જે નરવીર શૂરવીર હોય તે રાજા પક્ષના થઈ દેશના હિતાર્થે પ્રતિજ્ઞાપૂર્વક અડગ થઈને શૂરવીરતાને ધારણ કરી યુધ્ધ કરવાના વેગની ખુમારીમાં ચકચૂર બનીને નિશ્ચય કરે છે કે, શત્રુઓને મારવા કે જાતે મરવું એવો દૃઢ સંકલ્પ કરીને રણમેદાનમાં શત્રુઓની સામે નિડર થઈને લડે છે. ભયંકર શત્રુઓની સામે લડવા છતાં હઠી જઈને પાછા પડતા નથી. પરંતુ કેટલાક શત્રુઓને હણી લઈ, કેટલાકને હરાવી છેવટે રણમાં જીત મેળવે છે. જ્યારે જે શૂરવીર રણસંગ્રામમાં જીતે છે. તે રાજાનો માનીતો થાય છે. ત્યારે તેને ઘણો જશ મળે છે. અને રાજા તેના પ્રત્યે રીઝીને તેના અધિકાર પ્રમાણે જગતના લોકો જાહેર જાણી શકે એવી યોગ્ય પદવી આપે છે. જે શૂરવીર રણસંગ્રામમાં શત્રુઓની સામે લડતા લડતા મૃત્યુ પામે છે. તે સ્વર્ગલોકમાં જાય છે. ત્યારે સ્વર્ગની અપ્સરાઓ તેની સાથે વરતી હોવાથી, તે દેવલોકના વિલાસની મોજ કરે છે.

**उभये हाण्य नहि सुख सरभरही । बिनहु हिंमत नर झूर झूर मरही ॥**

**सूर रणतूर भभक भल गाजे । भये भयंकर यार नहि भाजे ॥ २ ॥**

અતિ કરડાઈવાળા શૂરવીર રણસંગ્રામમાં લડતા હોય તે વખતે જીતી જાય તે શૂરવીરને રાજા મોટા અધિકાર સાથે બક્ષિસ પણ આપે છે. કદાચ તે શૂરવીર યુધ્ધ કરતાં કરતાં મરણ પામે તો સ્વર્ગે જઈને દેવોનું સુખ ભોગવે છે. એવા શૂરવીરોને બંને બાજુ કોઈ પ્રકારની હાનિ થતી નથી. અને બંને બાજુ સરખું સુખ મળે છે. પરંતુ હિંમત વિનાના નર દેખાદેખી રણસંગ્રામમાં જઈ ચડ્યા હોય તો, એવા પુરૂષ શત્રુઓની સામે લડતા જીતી શક્તાં નથી. તેમને શત્રુઓના બાણ લાગવાથી ઘાયલ થઈને રણમાં ઝૂરીઝૂરીને મરી જાય છે. જ્યારે શૂરવીરો રણસંગ્રામમાં શસ્ત્રો સજીને શત્રુઓના સામે ઉભા રહે છે. ત્યારે તૂરઈ, રણસિંગુ, ભેર, ભુંગળ, શંખ, દંદુભીનો નાદ, ઝુજવ ઢોલ વગેરે વાજિંત્રો વાગે છે. તે વાજિંત્રોના નાદની ગર્જના સાંભળીને શૂરવીરોના આઠે અંગે શૂરાતનનો વેગ ઘણોજ વધી જાય છે. ત્યારે શૂરવીરો અતિ ક્રોધાવેશમાં આવીને ભયંકર ગર્જનાઓ કરે છે. તે ગર્જનાઓ સાંભળીને ભલભલાઓની હિંમત છૂટી જતી હોય, ધીરજ પણ ધરી શક્તા નથી. પરંતુ જે શૂરવીરો શત્રુઓ સાથે ઝઝુમવાના અતિ ઘણાં પ્રેમવાળા હોય છે. તે પાછા પડીને ભાગી જતાં નથી.

**खीलत सहस्त्र विद्युतवत भारे । काहेर ना बचही शूरा भल धारे ॥**

**सूर मन पूर दूर करे दलकु । जीतके हरही वित गत्य करे बलकु ॥ ३ ॥**

તે શૂરવીરો શસ્ત્રો સજીને ઝઝુંમવાના ઉમંગમાં ખીલી ઉઠે છે. ત્યારે તેમના શસ્ત્રો વિજળીના ચમકારા જેવા ભારે ચમકતાં હોય છે. જેવી વીજળીના વેગની ઝડપ હોય છે; તે પ્રમાણે શસ્ત્રો શત્રુઓ પર ચલાવે છે. તે સમયે હિંમત વિનાના કાયરો બચી શક્તાં નથી અને જે અતિ આક્રંદવાળા શૂરવીરો હોય છે; તે પોતાના હાથમાં તીક્ષ્ણ ભાલો ધારણ કરીને ઝઝુંમવા સનમુખ થાય છે. એવા શૂરવીરોને જંગમાં ઝઝુંમવાનું

તેમના મનમાં "પૂર" એટલે અતિ જુસ્સાનું જોર ઘણું વધી જાય છે. ત્યારે તેમની ભયંકર ગર્જનાઓ અને ભયંકર દેખાવને જોઈને ભયભીત થઈ દુશ્મનોનું દળ દૂરભાગી જાય છે. તે રણમાં જીતેલા શૂરવીરો પરાજય પામેલા શત્રુઓની સંપત્તિ જેટલી હોય તે સર્વે હરી લે છે. તેમજ દુશ્મનોના બળનો પણ નાશ કરી નાખે છે.

**पति पख साच करत हे सवाई । सूर मनोरथ एही फिरत दवाई ॥**
**तब मन मोज मीलत मनोरथसे । काहर भगत सजत नहि सदसे ॥ ४ ॥**

જે સંત સજ્જનો નિજપતિ પક્ષના થાય છે. તેના તનમનમાં અંતરને બહાર સર્વાંગે સાચને સવાયુ ધારણ કરે છે. જેવી રીતે શૂરવીર યોધ્ધો જંગજૂથ જીતીને મનના મનોરથ પૂરા કરે છે. ત્યારે તેમની આણ દેશના સર્વ સ્થળે ફરવા લાગે છે. ત્યારે તેમના મનની ઈચ્છા પ્રમાણે મનની મોજ તેને મળે છે. એવા સાચા સંતરૂપી શૂરવીરની અતિ ઉત્કૃષ્ટ રહેણી-કરણી જોઈને મંદમતિના કાયર ઉપાસકો ભાગી જાય છે. કારણકે તેમણે સત્‌નો શણગાર સજેલો નથી. તો પછી કેમ કરીને ટકી શકે ?

**राज परमगरु शीश शूरवीरा । काल दल विकट हतन सधीरा ॥**
**हमील हंमेश पद सद तोप ताजा । मनको बारुत गोला लक्ष गड भाजा ॥ ५ ॥**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ ચક્રવર્તી રાજા છે. તેમના શરણાંગત થયેલા શિષ્ય મહા શૂરવીર હોવાથી કાળપુરૂષના વિકટ દળનો નાશ કરવા અતિ ધીરજને ધારણ કરી રહ્યા છે. જ્યારે અખંડ અવિનાશી પદમાં સર્વ સત્તાધીશ સર્વજ્ઞ પરમગુરુ બિરાજેલા છે. તેમનો અમલ હંમેશા સદાને માટે ચાલી રહ્યો છે. તેઓ પોતાના શૂરવીર શિષ્યો પરત્વે હુકમ કરીને કહે છે કે, કઠિન કાળદલને હણી નાખવા શસ્ત્રો ચલાવવાના ચાલુ કરી દેશો. સર્વજ્ઞની આજ્ઞા પ્રમાણે શૂરવીર શિષ્યએ તુરતજ શસ્ત્રો ચલાવવાની શરૂઆત કરી દીધી. સત્‌ની મહાન મોટી તોપમાં નિજ મનનો દારૂ અને લક્ષરૂપીગોળા ભરીને ફોડવામાં આવી ત્યારે અજ્ઞાનરૂપી કોટ

ભાંગી ગયો અને બીજી આડ અંતરાયોનો નાશ થઈ ગયો.

**सूनत गरजना सब भग गयेउ । धरे नां धिरज सनमुख कोउ रहेउ ॥**

**काम क्रोध मद मत्सर करम । दंभ कपट अभिमान छल बरम ॥ ६ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સત્રૂપી તોપની ભયંકર ગર્જના સાંભળીને કાળપુરૂષનું દળ સર્વે ભાગી ગયું. કાળદળ પૈકીના કોઈની પણ સનમુખ રહેવાની હિંમત નહી રહેવાથી ધીરજને પણ ધરી શક્યાં નથી. જે કામ, ક્રોધ, મદ, મત્સર (ઈર્ષા કે અદેખાઈ) કુકરમ, દંભ, કપટ, અભિમાન, છલ અને બરમ છે.

**ए दस प्रधान काल भडनायक । सूनी सद तोप अवाज भगजायक ॥**

**योग समे लक्षवंत द्रढ पुरा । रेणा रण जीते सोही सूरा ॥ ७ ॥**

ઉપર ગણી બતાવેલા દસ મહાન બળવાન સેનાપતિઓ કાળપુરૂષના મહાન મોટા આગેવાનો છે. એવા જબરા જોરાવર બળવાન હોવા છતાં સત્યરૂપી તોપના અવાજ સાંભળીને એ બધા ભાગી ગયા. "યોગ" એટલે પરમ દયાળુ પરમગુરુના મેળાપ કરવાના સમયે અનિત્ય ઉપર અભાવ કરીને, તન મનમાં સંપૂર્ણ સ્થિરતા લાવી, પૂરી દઢતાને ધારણ કરી જેને લક્ષ લાગે છે તેજ શૂરવીર કાળમાયાના રણને જીતી પરમગુરુનો શરણાંગત થાય છે.

**( दोहा )**

**जीत कीया वित्त वेतही । निरवित तजे निराल ॥**

**सत्गुरु अमल अचरचर । तब क्याहां रहेवे काल ॥ १ ॥**

પરમગુરુ ચરણ કમળના અખંડ અનુરાગી થયેલા સંત સજ્જનોરૂપી શૂરવીર શિષ્યો કાળમાયાના રણને જીતી ચૈતન્ય ચિદ્રૂપી જે વિત છે, તેના પૂરા હિમાયતી થયા. મૃત્યુલોકથી લઈ ચૌદલોક સહિત પ્રકૃતિ અને પુરુષ સુધીનું જગત નિર્વિત જાણીને

તેને ત્યજી દઈ નિર્વિતથી નિરાળા થઈ, જે સત્‌વિત્ત હતુ, તેમાં સ્થિર થયા. જે વિત્તમાં સ્થિર થયા છે, તે ચૈતન્ય ચિદ્‌ સર્વજ્ઞ પરમગુરુનો અમલ સ્થાવરને જંગમમાં સર્વ વ્યાપક છે. તો પછી કાળ ત્યાં કેવી રીતે રહી શકે ?

**पति गये परजा कसी । नसी सब उनकी आल ॥**

**अब निरभे संत सुरमा । दे गुरु मोज दयाल ॥ २ ॥**

જે કાળપુરુષ હતો તે કામ, ક્રોધ આદિ તેની પ્રજાનો તે રાજા હતો. તે કાળરૂપી રાજા નાસી ગયો. તો પછી તેની પ્રજા કેવી રીતે રહી શકે ? કાળની જંજાળરૂપી જે આળ હતી તે સદાને માટે દૂર થઈ ગઈ. પરમગુરુના પ્રતાપથી નિર્ભય થયેલા સંત શૂરવીરોને પરમ દયાળુ પરમગુરુએ કૈવલપદની અખંડ મોજ આપીને અતિ તૃપ્ત કર્યા.

**मोज अखंड दे शरनकी । श्रीमंत कुवेर महाराज ॥**

**नारणदास गरीबकु । द्यो अनुभव पटो धीराज ॥ ३ ॥**

અનંતલોકનું રાજ્ય કરનાર રાજાઓના રાજા, મહારાજા અનંત દયાળુ સર્વજ્ઞ પરમગુરુએ પરમ કૃપા કરીને તેમના શરણ સુખની અખંડ મોજ બક્ષિસ કરી. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, મને ગરીબ જાણીને મહારાજા ધિરાજે મારા ઉપર મહેર કરીને કૈવલ લક્ષ અનુભવનો પટ્ટો આપીને સદાય સન્મુખ રાખ્યો છે.



## ષોડશમ્ અક્ષર અંગ - ૧૬



**तता तन सुख जेह दुःखके मूला । करतही मन्द मिष्टान भये सूला ॥**

**बिनु वैराग लग्ये दाग नहि जाई । अंतरमल तन रहे जे छवाई ॥ १ ॥**

"ત" અક્ષરને અનુલક્ષી જ્ઞાન-ભક્તિની ચાહના કરનાર સંત સજ્જનોને ઉદ્દેશીને શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે જેટલા રજોગુણી અને તમોગુણી પદાર્થો છે; જેને જે અનૂકુળ આવતાં હોય તેને ગ્રહણ કરવાથી શરીરનું સુખ મળે છે. જેનાથી શરીરનું

સુખ મળે છે. તેજ દુઃખના મૂળરૂપે છે એમ જાણવું. જેમ જેની જઠરાગ્નિ મંદ પડી ગઈ છે. એવો અશક્ત મનુષ્ય જો મિષ્ટાન ખાય તો, તેના શરીરમાં ઘણું દુઃખ થાય છે. જે મનુષ્યના અંતરમાં વિષય કામનાનો ડાઘ લાગ્યો છે તે શુધ્ધ નિર્મળ વૈરાગ ઉત્પન્ન ના થાય ત્યાં સુધી તે ડાઘ જતો નથી. કારણકે વિષય કામનાના મોહનો મળ અંતઃકરણમાં જામેલો હોવાથી મલિન રજોગુણની દશ આકાંક્ષાઓ તેની છાંયારૂપે હોઈ, આખા શરીર ઉપર છવાઈ જાય છે. તે તેના નેણવેણ અને હલન ચલન ઉપરથી પ્રગટ દેખાય છે.

**प्रथम कहु जेही मन्द वैराग । सूनो जे लक्षण चितमे अनुराग ॥**

**सुत दारा धन धाम अवासु ॥ इच्छा घणी पण दाम नहि पासु ॥ २ ॥**

જેનામાં મન્દ વૈરાગ છે, પ્રથમ તેના લક્ષણ કહી બતાવું છું. જેથી હે સજ્જનો ! તમે સાવધ થઈને સાંભળો. તે મંદ વૈરાગીના ચિત્તમાં જેની સાથે પ્રેમભાવ બંધાયેલો છે. તેમાજ તેનું ચિત્ત લાગેલું રહે છે. જે મનુષ્યે મંદ વૈરાગ ધારણ કર્યો છે. તે ઉપલક દેખાવ પૂરતો હોઈ, અંતર કે બહાર શુધ્ધ ભાવ નથી. તેને સ્ત્રી, પુત્ર, ધન અને વાસ કરવા માટે ધામ નથી. તેને પ્રાપ્ત કરવાની ઘણી ઈચ્છા છે પરંતુ તેની પાસે પૈસા ન હોવાથી મેળવી શક્તો નથી.

**खटरस स्वाद सनेह अति अघरा । इच्छे अनेरा पुनि मीलत न सघरा ॥**

**तबही क्रोध मन बोध यौ करही । साधुमे सबई सुख जानी भेख धरही ॥ ३ ॥**

જગતમાં છ પ્રકારના રસ સ્વાદ છે. તે સ્વાદ લેવાનો ભાવ ઘણો છે. પરંતુ તેને પ્રાપ્ત કરવા ઘણાં અઘરા છે. તે મંદ વૈરાગી "અનેરા" એટલે જુદાજુદા સ્વાદોની ઘણી ઈચ્છા કરે છે. છતાં તે સર્વે પદાર્થો તેને મળતા નથી એવો સંસારના ભોગની ઈચ્છાવાળો મનુષ્ય જ્યારે સંસારના ભોગ મળે નહિ ત્યારે; ક્રોધ કરીને ભોગની ઈચ્છાઓ પૂરી કરવા માટે પોતાના મનને બોધ કરે છે. તે બોધ કરીને મનને સમજાવે છે કે, જો સાધુ થવામાં આવે તો સર્વે પ્રકારના સુખ ભોગવવા મળે એવું જાણી વિચારીને ભેખ ધારણ

કરે છે.

**लक्षण मन्द वैरागका जे एही । न मीले इच्छत मीलत करत सनेही ॥**

**सजन सूनो साधारण जे वैराग । सरगना सुख सुणी लाग्यो अनुराग ॥ ४ ॥**

ઉપર જે વર્ણન કરી બતાવ્યું એ લક્ષણો મંદ વૈરાગીના છે એમ જાણવું. જ્યાં સુધી ભોગવવાના પદાર્થો ના મળે, ત્યાં સુધી ભોગની ઈચ્છાઓ કરે છે. પરંતુ જ્યારે તેને ભોગ પદાર્થો મળે છે. ત્યારે ઘણો સ્નેહ ધારણ કરીને ભોગવવા લાગે છે. હે સજ્જનો તમે સાંભળશો ! સાધારણ વૈરાગ છે તેનું વર્ણન કરીને બતાવું છું. જે સાધારણ વૈરાગને ધારણ કરવાવાળો છે તે સ્વર્ગના સુખની વાતો સાંભળીને તેને તે પ્રાપ્ત કરવાનો પ્રેમ લાગ્યો છે.

**पहोचत पुण्य स्वर्ग जाई स्थिर रहही । क्षीण भये भवमे गीरे सब कहही ॥**

**वैराग उनमूनि मुनिजन साधे । मिथ्या भाषण मन कबहु ना बाधे ॥ ५ ॥**

જે સાધારણ વૈરાગીને સ્વર્ગના સુખ મેળવવાનો મોહ લાગ્યો છે. તે મેળવવા માટે જપ, તપ, તિરથ, હોમ, યજ્ઞ આદિ ઘણાં પૂણ્યદાન કરે છે. જ્યારે તેનું પૂણ્ય વધીને વિશેષ થાય છે ત્યારે તે સ્વર્ગમાં જઈ સ્થિર રહીને સ્વર્ગના સુખો ભોગવે છે. તે સ્વર્ગના સુખો ભોગવતા ભોગવતા પૂણ્ય પુરૂ થઈ જતું હોવાથી તે પૂણ્યનો નાશ થાય છે. ત્યારે ફરી પાછો મૃત્યુલોકમાં આવે છે. પૂણ્ય પરવારી જતા મૃત્યુલોકના સંસારમાં આવે છે. એવું જગતના સર્વ લોકો કહે છે. હવે ત્રીજા પ્રકારનો ઉન્મૂનિ વૈરાગ હોવાથી તેને ધારણ કરીને મૂનિજનો સાધે છે. "મિથ્યા" એટલે જુઠી વાણી પોતાના મનથી કદાપિ ઉચ્ચારતા નથી.

**भ्रगुटी मुकाम ध्यान वृति राखे । देखी अनित्य उदासीवत दाखे ॥**

**गगन ग्येब येब नहि बकवादु । शास्त्र सम्पति पण करे ना विवादु ॥ ६ ॥**

તે મુનિજનો ભ્રગુટી સ્થાને વૃતિને સ્થિર કરી ધ્યાન લગાવે છે. તે અનિત્ય પદાર્થો

જોઈને તેના પરત્વે અભાવ કરીને સદાય ઉદાસ રહે છે. તે પોતાના મન દ્વારા વાણી ઉચ્ચારીને સંસારના લોકોને કહે છે કે નાશવંત પદાર્થોમાં કોઈ મોહ રાખશો નહિ. એવા જે મુનિજનો "ગગનમાં" એટલે બ્રહ્મરૂદ્રમાં વૃતિને સ્થિર કરી ગુપ્ત રહે છે. તે ગુરુ વચનની મર્યાદામાં રહી મિથ્યા બકવાદ જરા પણ કરતાં નથી. તે મુનિજનોએ ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ કરી જ્ઞાનરૂપી સંપત્તિ પ્રાપ્ત કરી છે. છતાં પણ કોઈની સાથે વાદવિવાદ કરતા નથી.

**कहु वैराग्य तीव्र तत सारा । वितरागीकु लगत अति प्यारा ॥**

**संसार सरप फनीवत पेखे । धरत कदम काटत यौ देखे ॥ ७ ॥**

ચોથા પ્રકારના તીવ્ર વૈરાગનો વિસ્તાર કરીને કહું છું. તીવ્ર વૈરાગી પુરૂષો સંસારમાં જેટલા તત્વ પદાર્થો છે તેના પરત્વે અતિ અભાવ કરીને જગતના મૂળ કારણરૂપે જે સત્વિત્ત ચૈતન ચિદ્દ છે, તેની સાથે અતિ પ્રેમ બાંધીને પોતાનું મન તેમાં જોડી રાખે છે. તીવ્ર વૈરાગ જેણે ધારણ કર્યો છે. તે આખા સંસારને સર્પની ફેણ સમાન જુવે છે. તે સંસાર પરત્વે દષ્ટિ કરીને હું સંસારમાં એક ડગલુ ભરીશ તો એ સંસારરૂપી સર્પ મને કરડશે. એવો ભય લાગવાથી તેઓ સંસારથી દૂર અલગ રહે છે.

**आलोक संघ सूनी भये दुःख सूला ।**

**तता तन सुख जेह दुःख के मूला ॥ ८ ॥**

આ સંસારના લોકોની સાથે સબંધ રાખવાની વાત સાંભળીને શૂળી પર ચડવાથી જેવું દુઃખ થાય છે. એવું દુઃખ તેમના મનમાં થાય છે. એ કારણને લઈ જેટલા શરીરના સુખ છે તે સર્વ દુઃખના મૂળરૂપ છે એમ જાણવું.

**( दोहा )**

**अब निरमल वैराग की । सूनहो संत सधीर ॥**

**सत् वैकुंठ कैलासमे । शक्ति ज्योत समहीर ॥ १ ॥**

હવે નિર્મળ વૈરાગ વિશે કહું છું માટે સંતમતાના સંત પુરૂષો ! તમે ધૈર્યને ધારણ કરી સચેતન થઈને સાંભળો. સત્‌લોક, વૈકુંઠ, કૈલાસની આદ્યે લઈ આદ્ય શક્તિ અને જ્યોતિ નારાયણ સુધી સમસ્ત જગતમાં ચૈતન બ્રહ્મ એકજ સરખું સર્વમાં વ્યાપક થઈને રહેલું છે.

**एतनेमे अटके नहि । वरती विमल विशेष ॥**

**हलुल्य गयो यौ कहत है । त्यौ वत धाम धीशेष ॥ २ ॥**

એવા અતિ ઉત્કૃષ્ટ વૈરાગી સંત મૃત્યુલોકથી લઈ સત્‌લોક, વૈકુંઠ, કૈલાસ, શક્તિલોક અને નિરંજનના ધામ સુધી અટકતા નથી. કારણકે તેમની વૃત્તિ અતિ નિર્મળ પરમ પવિત્ર થયેલી છે તેથી નિજકર્તાના પદની પ્રાપ્તિ કરવામાં અતિ તલ્લીન થયેલા છે. તેમની વૃત્તિ ક્રતાકાર થયેલી હોવાથી અનેક ધામોને ધારણ કરનાર નિજપતિ છેવટે આવેલા કૈવલધામમાં બિરાજે છે. ત્યાં જઈને પરમઆનંદનું સુખ ભોગવે છે.

**सोइ धाममे धणी वसे । साम्रथ श्रीमंत कुवेर ॥**

**नारणदास शरणांगत । सो क्यौ फरे भव फेर ॥ ३ ॥**

તે કૈવલધામમાં નિજ સકર્તાપતિ તે અનંત સામ્રથતાવાળા સત્ શ્રીમંત કુવેર પ્રભુ પોતે જ કૈવલ સ્વરૂપે છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું હંમેશાં તેમનો શરણાંગત થઈ રહ્યો છું. તો હવે મારે ભવના ફેરા ફરવાનું રહેતું નથી.





# સપ્તદશમ્ અક્ષર અંગ-૧૭



**थथा थीर नाही तनु धर मांही । उपना सब सोई अन्त विलाई ॥**
**सूर नर असूर सकलही जीवा । जेसेही मारुतसे बूझावत दीवा ॥ १ ॥**

"થ" અક્ષર ઉપરથી જગતના જનોને જણાવતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, આ ભવભરમાં સામાન્ય અને વિશેષ અંશો શરીરો ધારણ કરવાવાળા છે. તેમાંથી કોઈનું પણ શરીર કાયમ રહેવાવાળું નથી. જે જે શરીરો ઉત્પન્ન થયેલા છે. તે સર્વે તેનો અંતકાળ આવતાં નાશ પામે છે. દેવો, દાનવો અને મનુષ્યો તેમજ બીજા શરીરધારી સર્વ જીવો છે. તેમના શરીરો જેમ પવનથી દીવો બુઝાઈ જાય છે. તેવી જ રીતે જે જે શરીરોનો અવધિકાળ આવતાં કોઈનું પણ શરીર રહી શક્તું નથી.

**जेता उतपन्न जग नाम धरावे । तेता पल अवधीमे सबही विलावे ॥**
**सप्त पाताल सकलही ब्रह्मांडा । परले विता धरन नव खंडा ॥ २ ॥**

ભવભરની રચનામાં પંચભૂતના જેટલા શરીરો અને શરીરોના ઉપયોગમાં આવતાં પદાર્થો ઉત્પન્ન થયેલા છે. તે સર્વેના ઉપર જગતના લોકોએ નામ ધારણ કરાવ્યું છે. જેટલાં જે જે ઉત્પન્ન થયા તેટલા સર્વે નામ, રૂપ, ગુણવાળા પદાર્થો પ્રલયકાળનો અવધિ આવતાં વિલસાઈ જાય છે. સાત પાતાળો, સર્વે બ્રહ્માંડો અને પૃથ્વી તેમજ નવખંડ વગેરેનો સમય વિતી જતાં અવધિકાળ આવે ત્યારે સર્વ પ્રલયમાં ખપી જાય છે.

**परले विता जे न्याद औरु बुन्दा । परले वित्या सूरज ओरु चन्दा ॥**
**परले अजभव श्रीपति सहिता । परले गुनी गांध्रव शेष दहिता ॥ ३ ॥**

સમય વિતી જતાં જ્યારે પ્રલયકાળ આવે છે. ત્યારે નાદ અને બૂંદ રહી શક્તાં નથી. એવી રીતે પ્રલયકાળ આવતાં ચંદ્ર અને સૂર્યનો પણ લય થઈ જાય છે. બ્રહ્મા,

વિષ્ણુ અને મહેશ્વર સહિત તેમના દેહોનો પ્રલયકાળ આવતાં લય પામી જાય છે. તેજ પ્રમાણે ગુણીજનો, ગાંધર્વલોક, શેષનાગ અને સર્વ દૈત્યોનો પ્રલયકાળ આવતાં નાશ થઈ જાય છે.

**परले क्षिति जल अगन्य ने पवना । आकाश अविगत्य महातत्व गवना ॥**
**परले उडघण सहीत सशुमारा । परले मेरु सप्त दधी जे संसारा ॥ ४ ॥**

પૃથ્વી, જળ, અગ્નિ, પવન અને આકાશ પ્રલયકાળ આવતાં તે પણ રહી શક્તાં નથી. એવી જ રીતે મહાતત્ત્વો તેનો પ્રલયકાળ આવતાં ગવન કરીને અવિગતમાં સમાઈ જાય છે. સર્વે તારાઓ અને સશુમાર ચક્ર તેમજ મેરૂ પર્વત અને સાત સમુદ્રો તથા સમગ્ર સંસારનો પ્રલયકાળ આવતાં નાશ થઈ જાય છે.

**परले स्थूल सूक्ष्म तन जेही । परले कारण महाकारण तेही ॥**
**परले हिन्दु ओरु मुसलमाना । बरन चतुर यौ लीन समाना ॥ ५ ॥**

પૃથ્વી તત્વનો અંત આવતા સર્વ સ્થૂલદેહોનો, અને જળ તત્વના અંતે સર્વ સુક્ષ્મદેહોનો, એવી જ રીતે અગ્નિ તત્વના અવધિકાળે કારણદેહોનો, તે જ પ્રમાણે પવન તત્વના અંતકાળે મહાકારણદેહોનો પ્રલયકાળ આવતાં જ્યાંથી ઉત્પન્ન થયા ત્યાં સમાઈ જાય છે. તેવી જ રીતે હિન્દુ અને મુસલમાન તેમજ ચાર વર્ણ બ્રાહ્મણ, શુદ્ર, ક્ષત્રિય અને વૈશ્ય વગેરેનો પ્રલયકાળ આવતાં તેનો પણ લય થઈ જાય છે.

**परले जे रंक राय धनवंता । परले खट दर्शन म्हेमन्ता ॥**
**परले भेख टेक जे ना बचही । परले स्वांग अनेरा ते सचही ॥ ६ ॥**

રાજા, રંક અને પૈસાદાર તેમજ ખટદર્શન જે યોગી, જંગમ, સંન્યાસી, સેવડા, તપસ્વિ અને બ્રાહ્મણ એ છ પ્રકારના ભેખ પણ મહા પ્રલયકાળમાં નાશ પામે છે. વળી ભેખધારી પ્રતિજ્ઞાવાળા તેમજ આશ્ચર્ય પમાડે તેવા શણગાર સજનાર પણ મહા પ્રલયકાળમાં બચી શક્તાં નથી.

**परले नहि शिष्य गुरु सम ग्याता । प्रगट दिव्य रुप सोइ साक्षाता ॥**

**नाम रुप गुण के गुरु नाही । स्वरुपानंद सदोदित रहाही ॥ ७ ॥**

અનંત કલ્પો વિતી જાય છતાં જેને અવધિકાળ લાગતો નથી એવા આદ્ય અંતથી રહિત સજાણજાણ સ્વરૂપ શિષ્યનું હોઈ અને જ્ઞાતા તે ગુરુપદ છે. તે જ્ઞાતાના સમાન સજાણજાણ મળીને બંન્ને એકમેકરૂપે થઈને રહેલા છે. તેથી જ્ઞાતાથી સજાણ જાણ જુદી ગણાતી નથી. તે ગુરુનું પ્રગટ અતિ દિવ્ય સ્વરૂપ સાક્ષાત કૈવલ જ છે. તે કૈવલની સજાણજાણ તેજ શિષ્ય પરમ વિશેષ પોતે હોઈ કૈવલથી જુદા નથી. નામ, રૂપ અને ગુણવાળા તે ગુરુ નથી. તે પોતે અજર અમર, અખંડ અને અવિનાશી હોવાથી સ્વરૂપાનંદમાં સદા સદોદિત રહેલા છે.

**जेसे गुरु शिष्य ही तेही तेसे । निज़ ग्यम लक्ष जथारथ जेसे ॥**

**नाम रुप गुण अवांतर जांही । थथा थीर नाही तनु धर मांही ॥ ८ ॥**

સર્વજ્ઞ સજાણજાણ ગુરુનું સ્વરૂપ જેવું છે. એવા જ તે ગુરુના શિષ્ય તેમના સમાન હોવાથી કહેવા માત્ર જુદા ગણાય છે. કર્તા કૈવલની જે નિજગમ છે તે ગમ દ્વારા જે લક્ષનું સ્વરૂપ ગણાય છે; તે જ્ઞાન દૃષ્ટિએ જોતાં યથાર્થ વસ્તુ એકજ છે. નામ, રૂપ અને ગુણનું આવરણ જ્યાં જ્યાં લાગેલું છે. તેને પ્રલયકાળ લાગતો હોવાથી તેવા શરીરો કાયમ રહી શક્તાં નથી.

**( दोहा )**

**विष्टि सकल समष्टि मे । होय लीन निरवंश ॥**

**यामे उबरे ना कछु । एक बीना निज अंश ॥ १ ॥**

પાંચે તત્વોનો જ્યારે પ્રલયકાળ આવે છે. ત્યારે બહુ પ્રકારના અનેક શરીરોનો અંત આવતાં સમષ્ટિમાં સમાય જાય છે. ત્યારે કોઈપણ ઘાટનો વંશ નહિ રહેતો હોવાથી એક અંશ વિના કાંઈપણ બચી શક્તુ નથી.

**अंश अखंड इनमे रह्या । गया सकल तन तूर ॥**

**परमगुरु निजपति मही । मील रह्या भरपूर ॥ २ ॥**

વ્યષ્ટિને સમષ્ટિ જ્યારે પ્રલયકાળ આવતાં નિર્વંશ થઈ જાય છે. ત્યારે સર્વે અંશો અખંડ બ્રહ્મ ભૂમિકામાં જઈને નિવાસ કરે છે. તે સમયે પરમગુરુ નિજ કેવલ કર્તાની અંતરવૃત્તિમાં મળીને ભરપૂર કેવલાકાર થઈ રહે છે.

**तेही मिलावन महेरम । श्रीमंत् कुवेर सत् आय ॥**

**नारणदास चरणे बसे । आसन अचल जमाय ॥ ३ ॥**

એવા સર્વજ્ઞ સજાણજાણ સ્વરૂપે રહેલા અવિનાશી ગુરુનો મેળાપ કરાવવાના હેતુથી સત્ શ્રીમંત કુવેર પ્રભુએ મારા ઉપર અતિ મહેર કરીને પૃથ્વી પર પધાર્યા છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે ગુરુના સત્ ચરણમાં વસીને હું અચળ આસન જમાવીને બેઠો છું.



## અષ્ટાદશમ્ અક્ષર અંગ - ૧૮



**ददा दुर्लभ मनुषा देही जानो । अधिक दुर्लभ सत्गुरुको बानो ॥**

**दुर्लभ भक्ति करे जन जेहु । दुर्लभ संतसु अधिक सनेहु ॥ १ ॥**

"દ" અક્ષર ઉપરથી જીજ્ઞાસુ મુમુક્ષુ સજ્જનોને દર્શાવતા શ્રી નરવેદસાગર મહારાજ કહેછે કે; વિશ્વભરના સર્વે ઘાટ તપાસી જોતા મનુષ્યદેહની બરાબરી કરી શકે એવો ઘાટ કોઈનો પણ નથી. દેવોને પણ દુર્લભ એવો મનુષ્યા દેહ મળવો ઘણો જ કઠણ છે. એ મનુષ્યા દેહનો હેતુ પરમ કલ્યાણનો હોવાથી ભાગ્યવાન મનુષ્ય સમજીને સદ્દગુરુનું બાનુ ધારણ કરે તે અતિ દુર્લભ ગણાય છે. જે સદ્દગુરુ સાથે પૂર્ણ પ્રીતિ રાખીને તન મન તેમના ચરણમાં સમર્પિને જે ભક્તિ કરે છે એ અતિ દુર્લભ છે. જે ભક્તજન દાસત્વ

ભાવને ધારણ કરી સંતો પરત્વે અધિક શુધ્ધ સ્નેહ રાખીને તેમની સેવા કરે છે; એ અતિ દુર્લભ છે.

**दुर्लभ चरन प्रकंमा गुरुकी । दुर्लभ हस्त सेवा हरुभरुकी ॥**

**दुर्लभ श्रवण सूने गुण गाथा । दुर्लभ लक्ष लहे निज नाथा ॥ २ ॥**

પોતાના ચરણે ચાલીને ગુરુની પ્રકંમાં કરવી તે ઘણી દુર્લભ છે; અને હાથ વડે ગુરુની રૂબરૂમાં રહી પૂરા પ્રેમથી સેવા કરવી તે અધિક દુર્લભ છે. પરમગુરુના ગુણોની ગાથા કાને સાવધતાથી સાંભળવી તે વિશેષ દુર્લભ છે. પરમ દયાળુ પરમપતિનો લક્ષ લેવો તે મહા દુર્લભ છે.

**दुर्लभ द्रिगन न्याले गुरु मूर्ति । दुर्लभ प्रेम अनंग अंश स्फूर्ति ॥**

**दुर्लभ गुरुकु स्नान करावे । दुर्लभ प्रित्य चरणामृत पावे ॥ ३ ॥**

પોતાના નિર્મળ નેત્રે ગુરુની સત્ય મૂર્તિને નિહાળીને દર્શન કરવા તે ઘણાં જ દુર્લભ છે. ગુરુની સાથે પ્રેમ અનંગ વધારીને અહોનિશ તેમની સ્ફૂરણામાં રહેવું તે અતિ દુર્લભ છે. ગુરુને સ્નાન કરાવવું તે ઘણું દુર્લભ હોઈ, ગુરુના ચરણોની શુધ્ધ પ્રેમથી પ્રસાદી લેવી તે અધિક દુર્લભ છે.

**दुर्लभ गुरु अंग करनो नुछावर । दुर्लभ पग पावडी पितांबर ॥**

**सुंदिर सिंघासन शोभा अधिकाइ । दुर्लभ गुरुकु लेइ पधराइ ॥ ४ ॥**

સ્નાન કરાવ્યા પછી ગુરુના પરમ પવિત્ર શરીરનું લુછાવર કરવું તે ઘણું દુર્લભ છે. હવે ગુરુના ચરણે પાવડી પહેરાવવી અને શરીરે પિતાંબર ધારણ કરાવવું તે વિશેષ દુર્લભ છે. સુંદર સિંઘાસન અતિ અનુપમ શોભાવાળું બનાવીને દિવ્ય પરમગુરુને પધરાવવા તે અતિ દુર્લભ છે.

**केसर चन्दन सुगन्ध अरचाइ । तिलक मनोहर भाल बनाई ॥**
**पाग पटके बूट जरकशी जामा । अधिक मनोज लजे ज्यौ घन दामा ॥ ५ ॥**

કેસર ચંદન લઈ ગુરુની અતિ ઉત્તમ પૂજા કરવી તે ઘણી દુર્લભ છે. સેવકોના મનનું હરણ કરે એવું ભાલ તિલક ગુરુના કપાળમાં ધારણ કરાવવું તે મહાદુર્લભ છે. શિર ઉપર પાઘ પહેરાવીને, કર્ણના મકરાકાર બુટીયા ધારણ કરાવ્યા છે. એવી રીતે શરીર ઉપર જરકશી જામો અને ખેસ ધારણ કરાવ્યો છે. તેથી પરમગુરુની સુશોભિત અધિકાધિક શોભા જોઈને કામદેવ પણ લજ્જા પામે છે. એવી જ રીતે સઘન ઘનમાંથી વીજળી ચમકતી હોય તેને શરમાવે તેવી અતિ ઉત્તમ શોભા દિવ્ય પરમગુરુની દેખાય છે.

**ललीत तोर कली कुसुम हारही । निरखी द्रिगन तन मन शुध्ध ना रही ॥**
**चमरही छत्र बाजंत्र बहु बाजे । गुणीजन गान निगम घन गाजे ॥ ६ ॥**

ભગવાન કરૂણાસાગરના શિર ઉપર સંત સજ્જનોનું મન હરણ કરે તેવો તોરો ધારણ કરેલો છે. એવી જ રીતે કુસુમની કળીઓનો હાર તેમના કંઠમાં સરસ શોભાયમાન પહેરાવેલો છે. સમર્થ પરમગુરુને સજાવેલો શણગાર તે સમયે સંત સજ્જનો નેત્રે નિહાળતાં તન મનની શુધ્ધિ વિસરી જાય છે. પરમ દયાળુ પ્રભુના શિર ઉપર છત્ર ધરાવેલું હોઈ, છડીદારો ચમર ઢોળીને છડી પોકારે છે. તેમજ બહુ પ્રકારના વાજિંત્રો વાગે છે અને ગુણીજનો યશગુણની કીર્તિ અતિ ઉત્સાહથી ગાય છે. તે સમયે સઘન ઘન ગાજતો હોય તે પ્રમાણે, કવિ, પંડિતો પાંચે વેદનો ધ્વનિ કરી રહ્યા છે.

**कनक थाळ आरति सज लीनी । पुष्प वृष्टि सन्त सजनही कीनी ॥**
**ए समे दर्शन दुर्लभ भयानो । ददा दुर्लभ मनुषा देही जानो ॥ ७ ॥**

તે અતિ ઉત્તમ પ્રસંગે સંત સજ્જનોએ સોનાના થાળમાં આરતિ સજાવીને ઉતારવા હાથમાં લીધી છે, ત્યારે અન્ય સંત સજ્જનો ઘણા ઉમંગથી પુષ્પની વૃષ્ટિ કરે છે. તે મંગલકારી સમયના અનંત દયાળુ પ્રભુના દર્શન સંત સજ્જનોના તન મનને પાવન કરનાર અતિ દુર્લભ છે. એટલા જ માટે મનુષ્યા દેહ પ્રાપ્ત થવો અતિ દુર્લભ છે.

( दोहा )

**दुर्लभ दर्शन एही समे । साष्टांग चरन शिर नाय ॥**

**जोडी जुगल कर विनती । अनंत ब्रह्मांड पतिराय ॥ १ ॥**

તે સમયે ભગવાન કરૂણાસાગરના દર્શન શિષ નમાવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા ઘણાં દુર્લભ છે. એવી જ રીતે અનંત બ્રહ્માંડના ચક્રવર્તી મહારાજાને બે હાથ જોડી વિનંતી કરવી તે પણ અતિ દુર્લભ છે.

**अज अद्वैत अलख गुन । मुनिवर लहे नां पार ॥**

**सो निजपति नर तनु धरी । दीना प्रगट देदार ॥ २ ॥**

અતિ ગુપ્ત રહેલા અજન્મા પરમ પુરૂષ અદ્વૈત સ્વરૂપે અક્ષરોના લેખમાં ના આવે એવા અલેખ છે. તેમના ગુણગાતાં મુનિજનો પણ પાર પામી શકયાં નથી. તે નિજ પરમપતિએ જગતના જીવો ઉપર દયા કરીને મનુષ્યરૂપે દિવ્યતનું ધારણ કરી દાસજનોને પોતાના સ્વરૂપના દર્શન દીધા છે.

**दर्शन ते सब दुःख गया । निरख्या श्रीमंत कुवेर ॥**

**नारणदास धन्य शरणकु । पाया निजघर मग शेर ॥ ३ ॥**

ભગવાન કરૂણાસાગરના દર્શન કરવાથી ભવોભવના ફેરા ફરવાનું જન્મ મરણનું દુઃખ સદાને માટે દુર થઈ ગયું. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, પરમ દયાળુ પરમગુરુના શરણને અનેકવાર ધન્ય છે કે એ શરણના પ્રતાપથી નિજઘેર જવાનો માર્ગ મને પ્રાપ્ત થયો છે.





## નવદશમ્ અક્ષર - અંગ : ૧૯



**धधा धन्य धन्य धन्य गुरु दाता । अंश अखिल उत्पन निज ताता ॥**

**तुम विना अवर ना दुजो दायक । जीवकी अरज सूने येसो नहि नायक ॥ १ ॥**

"ધ" અક્ષરને અનુલક્ષીને શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે પરમવિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ દયાળુ, પરમ વિભૂતિવાન, સર્વજ્ઞ પરમગુરૂને અનેકવાર ધન્યવાદ છે કે હે પરમગુરુ ! આપ પરમપદ દાતા, જીવનદાતા પણ આપ જ છો. અનેક અંશોને ઉત્પન્ન કરવાવાળા આપ હોવાથી પરમપિતા પણ આપ જ છો. અનેક જીવોની અરજ સાંભળીને ધ્યાનમાં લેનાર આપના સમાન કોઈ અધિપતિ નથી. જીવોની અરજ સાંભળીને કૈવલમોક્ષનું દાન આપી શકે એવો આપના સમાન બીજો કોઈ નથી.

**करत उदये प्रतिपाल ते करही । प्रसव पोषण पये ओरथी न सरही ॥**

**बनमे बाघ जंबुक बनमांही । जुगलको आहार भिन्न दोई नांही ॥ २ ॥**

હે કૃપાનિધિ ! અનેક અંશોનો ઉદય કરનાર આપ હોવાથી પાલન પોષણ પણ આપ જ કરો છો. એવી જ રીતે જન્મદાતા પણ આપ જ હોઈ, દુધનું પોષણ કરનાર પણ આપ જ છો એ કામ બીજા કોઈથી થતું નથી. જેમ વનમાં સિંહ અને શિયાળ બંને રહે છે. એ બંન્નેનો આહાર એક જ હોવાથી કોઈનો જુદો નથી.

**मगदुर जंबुकी ना जीव पर चाले । सेर सबसे बडा जई झट झाले ॥**

**काल सेर जंबुक सूर लोका । ग्रसत काल भक्षन सूर दोका ॥ ३ ॥**

"જંબુક" એટલે શિયાળની એવી હિંમત ચાલતી નથી કે જલ્દી જઈને જીવને પકડી શકે; પરંતુ સર્વે પશુઓમાં સિંહ મોટો અને બળવાન છે. તેથી ઝડપથી જઈને જીવોને પકડી લે છે. ઉપર જણાવેલાં દૃષ્ટાંતના ન્યાયે સિંહની જગ્યાએ કાળને જાણવો અને શિયાળના જેવા દેવલોકો છે. પરંતુ કાળપુરૂષ જઈને ઝટ જીવોને પકડી લે છે. તે

પકડેલા જીવોનો આહાર કાળ અને દેવો બંને કરે છે.

**शार्दुल साम्रथ ग्रहे जीव अनेका । अपत्य उनुके मीली करे दोउ भोका ॥**

**काल शार्दुल सूर अपत्य उनुके । दोउ मीली ग्रासे जीव छोडे ना किनुके ॥४॥**

સામ્રથતાવાળો સિંહ હોવાથી સર્વે જીવોને જલ્દી જઈને પકડી લે છે. સિંહે પકડેલા જીવોનો આહાર તેના બાળકો અને સિંહ બંને મળીને કરે છે. સિંહરૂપી કાળ હોય, દેવલોકો તેના બાળકો છે. કાળ અને દેવો બંને મળીને જીવોને પકડી લઈ તેનું ભક્ષણ કરે છે. પરંતુ કોઈપણ જીવને છોડી દેતા નથી.

**मोह पास गेल खेले जग जीवको । करत बंध मग निजपति पीवको ॥**

**जबसे कीयेहुं अंश तबके अबसु । खुद खावनपे हजूर नहि अंशु ॥ ५॥**

નિજ પરમપતિને મળવાનો જે માર્ગ હતો તેને કાળપુરૂષે બંધ કરી દીધો. અને જગતના જીવોને પકડીને માયાના મોહરૂપી પાસમાં નાખી દીધા. ત્યારથી જ જીવમાત્ર માયાના માર્ગમાં વિધ વિધ પ્રકારના ખેલ કરવા લાગ્યા. નિજ કૈવલકર્તાએ જ્યારથી સર્વે અંશોને ઉત્પન્ન કર્યાં. ત્યારથી અત્યાર સુધીમાં અનંત યુગ વિતી ગયા. છતાં કોઈપણ અંશ ખૂદખાવન કૈવલની હજૂરમાં ગયા નથી.

**तब करुणाकर करत विचारा । क्याहा भयो किने रोक्यो सब संसारा ॥**

**मम अंश मोइते अधिक सुख पयेउ । तब अटक्या के किने भरमयेउ ॥६॥**

સર્વે અંશો ઉપર કરૂણા કરીને નિજ સકર્તાપતિ વિચારવા લાગ્યા અને કહે છે કે મારા અંશ મને અત્યાર સુધી પાછા આવીને મળ્યા નહિ. શું થયું ? સંસારભરના જીવોને કોણે રોકી રાખ્યા ? નિજ પરમપતિ વિચારે છે કે, મારા અંશોને મારા કૈવલ ધામ કરતાં વધારે સુખ મળ્યુ તેથી અટકી ગયા છે કે કોઈએ તેમને ભરમાવી દીધા છે.

**आपही व्यापक निज नेंनते देख्या । फसे इत फंद जीवही सब पेख्या ॥**

**सर्वातीत हे करन जग स्त्राता । धधा धन्य धन्य धन्य गुरु दाता ॥ ७ ॥**

જ્યારે આદ્ય સકર્તાપતિ પોતાના અલૌકિક દિવ્ય ચક્ષુની બાહ્ય વ્યાપક દૃષ્ટિએ જોવા લાગ્યા. ત્યારે જોતાં નિજપતિને જણાયુ કે, સંસારની માયાના ફંદમાં પડીને સર્વ જીવો ફસાઈ ગયા છે. તેથી સર્વાતીત સકર્તા સ્વામીએ જગતના જીવોને સહાયતા કરવાનો નિર્ણય કર્યો. એવા પરમ ઉપકારી પરમપદ દાતા ભગવાન કરૂણાસાગરને અનેકવાર ધન્યવાદ છે.

( दोहा )

**जक्तपति जीव तारवा । धरतही नर विपु वेश ॥**

**अखंड ज्ञान अद्‌भुत मत ! निराधारका देश ॥ १ ॥**

જગતપતિ કર્તા કૈવલે જગત જીવોને તારવાના હેતુથી પરમપુરૂષ મનુષ્ય દેહરુપી અતિ દિવ્ય વેશને ધારણ કરીને પ્રગટ થયા છે. કોઈપણ પ્રકારના આધાર સિવાયનો નિરાધાર દેશ છે. ત્યાં સ્વયં કૈવલ કર્તા બિરાજતા હોવાથી તેમનો અતિ અદ્‌ભુત મત છે. તે યથાર્થ સમજાવી અખંડ કૈવલલક્ષ જ્ઞાન આપીને પરમગુરૂ પ્રાપ્ત કરાવે છે.

**आधार को उनके हे नहि ! हे निज आपे आय ॥**

**जे परसे पद छीनमे ! पाय ना कीने रोकाय ॥२॥**

જ્યાં નિજપતિ સ્વયં નિવાસ કરીને રહ્યા છે તે અલૌકિક ધામ કોઈના પણ આધાર સિવાયનું છે. તે જ સકર્તાપતિ આપોઆપ સ્વેચ્છાથી દ્વૈતરૂપ ધારણ કરીને ભગવાન કરૂણાસાગરના નામથી જગતમાં જાહેર થયા છે. તે પરમ પ્રભુના ચરણ કમળનો સ્પર્શ કોઈ જીજ્ઞાસુજન કરે તો ક્ષણભરમાં કૈવલધામ પ્રાપ્ત કરી શકે છે. છતાં તેને કોઈ રોકી કે અટકાવી શક્તું નથી.

**बडभागी ते अंश हे । ग्रहे श्रीमंत कुवेर शरण ॥**

**नारणदास गरीबकु । खींची ल्यौ प्रभु शरण ॥ ३ ॥**

જે મહાન મોટો ભાગ્યશાળી અંશ હોય તેજ શ્રીમંત કુવેર પ્રભુનું શરણ ગ્રહણ કરી શકે છે. શ્રી નારણદાસજી મહારાજ નમ્રતાપૂર્વક વિનંતિ કરીને કહે છે કે મારા જેવા ગરીબને દયા કરીને હે પ્રભુ ! આપના શરણમાં ખેંચી લ્યો.



## વિંશતિતમ્ અક્ષર અંગ-૨૦



**नन्या नाव नरदेही निज सारा । बिनहु खेवट कोहु उतरे न पारा ॥**
**भवसागर हे घेरो अति भारी । विमल विघन पठवे कुन पारी ॥ १ ॥**

"ન" અક્ષરને નિર્દેશી ભવભરના મનુષ્ય તનુધારી જીવોને જણાવતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હે અંશો તમને મનુષ્યરૂપે નરદેહ પ્રાપ્ત થયો છે. તે મહાભાગ્યના યોગે થયેલો હોય, દેવોને પણ દુર્લભ છે. એવો મનુષાદેહ ભવસાગર તરવાના નાવરૂપે હોવાથી તેના વડે નિજ સ્વરૂપનો સાર પ્રાપ્ત કરી શકાય છે. ઉત્તમ મનુષા દેહરૂપી નાવના ખેવટીયા નાં મળે ત્યાં સુધી ભવસાગર પાર ઉતરી શકાતું નથી. કારણકે આ ભવસાગર ઘણો ઉંડો હોય, તેમાંથી ભયંકર વમળો ઉઠતા હોવાથી, ભારે વિઘનોના કારણને લઈ ખેવટીયા વિના કોણ પાર ઉતારે ?

**कामादिक मच्छ हे मतंग अपारा । जीनु ग्रासत तब छुटे ना लगारा ॥**
**निरसत्व नाव खेवट हुशियार । मीलही जोगतो छीनमे भवपार ॥ २ ॥**

તે ભવસાગરમાં કામ, ક્રોધ, મદ, લોભ, મોહ અને મત્સરરૂપી મહાન મોટા પ્રચંડ શરીરવાળા અસંખ્ય મચ્છ તેમાં રહેલાં છે. તેઓ જેને પકડે છે, ત્યારે તે મનુષ્ય પોતાની મેળે આપો-આપ છૂટી શક્તો નથી. નાવ સત્વ વિનાનું નિરસત્વ છે. પરંતુ તેનો ખેવટીયો હોશિયાર હોવાથી, નાવને તરવાના સાધનોનો જોગ મળી જાય તો ક્ષણભરમાં પાર જવાય તેમ છે.

**व्रेहे वायु स्वे सद पद सनमुख । उलट अभाव भवमे जानी दुःख ॥**
**एक विघन जे अतली बल भारी । चमक वीसे ईन्द्रि खील ग्रहे सारी ॥ ३ ॥**

આ ભવરૂપી સાગરમાં મહાન મોટુ અપાર દુઃખ છે. એમ જાણીને અભાવ કરવામાં આવે ત્યારે સંસાર તરફથી પાછી વળીને વૃત્તિઓ ઉલટ થાય છે. ત્યારે નિજપતિને પ્રાપ્ત કરવાનો વિરહરૂપી વાયુ પ્રગટ થાય છે. વ્રેહ વાયુના યોગથી નિજ સ્વરૂપની દૃષ્ટિ સત્યપદની સનમુખ થાય છે. મનુષ્યા દેહરૂપી ભવજળ તરી જવાનું નાવ છે. તેમાં ઈન્દ્રિઓરૂપી લોખંડના ખીલા લાગેલા છે. અને ઈન્દ્રિઓના વિષયો ચુંબક સમાન હોવાથી અતિ બળવાન છે. જેવો જેવો માયાનો પદાર્થ ભોગવવાની ઈચ્છા થાય તે તરફ ચુંબકના આકર્ષણથી નાવ ખેંચાય જાય છે.

**तत्व काष्ट इन्द्रि अंतस संजुगता । ज्ञान भक्ति वैराग द्रव्य मुगता ॥**

**मालक अंश जे बेठे निज लायक । जड जडकु ग्रहे क्यौ करे नायक ॥ ४ ॥**

પાંચ તત્વોરૂપી લાકડાથી મનુષ્યા દેહરૂપી નાવ બનાવવામાં આવ્યું છે. તેમાં ઈન્દ્રિઓ અને અંતઃકરણ સંયુક્ત લોખંડના ખીલા લગાવેલા છે. તે નાવની અંદર જ્ઞાન, ભક્તિ અને વૈરાગરૂપી દ્રવ્યો ભરેલા હોય તે મુક્ત કરવાવાળા છે. નાવનો માલિક લાયકાતવાળો અંશ પોતે નાવમાં બેઠેલો છે. પરંતુ નાવ જડ છે અને તેમાં લોખંડના જડ ખીલા લાગેલા હોવાથી, જડ લોહચુંબક તેને આકર્ષીને ડૂબાવી દે છે. તેને લાયકાતવાળો અંશ હોવા છતાં શું કરી શકે ?

**हाथथी वात वटकी नहि कबजे । तीरके पुरुष चमक लाये तबजे ॥**

**होइ गये पार विघन सब भागा । गुरु स्नेह विशे भइ अनुरागा ॥ ५ ॥**

જ્યારે નાવ ડૂબવા લાગ્યું ત્યારે વાત વટકી જવાથી અંશના હાથમાં નાવને બચાવવાનો કબજો રહી શક્યો નહિ. તે નાવને ડૂબતું જોઈ ભવસાગરના સામે તીરે ઉભેલા પરમ પુરૂષ સર્વજ્ઞ પરમગુરુએ પોતાની પરમગતિનો પરમ લક્ષરૂપી મહાન અદ્‌ભૂત શક્તિવાળો ચુંબક નાવની સામે ધર્યો, તેથી અલૌકિક ચુંબકના મહાન આકર્ષણથી નાવ વેગપૂર્વક સામે કિનારે પહોંચી ગયું. ત્યારે સર્વ પ્રકારનું જે વિઘ્ન હતું;

તે વિઘ્ન દૂર થઈ જતાં અંશનો અતિ સ્નેહ મહાન સમર્થ પરમગુરુ સાથે બંધાયો ત્યારે શરણાંગત થવાનો અંતરનો પ્રેમ ઘણો જ વધી ગયો.

**ईत भवसागर तित गुरु राया । अनंग अशक प्रीति एक द्रढाया ॥**

**फसे भव असक विशे गुन वरती । ग्रसे तित गुरु प्रित प्रेम व्रेहे स्फूरती ॥ ६ ॥**

જ્યાં સુધી નામ રૂપ ગુણનો વિસ્તાર થયેલો છે ત્યાં સુધી આ બાજુનો ભવસાગર આવેલો છે. ઈત,ઉતની પાર "तित" કહેતા તે બાજુ મહાન ચક્રવર્તી રાજા સર્વજ્ઞ પરમગુરુ બિરાજેલા છે. પદાર્થ ઉપરની પ્રીતિ છોડીને, અકર્તા બ્રહ્મ સાથેનો અસકભાવ ત્યજી દઈ બંનેનો અનંગમાં સમાવેશ કરી એક અનંગ સર્વાતીત સર્વજ્ઞ પરમગુરુ સાથે દ્રઢ કરાવ્યો. આ બાજુનો જે ભવસંસાર કહેવામાં આવે છે. તે ઈન્દ્રિઓના ભોગની આસક્તિમાં સર્વ જીવો ફસાયેલા હોવાથી રજોગુણના વિષયમાં અંશોની વૃતિ આસક્ત થવાથી બંધનવશ પડયા છે. તે બંધનમાં પડેલા જોઈ સમસ્ત જગતની પાર રહેલા અનંત દયાળુ સર્વજ્ઞ પરમગુરુએ કૃપાદષ્ટિ કરીને પોતાની જ્ઞાન ગતિના આકર્ષણથી જીવોને પોતાના શરણમાં લીધા, ત્યારે જ્ઞાન ગતિનું પોષણ મળવાથી આ બાજુનો આસક ભાવ અને પ્રીતિ બંને ઉલટ થતાં શુધ્ધ પ્રેમનું સ્વરૂપ પ્રગટ થયું. ત્યારે અંશના ઉરમાં નિજપતિને મળવાનો અતિ વિરહ સ્ફૂરણ થયો.

**प्रेम अशक वश गुरु सद सोइ । प्रेम अशक वश विशे भव भोइ ॥**

**देखही प्रेम गुरु करे भवपारा । नन्या नाव नर देही निज सारा ॥ ७ ॥**

જેવી રીતે પ્રેમની આસક્તિ ઈન્દ્રિઓના વિષયની હોવાથી વિષયમાં વશ પડીને અંશની વૃત્તિ વિષયાકાર થઈ જાય છે. તે કારણને લઈ સર્વ જીવોને ભવોભવ ભટકવું પડે છે. તેજ પ્રેમનો અસક ભાવ સંપૂર્ણ પરમગુરુના સત્ય સ્વરૂપનો થાય તો જ શુધ્ધ પ્રેમથી સર્વજ્ઞ પરમગુરુ વશ થઈને તે અંશ પર કૃપા કરે છે. અંશના અંતરહંગનો અતિ વિશુધ્ધ પ્રેમ શરણાંગત થવાનો જ્યારે પરમગુરુ જુવે છે ત્યારે તુરત જ અંશને ભવપાર કરે છે. અંશના અખંડ પ્રેમનો સબંધ પરમગુરુ સાથે થાય છે ત્યારે અંશ પરમગુરુના

શરણમાં હંમેશા રહી શકે છે. અંશ અંશીપદની એકતાનો પરમ ઉપદેશ નાવરૂપી મનુષાદેહે કરીને પરમગુરુ પાસેથી પ્રાપ્ત કરી શકાય છે. તેથી ભવસાગર તરવા માટે મનુષ્યા દેહ અતિ ઉત્તમ છે.

( दोहा )

**प्रेम विना नेमीजन । कबहु न पावही पार ॥**
**प्रेम समज सद् उपजे । तो दरसे निज देदार ॥ १ ॥**

શુધ્ધ પ્રેમની જાગૃતિ વિના સેવા-પૂજા કે ઉપાસના બાહ્યદષ્ટિએ નિત્ય નેમ લઈને કરવામાં આવે છતાં ભવપાર કદાપિ થવાતું નથી. એ પ્રેમ કોની સાથે રાખવા જેવો છે અને કોની સાથે નથી રાખવા જેવો એ શુધ્ધ સમજ દ્વારા નિશ્ચય કરીને જે પરમગુરુનું સત્ય અને નિત્ય સ્વરૂપ છે. તેમની સાથે પ્રેમ રાખવામાં આવે તો તે પ્રેમ દ્વારા પોતાનું નિજ સ્વરૂપ દ્રશ્યમાન થાય છે.

**एकल प्रेम पहोचे नहि । ज्यां त्यां जाय फसाय ॥**
**जब सत्गुरुपे उपजे । प्रेम अमूल कहेवाय ॥ २ ॥**

બાહ્યદષ્ટિનો એકલો પ્રેમ પરમગુરુ જ્યાં છે ત્યાં પહોંચી શકતો નથી. જ્યાં જાય ત્યાં રૂપરંગ અને ઈન્દ્રિઓના વિષયોની આસક્તિમાં ફસાઈ જાય છે. તેજ પ્રેમ સદ્ગુરુ સાથે રાખવામાં આવે તો તે પ્રેમ અમૂલ્ય કહેવાય છે.

**प्रेम नेम प्रीत्ये करी । धरो श्रीमंत कुवेर शरण ॥**
**नारणदास निश्चे कहें । मीटे जनम ने मरण ॥ ३ ॥**

તે પ્રેમ સદ્ગુરુ લક્ષમાં રાખીને લક્ષ ભજનનો નિયમ લઈને લક્ષભજન દ્રઢતાપૂર્વક કરવું. એવા પ્રેમ નેમની પ્રિત્ય શ્રીમંત કુવેર પ્રભુના શરણમાં ધારણ કરવાથી શ્રી નરવેદસાગર મહારાજ નિશ્ચયપૂર્વક કહે છે કે, તેનું જન્મ-મરણનું દૂઃખ દૂર થઈ જાય છે

##  એકવિંશતિતમ્ અક્ષર - અંગ : ૨૧ 

**पपा प्रगट परमेश्वर एक । ताइ छोड नर पूजत अनेक ॥**
**जेम कोहु जन मदीरा वश भयेउ । पूरव सबंध शुघ बुध भुल गयेउ ॥ १ ॥**

"પ" અક્ષરનો પ્રારંભ કરીને જગતના લોકોને સમજાવવા શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હે જગતના મનુષ્યો ! અનંત અંશોનો ઉદય કરનાર સમસ્ત જગતના સર્જનહાર નિજ કૈવલ કર્તા એક જ છે.પરંતુ જગતના જીવો તે સત્ય જ્ઞાનના અભાવે નિજકર્તાને છોડી દઈ અનેક પ્રકારના દેવી દેવતાઓ અને ઈશ્વરોની સેવાપૂજા અને ઉપાસના કરે છે. જેમ કોઈ મનુષ્ય મદીરા (દારૂ) પાન કરીને બે ભાન થઈ જાય છે. ત્યારે હું કોણ ? અને ક્યાંનો ? અને મારા પૂર્વેના સાચા સબંધી કોણ છે ? તે સર્વે પ્રકારની શુધ્ધ બુધ્ધ ભૂલી જાય છે.

**तनो अस्मि असक व्रतत वहेवारा । क्यासे आया कुनहु मे कुन करतारा ॥**
**कहु दष्टांत जे अनोपम सारा । जात्ये समजो सब शुध्ध विचारा ॥ २ ॥**

સર્વે અંશોએ શરીરોનો સંગ કરવાથી શરીરોનો સંગદોષ લાગ્યો, ત્યારથીજ શરીર તેજ હું છું એવું માનીને દેહના અભિમાનને ધારણ કરી દેહની આશક્તિના કારણે દેહ અને દેહના સબંધીઓનો વહેવાર કરવા લાગ્યા. ત્યારથી જ હું કોણ ? અને કયાંનો વતની ? અને મારા સાચા કિરતાર કોણ છે ? તે સર્વે ભૂલી જઈને દેહના ભાવે દેહરૂપ થઈ ગયા. તેનું એક અનુપમ દૃષ્ટાંત કહીને તમને બતાવું છું તેનો તમે જાતે શુધ્ધ વિચાર કરીને સમજવાનો પ્રયત્ન કરશો તો, સારી રીતે સમજી શકશો.

**अहीकुल इष्टही शेष छत राजे । ताइ अंश अहीते सब विखराजे ॥**
**मुखमणि देई पठये अवनि पर । हास विनोद देखतही अचरचर ॥ ३ ॥**

સર્વ સર્પોની જેટલી જાત છે. તે સર્વ સર્પજાતિના સર્પલોકના ઈષ્ટ અને રાજા શેષ

નારાયણ છે. તે સર્વના શિરે છત્રરૂપે હોય, તે રાજ કરે છે. તો શેષકુળના સર્વે સર્પો શેષનારાયણથી જુદા પડીને પાતાળ લોકમાં વિખરાયેલા છે. તે વિખરાએલા સર્વ સર્પોને શેષનાગજીએ મુખમાં મણી આપીને પૃથ્વી ઉપર મોકલ્યા. પૃથ્વી પર આવેલા સર્વે સર્પોએ સ્થાવર જંગમના સર્વે શરીરધારીને આનંદનો ભોગ ભોગવતાં જોયાં.

**शेषधाम ताहां रोश न समीरा । भुख प्यासकी लगत नहि पीरा ॥**

**अवनि उपर लगी हवा जबी भूख । केतेक दिन सहे भया अति दुःख ॥ ४ ॥**

શેષજીના ધામમાં સર્પો હતાં ત્યારે ત્યાં સૂર્યનો પ્રકાશ કે પવન નહિ હોવાથી ભૂખને તરસની પીડાનું દુઃખ કોઈને હતું જ નહિ. પૃથ્વી પર આવ્યા પછી પૃથ્વીલોકની હવાનો સ્પર્શ થવાથી સર્વે સર્પોને ભૂખની પીડા થવા લાગી. કેટલાક દિવસો સુધી ભૂખ્યા રહીને ભૂખની પીડા સહન કરી છેવટે સહન નહિ કરી શકવાથી ભારે દુઃખી થવા લાગ્યા.

**भक्षन करन मुख मणि मुख म्हांय । चारो चरन लगे छोडी मणि त्हांय ॥**

**गई मुख मणि फेरी कबहु न पावे । शेषकु मीलन केसा क्यम करी जावे ॥ ५ ॥**

ભૂખ તરસનું દુઃખ દુર કરવા પૃથ્વી પર આવેલા સર્પોએ ખાવાની ઈચ્છા કરી. પરંતુ જે મુખે કરીને ખાવાનું છે. તેજ મુખમાં મણિ ધારણ કરેલો હોવાથી કેમ કરીને ખાઈ શકે ? એટલા જ માટે મણિ પૃથ્વી પર મૂકી દઈને સર્પો ચારો ચરવા લાગ્યા. મણિને નીચે મૂકતાની સાથે શેષધામમાંથી લાવ્યા હતાં ત્યાં પાછા જતાં રહ્યા. મણિ જતા રહ્યા પછી સર્પો કેવી રીતે અને કેમ કરીને શેષ નારાયણને મળી શકે ? તેથી સર્પોને શેષને મળવાનો કોઈ ઉપાય રહ્યો નહિ.

**बिछरत मणि सब रह्ये हे रझलता । जाने कुन पावे कोउ एक मणि वलता ॥**

**शुभही अशुभ क्रत भूगता दोई । उंचनीच होय शेष पावे नां कोई ॥ ६ ॥**

જ્યારે સર્પોની પાસેથી મણિ વિખૂટો પડી ગયો. ત્યારથી જ સર્પો પૃથ્વી ઉપર

રખડતા અને રઝળતા થયા છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થયો કે, મણિઓના જાણકાર અને મણિઓ પાછી મેળવી આપનાર કોણ અને ક્યાં હશે કે આપણને મણિઓ પાછી લાવીને આપે ? બહુ પ્રકારના ભોગ ભોગવવાની આશક્તિને લઈ શુભ-અશુભ કર્મો કરવા લાગ્યા. તે કર્મ અનુસાર ઉંચનીચના અવતારો વારંવાર ધારણ કરવા પડે છે. પરંતુ તે કર્મોનો અંત લાવી શકાતો નથી. તેથી જ કોઈપણ સર્પ શેષ નારાયણને જઈને મળી શકતાં નથી.

**दष्टांत की सनंध सिध्धांत सब जाने । भूले नहि भवमे सुघड नर माने ॥**

**सबकी भागे भूल मीले मणि छेक । पपा प्रगट परमेश्वर एक ॥ ७ ॥**

સાચો સિદ્ધાંત સમજાવવા માટે ઉપર કહી બતાવેલું જે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. તેનો યથાર્થ વિચાર કરીને જેમ છે તેમ સર્વે સજ્જનો જાણી શકે અને જે ગુરુમુખી સુઘડ સજ્જન હશે. તે આ ભવમાં ભૂલા પડશે નહિ અને તેને સત્ય માનશે. તે સત્ય સિદ્ધાંત ગુરુ ઉપાસક જેટલા સમજી શકશે તેને છેવટનાં નિજઘરનો મણિ પ્રગટ પરમેશ્વર એક દિવ્ય પરમગુરુ દ્વારા પ્રાપ્ત થશે. તેની ભવમાં ભટકવાની ભૂલ ભાગી જશે.

( दोहा )

**मणि बीन सरप न पावही । शेष को निज अस्थान ॥**

**उपजे खपे अवन्य पर । कोटीक करो सयान ॥ १ ॥**

જ્યાં સુધી સર્પોને ગુમાવેલો મણિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી, શેષનાગ પોતાના ધામમાં બિરાજે છે ત્યાં સર્પો જઈ શકતાં નથી. શેષના સ્થાને ના જઈ શક્યાં તે કારણને લઈ આ પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય અને ખપી જાય એવા ઘાટો અનેકવાર ધારણ કરવા પડે છે. બીજા કરોડો ઉપાય કરવામાં આવે છતાં જન્મ મરણનું દુઃખ દુર થતું નથી.

**पीछे अही पठवावत । मणि आपी करी महेर ॥**

**मम सूत सब अवनि पर । भेला करी लावो घेहेर ॥ २ ॥**

કોઈપણ સર્પ શેષના ધામમાં ગયા નહિ ત્યારે વિચાર કરીને શેષ નારાયણે પોતાની હજૂરમાં રાખેલા સર્વે સર્પોના શિરોમણિ તેમને અનેક મણિઓ આપીને મહેર કરીને મોકલ્યા. અને સાથે જણાવ્યું કે મારા પુત્રો પૃથ્વી ઉપર જ્યાં ને ત્યાં રખડે છે. તેમને ભેગા કરીને પોતાના ઘેર તેડી લાવો.

**कर्ता अंशकी जाण्य जे । लाये श्रीमंत कुवेर ॥**

**नारणदासकु कहते हे । देउ मम तु सब टेर ॥ ३ ॥**

નિજ કર્તાના અંશની જે સજાણજાણ છે. તે જાણ લઈને સર્વ અંશોને જણાવવા મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ પૃથ્વી ઉપર આવ્યા છે. શ્રીમંત કુવેર પ્રભુ શ્રી નારણદાસજી મહારાજને કહે છે કે, જે સજાણજાણનો લક્ષ હું તને આપું છું. તે તું સર્વ અંશોને કહીને સમજાવજે.



## દ્વાવિંશતિતમ્ અક્ષર - અંગ : ૨૨



**फफा फेर जे सिध्धान्त समजावुं । समजे तो संशे सबही नसावु ॥**

**अनंत ब्रह्मांड पति शेष बिराजे । अंश अहि चराचर निज राजे ॥ १ ॥**

"ફ" અક્ષર ઉપરથી જ્ઞાન ભક્તિના અધિકારી સજ્જનોને ઉદ્દેશીને જણાવતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે ગયા અક્ષરમાં જે દ્રષ્ટાંત આપવામાં આવ્યું તેનો સિદ્ધાંત ફરીથી સમજાવું છું; જે ગુરુમુખી સજ્જનો સમજનાર હશે તેના સર્વ સંશયો દુર થઈ જશે અને જેમ છે તેમ જાણી શકશે. શેષજીના ન્યાયે અનંત બ્રહ્માંડોને ઉત્પન્ન કરનાર અનંત બ્રહ્માંડના પરમપતિ અનંત બ્રહ્માંડની છેવટે આવેલાં કૈવલધામમાં સ્વયં બિરાજે છે. તેમ જ જેમ શેષની જાતના સર્પો જ્યાં ને ત્યાં વિખરાયા હતાં, એવી જ રીતે અહીંયા નિજકર્તાના અંશો સ્થાવર અને જંગમના ઘાટોમાં વસીને નિજકર્તાના વિયોગનું દુઃખ ભોગવે છે.

**एही मम जाण्य मणि देई सबके । आयेहु चेतन ते वडे होइ तबके ॥**

**स्वरुपानंद असक सुधा नांही । समरस भोग योग उनमांही ॥ २ ॥**

ભગવાન કરૂણાસાગર કહે છે કે મારી નિજ સજાણ-જાણ લઈને સર્વે અંશોને આપવા માટે હું આ વિશ્વમાં આવ્યો છું. જે ચૈતન અંશો આ બાજુ જગતમાં આવ્યા છે તે નિજજાણ વડે જ આવ્યા છે. તે નિજજાણ પ્રાપ્ત થાય ત્યારે જ્યાંથી આવ્યા છે; તે નિજઘેર જઈ શકે તેમ છે. જ્યારે અંશો પોતાના નિજઘેર જાય ત્યારે આશક્તિરૂપ ભૂખ ત્યાં રહી શકતી નથી. તેથી સ્વરૂપાનંદનો અખંડ આનંદ કાયમ ભોગવી શકે છે. નિજ સ્વરૂપમાં વૃતિઓ લીન પામીને "સમરસ" એટલે સ્વરૂપાકાર થઈ જાય છે. ત્યારે તે નિજની સજાણજાણમાં નિજસ્વરૂપના આનંદનો ભોગ અને યોગ પણ તેમાંજ સમાયેલો છે.

**ईत आई भई हे बेरानी वृति भिन्ना । अंतःकरण मुख जाण्य गई लीना ॥**

**गई लीन भये भिन्न कर्ताके स्वरुपसे । अनंत कलप वीत्ये तबहीके अबसे ॥ ३ ॥**

જ્યારથી અંશો આ બાજુ ભવસંસારમાં આવ્યા. ત્યારથી જ અંશોની વૃતિઓ ભૌતિક પદાર્થોના આસક ભાવમાં વિખરાઈ ગઈ. તે કારણને લઈ પોતાના સ્વરૂપમાંથી ભિન્ન પડી ગયા છે. તેથી જ નિજ અંશ સ્વરૂપના અંશનું જે કિરણ તે કિરણરૂપી મુખમાં જાણ્યરૂપી મણિ ધારણ કરેલો હતો. તે મણિને છોડી દીધો ત્યારથી જ મણિ લીન થઈ ગયો છે. જ્યારથી સર્વે અંશોની જાણ જતી રહેવાથી માયિક પદાર્થોમાં લીન થઈ ગઈ. ત્યારથી જ સર્વે અંશો નિજ કર્તાના સ્વરૂપથી જુદા પડીને ભવસાગરમાં ભટકે છે. નિજકર્તાની એકતામાંથી સર્વે અંશો જુદા પડયા ત્યારથી અત્યાર સુધીમાં અનંત કલ્પો વીતી ગયા છે.

**योग यगन जप तप व्रत करही । फलही दायक कर्ता वियोग न टरही ॥**

**पढही सूननहि मनन करे केहु । कर्ताको वियोग मीटे नहि उन तेहु ॥ ४ ॥**

આ જગતમાં આવ્યા ત્યારથી સર્વે અંશો સુખની આશાએ કોઈ યોગ કરે છે, કોઈ યજ્ઞ કરાવે છે, અને કોઈ જપ, તપ, વ્રત ને તિરથ કરે છે. તેનાથી ભૌતિક પદાર્થોના ફળની પ્રાપ્તિ થાય છે. પરંતુ નિજકર્તા સાથે મેળાપ થતો નથી. આ જગતમાં ઘણા મનુષ્યો ધર્મપ્રેમી વેદ શાસ્ત્રો અને પુરાણો વાંચે છે. અને સાંભળે પણ છે. પરંતુ કોઈ તેનું મનન કરતાં નથી. ઉપર જણાવ્યા પ્રમાણે કરવાથી નિજકર્તાનો વિયોગ કદાપિ મટતો નથી.

**निगम चतुर खट शास्त्र विलोके । पुराण अढार इतिहास श्लोके ॥**

**स्थापन धरम पुनि अनेक करावे । छाजन भोजन जग जशही सरावे ॥ ५ ॥**

ધર્મ ભાવનાવાળા ઘણાં મનુષ્યો ભણેલા-ગણેલા અને ધન સંપત્તિવાળા પરમ કલ્યાણની આશા રાખી ચારવેદ, છ શાસ્ત્રો અને અઢાર પુરાણો, ઈતિહાસો વગેરે તેમજ સંસ્કૃતના શ્લોકો પણ યાદ કરીને ઉચ્ચારે છે. અને જે જે ઈષ્ટોની ઉપાસના કરવાવાળા પોતાના માનેલા ઈષ્ટોનું બ્રાહ્મણ દ્વારા સ્થાપન કરાવે છે અને કહે છે કે, તમે પૂણ્ય દાન કરો કે જેથી તમને હજારોઘણું થઈને મળશે. તે પ્રમાણે ધર્મનું આચરણ કરીએ છીએ એવું માનતા હોય છે. "છાજન" એટલે તમે વસ્ત્રદાન કરો, ધર્મશાળાઓ બંધાવો, અને બ્રહ્મભોજન કરાવો તેથી જગતમાં તમારા યશ કિર્તિ જાહેર થશે. અને લોકો તમારી ચાહના કરશે, એવું બ્રાહ્મણો સમજાવીને તેને ધર્મ કહે છે.

**कर्तासेनां सबंध वियोग टळे नांही । अवर उपाय अनेक करे तांही ॥**

**निज लक्ष गुरु दक्ष प्रत्यक्ष न पयेउ । तब लगी भमे भवमांही भरमयेउ ॥ ६ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે કરવાથી નિજકર્તા સાથેનો સબંધ થતો નથી અને વિયોગ ટળતો નથી. બીજા અનેક ઉપાયો કરવા છતાં નિજકર્તાનો વિયોગ ટળતો નથી નિજલક્ષ આપનાર પૂરા પ્રવિણ ગુરુ પ્રત્યક્ષ પ્રાપ્ત ના થાય; ત્યાં સુધી આ ભવમાં ઘણાં પ્રકારની

ભ્રાંતિઓમાં ભ્રમિત થઈને ભટકવું પડે છે.

**पतिके वियोग सब सुख तुच्छ जाने । सुघड संत प्राज्ञवंत पतियाने ॥**

**तब शरणांगत निज मन लावु । फफा फेर जे सिध्धान्त समजावुं ॥ ७ ॥**

નિજકર્તા સાથેનો વિયોગ જ્યાં સુધી રહે ત્યાં સુધી સંસારના ભોગનું સુખ તુચ્છ જાણીને તેને ત્યજી દે છે. એવા કોઈ સુઘડ સંત મહાન બુધ્ધિશાળી હશે, તેને જ વિશ્વાસ આવશે. તેથી જ પરમગુરુના શરણાંગત થઈને પોતાના નિજ મનને સ્થિર કરવામાં આવે તો આ ભવના ફેરા; ફરી ફરી ફરવા પડતા નથી.

**( दोहा )**

**पति सुख लहे रतीवंत हे । जुगमा सब शिर मेर ॥**

**अल्प मनुष सती नरनकी । जीनका जश जग ढेर ॥ १ ॥**

જે કોઈ જન અતિ આરતવંત હોય તેજ નિજપતિનું પરમસુખ પ્રાપ્ત કરી શકે છે. જગતમાં તે મેરૂ સમાન ગણાતો હોવાથી તેની બરાબરી બીજા કોઈ કરી શકતાં નથી. બીજા અલ્પ બુધ્ધિવાળા મનુષ્યો ભક્તિ પ્રણાલિકાની રીતને સમજી રહેણીકરણીમાં રહીને ધર્મના નીતિ-નિયમોનું આચરણ કરે છે. છતાં તેમનો યશ આ જગતમાં વધુ પ્રમાણમાં જાહેર થતો નથી. પરંતુ કોઈ પુરૂષની પતિવ્રતા નારી પતિવ્રત ધર્મ પાળીને સતિત્વ પ્રાપ્ત કરેલું છે તો તેની વિશેષ યશ કિર્તિ જગતમાં જ્યાં ને ત્યાં પ્રસરી જાય છે.

**नराधिपति पति तिनो पति । तिनको हस्त मेलाप ॥**

**सुखसागर ग्रहे सूत्रमे । गयो तुच्छ व्रथा अदाप ॥ २ ॥**

જેમ કોઈ આખી પૃથ્વીનો રાજા હોય તેને નરાધિપતિ કહેવામાં આવે છે અને નરાધિના શિર ઉપર ઈન્દ્રરાજા પતિ છે. મનુષ્યલોકના રાજા અને દેવલોકના રાજા એ સર્વેના શિર ઉપર શિરોમણી ચકવેપતિ પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન પરમદયાળુ સર્વજ્ઞ પરમગુરુ પોતે જ છે. તેમનો હસ્તમેળાપ મહાન મોટી ભાગ્યશાળી પતિવ્રતા કરી શકે

છે. તેના ગ્રહ સૂત્રનું અતિ સુખ સાગર સમાન પ્રાપ્ત થતું હોવાથી બીજા તુચ્છ અલ્પ સુખોની આપદા સદાને માટે દુર થઈ જાય છે.

**अब अदाप नहि कायका । मील्ये श्रीमंत कुवेर ॥**

**नारणदास शरणांगत । सो न फरे भव फेर ॥ ३ ॥**

હવે મારે કોઈપણ પ્રકારનું દુઃખ ભોગવવાનું રહેતું નથી. કારણકે સત્ શ્રીમંત કુવેર પ્રભુ સાથે અખંડ મેળાપ થયો છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે જેથી હું પ્રભુનો શરણાંગત થયો છુ તેથી મારે આ ભવના ફેરા ફરવાના રહ્યા જ નથી.



## ત્રયોવિંશતિતમ્ અક્ષર - અંગ : ૨૩



**बबा बदन गुरु परम विलोको । जाई शरन महा सुख लोहो लोको ॥**

**एही सुख अजर अलौकिक आपे । भक्ति अनीनपणे रसे तेही धापे ॥ १ ॥**

"બ" અક્ષરનું વર્ણન કરતાં જગતના મનુષ્ય તનુધારી લોકોને સંબોધીને શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, ગુરુ ભક્તિના અધિકારી સજ્જનો પરમગુરુના અતિ દિવ્ય સ્વરૂપને તમારી નિર્મળ દ્રષ્ટિએ વારંવાર નિહાળીને દર્શન કરો. અને તમે પરમગુરુના પાવનકારી શરણમાં જઈને મહાસુખને પ્રાપ્ત કરો. જે જે જીજ્ઞાસુજન શરણમાં ગયા તેને પરમ કૃપાનિધિ અજર અલૌકિક સુખ આપે છે. તે અલૌકિક સુખના અધિકારીજન અનિન ભક્તિ કરીને ભક્તિમાં રસરૂપ થઈ પરમગુરુની એકતામાં રહીને અનિન ભક્તિ રસનું પાન કરી અતિ તૃપ્ત થયા છે.

**शरण सुख मुख बरनो न जाई । निज जन चरणमे रहे लोभाई ॥**

**भवगति भूर जनकु सुख नांही । अटके सब करतव क्रत मांही ॥ २ ॥**

પરમગુરુના નિત્ય સ્વરૂપના સત્ ચરણોનું અથાહ સુખ હોવાથી મુખ દ્વારા વાણી ઉચ્ચારીને વર્ણન થઈ શકતું નથી. જે ઉપાસક પરમગુરુના થયા છે, એવા નિજજનો

અહોનિશ પરમગુરુના ચરણમાં લોભાઈ રહ્યા છે. કારણકે તે સુખ અલૌકિક પ્રકારનું હોવાથી હંમેશા ભોગવવા છતાં લેશમાત્ર અભાવ થતો નથી. જે જે જીવોની ગમગતિ ભવના ભોગોમાં પચી ગઈ છે "ભૂર" એટલે નામ, રૂપ અને ગુણવાળા સર્વે પદાર્થોમાં જેની દ્રષ્ટિ અને મન આસક્ત ભાવમાં તે રૂપ બની ગયેલા હોવાથી પદાર્થ સિવાય બીજું કંઈ ચિંતવન થતું નથી. એવા જીવોને પરમગુરુના ચરણોનું સુખ કિંચિત માત્ર મળતું નથી. જેટલા સિર્ગુણ પક્ષના ઈષ્ટો છે તેની સ્થાપનાઓ કરીને માનવામાં આવ્યા છે. તે સર્વ કર્તાનું ક્રત કહેવાય છે. તે ઈષ્ટોની જે ઉપાસનાઓ જપ, તપ, હોમ, યજ્ઞ, મંત્ર એ સર્વ કર્તાનું ક્રત હોય, ભવભરના જીવો તેમાં અટકી પડેલાં છે.

**कलीतव वेश विधि नव जानी । भूल्येहु भवभर सबही ज्ञानी ॥**
**परमगुरु पद अकल अनंतु । गति नहि पावे जेही हदके संतु ॥ ३ ॥**

ચાર સમ્પ્રદાય, છ દર્શન અને બારપંથની આદ્ય લઈ જેની જે માન્યતા હોય તેને જોઈ જાણી ઓળખીને કલ્યાણની આશાએ સમ્પ્રદાયોની રીત પ્રમાણે બાહ્ય ઉપાસનાઓ કરે છે. પરંતુ સાચુ યોગ્ય કરવા જેવું શું છે? તેનો વિચાર કરીને કોઈએ શોધ કરી નથી. તે કારણને લઈ જગતના જ્ઞાનીઓ, વિદ્વાનો, શાસ્ત્રીઓ, કવિઓ કે પંડિતો તે સર્વે ભવમાં ભૂલા પડેલાં છે. તેથી પંચભૂત, ત્રણ ગુણ આદ્યશક્તિ ને નિરંજન સુધીની ઉપાસનામાં અટકી ગયેલા છે. પરમગુરુનું પદ અલૌકિક હોવાથી ઈન્દ્રિઓ કે અંતઃકરણથી કળી કે જાણી શકાતું નથી. તો પછી તે અગમ્ય ગતિને હદંની ઉપાસના કરવાવાળા સંત કેવી રીતે પ્રાપ્ત કરી શકે?

**अकल कला गति अगम अनादु । निगम शास्त्र ज्याहां नहिन विवादु ॥**
**न भवीत भवे अनुभवकी गतियां । भवीत पदारथ चवे सहु मतिया ॥ ४ ॥**

અકળ કળાને કળવાની ગતિ અતિ અગમ્ય અનાદિની હોવાથી, વેદ શાસ્ત્રનો વિવાદ ત્યાં ચાલી શકતો નથી. સર્વેના નિજકર્તા આ જગતમાં ઉત્પન્ન થયેલા જ નથી. છતાં તે નિજકર્તાને પ્રાપ્ત કરવાનું અલૌકિક જ્ઞાન અનુભવની ગતિ દ્વારા પ્રગટ કરીને

જાહેર જણાવે એવા અત્યાર સુધી કોઈ થયા જ નથી. જગત રચનાની શરૂઆતથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને દશ અવતાર વિગેરેનું વર્ણન ભૂતકાળમાં થયેલા ઋષિમુનીઓ કરી ગયેલા છે. તેમનું કહી બતાવેલું જ વર્તમાનકાળના વિદ્વાનો, શાસ્ત્રીઓ અને પંડિતો જેની જેટલી બુદ્ધિ તે પ્રમાણે વાણી દ્વારા જગતના લોકોને જણાવે છે.

**वाद विशेषको नही कोहु करही । दष्टांत सूनो सबही चित धरही ॥**

**दधी समतोल नवाण ना आवे । सूर समता गति दीपक लजावे ॥ ५ ॥**

હે જગતના વિદ્વાનો અને શાસ્ત્રીઓ ! તમે પરમ વિશેષ પુરૂષનો વાદ (બરાબરી) કોઈપણ કરશો નહિ. તેનું દ્રષ્ટાંત કહીને તમને જણાવું છું. તે ચિત્ત ધારણ કરીને સાંભળો. સમુદ્રની બરાબરીમાં ખાબોચિયુ કદાપિ આવી શકતું નથી. એવી જ રીતે સૂર્ય સમાન દીવાને ગણીએ તો તે લજ્જા પામવા જેવી વાત છે.

**पारसही सम द्रव्य कुन सराई । सूर धेनु रध्य अकल रहाई ॥**

**चिंतामणि के साम्रथ सम तोल्ये । उन समता सरभर क्या ओल्ये ॥ ६ ॥**

પારસની બરાબરીમાં કોઈપણ દ્રવ્ય આવી શકતું નથી. તેજ પ્રમાણે કામધેનુની તુલનામાં કોઈપણ ભૌતિક સમૃદ્ધિ આવી શકતી નથી. જે કોઈ વિચારવાન વિવેકી હશે તેજ સમજી શકશે. એવી જ રીતે ચિંતામણીની તુલનામાં કે બરાબરીમાં આવી શકે એવો કયો પદાર્થ છે ? અર્થાત્ કોઈ છે જ નહિ તો ચિંતામણી સમાન કેમ કહી શકાય ?

**नभ गति अकल अवाज रहाई । परम विशेष गुरु पर जे सोहाई ॥**

**नर विपु पाय सार सरवयोको । बबा बदन गुरु परम विलोको ॥ ७ ॥**

આકાશની ગતિનો વિચાર કરી જોતાં તેની અકળગતિ હોવાથી નાદ અવ્યક્તરૂપે અદ્દશ્ય રહેલો છે. તે દ્રષ્ટાંતના ન્યાયે પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરુ એ ગત આકાશની પાર અવિગતરૂપે શોભી રહ્યા છે. જેના શુધ્ધ સંકલ્પથી સમસ્ત જગત અને અનેક અંશોનો

ઉદય થયો છે. એવા જે નિજ કેવલકર્તાનો અલૌકિક સાર કહીને જણાવવા માટે અવ્યક્ત તત્વોનો મનુષ્યરૂપે દિવ્ય દેહ ધારણ કરીને આ પૃથ્વી પર પ્રગટ થયા છે. તો હે જગતના જનો કેવલજ્ઞાન લક્ષ ગ્રહણ કરીને પરમ દયાળુના શરણમાં તમારી નિજ·વૃત્તિને રોકો.

( दोहा )

**बदन परम गुरुको जेही । सवित सरजनहार ॥**
**परममोक्ष पद पावत । निज जन जेही अधिकार ॥ १ ॥**

સર્વજ્ઞ પરમગુરુનું જે સ્વરૂપ છે. તે·સકર્તાપતિનું જે સત્‌વિત્ત છે, તેનો ઉદય કે અસ્ત થતો જ નથી. નિજલક્ષની જ્ઞાન દ્રષ્ટિએ જોઈને જે જાણી શકશે તેને કેવલમોક્ષ પ્રાપ્ત થશે. જે પરમગુરુને સમર્પણ થઈને શરણાંગત થયા હશે, એવા અધિકારીજન જાણીને ઓળખી શકશે.

**स्पर्श करे गुरु चरणको । सुक्रितवंत नर जाण्य ॥**
**काल करपके केदथी । निरभे होय निरवाण ॥ २ ॥**

કરોડો જન્મના પૂન્ય જે મનુષ્યના ઉદય થયા હોય એવા મહાન ભાગ્યવાન પરમગુરુના ચરણોનો સ્પર્શ કરી શકે છે. કાળકોપની મહા ભયંકર જેલથી સદાને માટે નિર્ભય થઈને વાણી રહિત તે નિર્વાણપદને પ્રાપ્ત કરી શકે છે.

**निरवाणी जेही संत के । शिर साम्रथ कुवेर ॥**
**नारणदास धन्य शरणकु । जग शिर करे समेर ॥ ३ ॥**

નિરવાણી કેવલપદને જે સંતે પ્રાપ્ત કર્યું છે. તે સંતના શિર ઉપર મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ કાયમ બીરાજે છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે ભગવાન કરૂણાસાગરના શરણને અનેકવાર ધન્ય છે કે, જે જન પરમગુરુના ચરણનો સ્પર્શ કરે છે તે જગતના માથે મહાન શ્રેષ્ઠ ગણાય છે.



## ચતુર્વિંશતિતમ્ અક્ષર - અંગ : ૨૪



**भभा भक्ति रस प्रेमी जन पीवे । दुष्ट कुबुध्धि नर कबहु न छीवे ॥**

**अजर पीयाला पीये मतबाला । जीरवी शकत कोई गुरुका लाला ॥ १ ॥**

"ભ" અક્ષર ઉપરથી ભક્તિ કરવાનો ભાવ જગતના જનોને ઉત્પન્ન થાય એવા હેતુથી ભક્તિનો બોધ કરતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, જે સારાસારને યથાર્થ સમજી અસાર ઉપર અભાવ કરીને ઈન્દ્રિઓના ભોગની આશક્તિનો જેણે ત્યાગ કર્યો છે. તેની અંતર આરત પરમગુરુના ચરણોની ઉત્પન્ન થયેલી હોવાથી એની સુરતનુરત પરમગુરુના ચરણોમાં સ્થિર થઈ છે. એવા અધિકારીજન ભક્તિરસનું પાન કરી શકે છે. દુષ્ટ કુબુધ્ધિવાળા જીવોના તન મન નાશવંત ભોગોના પરાયણ થઈ ગયેલા હોવાથી ભક્તિરસનો સ્પર્શ પણ થવા દેતા નથી. જેનો દેહાધ્યાસ સંપૂર્ણપણે છૂટી ગયેલો હોય તે માન-અપમાન અને ગુમાનથી રહીત થયેલા તેના તનમન અને નેણવેણ અતિ નિર્મળ થયેલા છે. તે ગુરુના બાળક બનીને ભક્તિરસનો "અજર" એટલે જરે કે ખરે નહિ એવો પ્યાલો પી શકે છે. તે ભક્તિરસનો પ્યાલો પીને તેની ખુમારીમાં મસ્ત બનેલા હોવાથી તે જીરવી શકે છે.

**अनिन भक्ति भव दुःखही दुरावे । लघु जीव सबसे बडा होई जावे ॥**

**भक्तिसे भूप चरन शिर नावे । भक्ति से भोवन मंदिर पधरावे ॥ २ ॥**

ગુરુ ભક્તિનો અનન્યભાવ જેના શરીરમાં સર્વાંગે પ્રગટ થયેલો હોય તેના તનમન ભક્તિરસમાં તલ્લીન થયા છે. એવા ઉજાગ્રત વૃતિના અનિન દાસ ગુરુચરણોનું સ્મરણ ધ્યાન અહોનિશ કરે છે. એ અનિન ભક્તિના પ્રતાપથી આ ભવનું જન્મ-મરણનું દુઃખ દુર થઈ જાય છે. ગુરુની અનિન ભક્તિનો એવો અજોડ પ્રતાપ છે કે સામાન્ય ગતિનો જીવ હોવા છતાં દાસ બનીને, પોતાના તન, મન, ધન, ગુરુ ચરણોમાં ધરી ગુરુનો

થઈ, ગુરુ ભક્તિનો દાવો રાખી, ગુરુની અખંડ આરાધના કરે છે. ત્યારે તેને મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ ગતિ આપીને આ જગતમાં મહાન મોટો બનાવે છે. તે ગુરુગતિના અધિકારી પ્રભુતાવાળા સંતના ચરણમાં પૃથ્વીપતિ રાજા હોય તો પણ પોતાનું અભિમાન છોડી હાથ જોડી શિષ નમાવીને નમસ્કાર કરે છે. તે પૃથ્વીપતિ રાજા હોવા છતાં પ્રતાપી સંતને આજીજી પૂર્વક વિનંતી કરીને ઘણાં જ પ્રેમ ઉમંગથી પોતાના રાજ્ય ભુવન મહેલમાં અને મંદિરમાં પધરામણી કરાવે છે.

**भक्ति से जात्य भात्य जुवे नांही । ज्यौ पाषाण मूर्तिवत तांही ॥**

**सहे टंकन त्रिभोवनही बनावे । और पथ्थर पग सबही घसावे ॥ ३ ॥**

ગુરુની અનિન ભક્તિ કરનારની જાત-ભાત, વરણ કે આશ્રમ જોવામાં આવતાં નથી. કારણકે ગુરુ ભક્તિના પ્રતાપથી તેના તન મન ભક્તિમય થઈ ગયેલા હોય છે. જગતના લોકો તેને પૂજ્ય દૃષ્ટિએ જોઈને માને છે. દૃષ્ટાંતે જેમ પથ્થરની મૂર્તિ બનાવવામાં આવે છે. તે મૂર્તિની પ્રાણ-પ્રતિષ્ઠા થાય ત્યારે જે ઈષ્ટની મૂર્તિ હોય તે રૂપ માનીને જગતના લોકો હાથ જોડી શિષ નમાવીને વંદન કરે છે. પથ્થરની મૂર્તિ જ્યારે શિલ્પી બનાવવા બેસે ત્યારે ત્રિભોવન નાથનું રૂપ જોઈને પોતાના અંતઃકરણમાં નકશો તૈયાર કરે છે. ત્યાર પછી મૂર્તિ બનાવવાનો પ્રારંભ કરે છે. તે પોતાના હાથમાં હથોડી-ટાંકણા લઈને ટાંકી ટાંકીને મૂર્તિ જેવી બનાવવાની હોય તેવું રૂપ નખથી શિખા સુધીનું બનાવી દે છે. તે ત્રિભોવન નાથની મૂર્તિ કેટલાંય ટાંકણાનો માર સહન કરીને બનેલી છે. તે સિવાયના બીજા પથ્થરો સર્વ લોકોના પગ નીચે ઘસાય છે. પરંતુ તેની કોઈ ગણત્રી કરતું નથી.

**त्यौ संसार शल्या गड भारी । गुरु सलाट तोड अलग निकारी ॥**

**टांकन कसोटी सहे छीन छीना । लब्ध लगन एक रस लोलीना ॥ ४ ॥**

ઉપર કહી બતાવેલા દૃષ્ટાંતના ન્યાયે આ સંસાર એક મહાન મોટો ભારે પહાડ

છે. જેમ પહાડમાં જુદી જુદી જાતના પથ્થરો રહેલા હોય છે. એવી રીતે સંસારરૂપ મોટા પહાડમાં પથ્થર જેવા કઠણ હૃદયના મનુષ્યો છે. જેમ ઉંચી જાતના પથ્થરોની શિલ્પી કારીગર મૂર્તિ બનાવે છે. એવી રીતે સદ્‌ગુરુરૂપી શિલ્પી સંસાર ગઢમાંથી સંસારના વહેવારોને છોડાવી, અલગ કરીને પૂન્યવાન સુસંસ્કારી મનુષ્યોને ભક્તિ જ્ઞાનનો બોધ આપી; સત્ શબ્દના ટાંકણા ટાંકી ટાંકી દેહના જડાધ્યાસને તોડી તોડીને જેવી જોઈએ તેવી મૂર્તિ બનાવવા; અતિ પ્રેમપૂર્વક લગની લગાવીને મૂર્તિ બનાવવાના રસમાં લોલીન બની જાય છે.

**सुघड सलाट गुरु चतुर सुजाना । छेदन सांख्य भिन्नस्वरुप निदाना ॥**

**ओपीत लक्ष अलौकिक अरचाई । साफ सफाझक स्वरुप देखाई ॥ ५ ॥**

અતિ સુઘડ સલાટરૂપે પરમ ચતુર સુજાણજાણવાળા સદ્‌ગુરુ જ્ઞાનબોધવાળા સત્ શબ્દોના ટાંકણાથી તત્વોની સંખ્યાના ભાગને તોડી બાદ કરીને છેવટે ઉગરતું અંશનું નિજ સ્વરૂપ નક્કી કરાવે છે.તે અંશની વૃત્તિઓ સ્વરૂપાકારે થઈ ત્યારે નિજલક્ષ દ્વારા તે અંશ અનુપમ શોભવા લાગ્યો. તેની પૂજા અલૌકિક પ્રકારની હોવાથી વાણી દ્વારા કહી શકાય તેમ નથી. હવે અંશનું સ્વરૂપ અતિ ઝગમગતું અને ચળકાટવાળું અતિ નિર્મળ યથાર્થ અનુભવીને જોવા જેવું બની રહ્યું. તે સ્વરૂપ જોઈને જેણે અનુભવ્યું હોય તેને જગતમાં કંઈપણ જોવા જાણવાની ઈચ્છા થતી નથી.

**प्रतिष्ठा कर गुरु शिर पर धरीया । जग जीव अनेक शरन आई परीया ॥**

**गनतही देव दैवत जग पाई । जनम मरण दुःख दुर गमाई ॥ ६ ॥**

હવે સદ્‌ગુરુએ નિજ સ્વરૂપે કરેલા અંશની પ્રતિષ્ઠા કરીને ગુરુગમ ગતિ તેને બક્ષિસ આપી, ત્યારે તે અંશે ગુરુપદને શિર ઉપર ધારણકરી ગુરુગમની ગતિમાં રહેવા લાગ્યો તેથી તેમની અલૌકિક પ્રભુતા જોઈને, જગતના અનેક જીવો શરણમાં આવીને પરમ કલ્યાણની ચાહના કરવા લાગ્યા.જે સંત સદ્‌ગુરુના હાથે સ્થાપિત થયા છે. તે

ગુરુના કૃપાપાત્ર બનેલા હોવાથી જગતના જીજ્ઞાસુજનો તેમના શરણમાં આવી દેવ માનીને તેમની સેવા-પૂજા કરે છે. ત્યારે તેમનું ગુરુગતિનું દૈવત સેવા કરનાર સેવકને પ્રાપ્ત થાય છે. તેના પ્રતાપે તેનું જન્મ મરણનું દુઃખ સદાને માટે દુર થઈ જાય છે.

**भक्ति रसायण धातु पलटावे । बरन चतुर पुनि संत बनावे ॥**

**दुष्ट दग्धजन कबहु न छीवे । भभा भक्ति रस प्रेमी जन पीवे ॥ ७ ॥**

જેવી રીતે વનસ્પતિની જડીબુટ્ટીના રસથી લોખંડની ધાતુ પલટાઈને સોનું બની જાય છે. એવી જ રીતે ભક્તિ રસના સ્પર્શથી ચારેવર્ણ પૈકીનો કોઈપણ મનુષ્ય હોય તો, તેની જાતિ, વરણ, નામ,.રૂપ ગુણ સર્વે પલટાઈ જઈને મહા સંત બને છે. જે કોઈ દુષ્ટ બુધ્ધિનો મનુષ્ય હોય તે અર્ધ દગ્ધ જેવો હોવાથી ભક્તિરસનો કિંચિત છાંટો પણ અડવા દેતો નથી.

( दोहा )

**भक्ति अनिन मणि चौटडे । पडी मेदान दरसाय ॥**

**अनंत जीव हेर हठ गये । को विरले लीनी उठाय ॥ १ ॥**

ભક્તિ એક અનિન મહામણિ અતિ અમૂલ્ય છે. તે ચાર રસ્તાના ચોકરૂપી મેદાન મધ્યે પડેલી હોવાથી, સર્વ લોકોને દેખાય છે. જતાં આવતાં અનેક મનુષ્યો મણિને જોઈ જોઈને દુર હટી જાય છે. પરંતુ કોઈ લઈ શકતાં નથી. એકાદ કોઈ વિરલો પુરુષ સંજોગો વશાત ત્યાં આવી ચડયો; ત્યારે તેણે મણિ દેખતાની સાથે તુરત જ ઉઠાવી લીધો.

**केसा उठावनहार हे । जेसा नरपति सुत ॥**

**ओरनकु शोभे नहि । क्रता अंश अद्भूत ॥ २ ॥**

બીજા ત્રીજા બાદલા મનુષ્યો કેવી રીતે ઉઠાવી શકે? કારણકે તેને જાણકે ઓળખાણ

જ નથી. પરંતુ મોટા ભાગ્યના યોગે રાજાનો કુંવર પસાર થઈ રહ્યો હતો. તે મેદાનની મધ્યે આવતાં તેની દ્રષ્ટિ મણિ ઉપર પડી ત્યારે તુરત જ ઉઠાવી લીધી. તે રાજાના કુંવર સિવાય બીજાને શોભતી જ નથી. તે અનિનમણિ ભક્તિનો અધિકારી અદ્‌ભૂત ગતિવાળો નિજકર્તાનો અંશજ છે.

**भूल पडी सब अंशकु । कुन मम कुन करतार ॥**

**कहे नारण तेही कारणे । आये श्री कुवेर अवतार ॥ ३ ॥**

આ જગતમાં પોતાના અંશ સ્વરૂપને કોઈ ઓળખતું નથી કે, હું કોણ છું અને મારા કર્તા કોણ હશે ? એ મોટામાં મોટી ભૂલ આ ભવમાં પડી જવાથી તે ભૂલને દુર કરવા શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ મહાન તેજસ્વી તનું ધારણ કરીને પૃથ્વી પર પધાર્યા છે.

## પંચવિંશતિતમ્ અક્ષર - અંગ : ૨૫

**ममा मरजीवा कोई जगमे । खलक आसक तजे नावे भगमे ॥**

**अहं मम मुमता मान बडाई । तनो असमी जीव उनकु कहाई ॥ १ ॥**

આ જગતમાં કોઇ વિરલા પુરુષજ મરજીવા થઇ શકે છે.જેણે ભવભરના ભોગોની આશકિતનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે.તેના અંતર હૃદયમાં રહેલી અવિદ્યા અને અવિદ્યાનો પરિવાર સર્વે નાશ પામ્યો છે. તેના શરીર સબંધી એક પણ આકાંક્ષા ઉઠતી નથી. તેમની અંતરવૃતિ ઇન્દ્રિઓ અને અંતઃ કરણથી રહિત થયેલી હોવાથી પરમગુરુના લક્ષને ક્ષણભર પણ ભૂલતા નથી.એવા મરજીવા થયા હોય તે ગર્ભસંકટમાં આવતાં નથી. જયારે આ શરીર તેજ હું છું અને શરીરના જે સબંધીઓ છે તે પણ મારા છે. તેમજ સ્થાવર કે જંગમ ભાગ્ય પ્રમાણે જે જે કંઇ મળેલું હોય તેની સાથે મારાપણાનો દાવો કરવો તેને "મમતા" કહેવાય છે. મિથ્યા નામ, રૂપ, ગુણનું માન

ધારણ કરેલું હોવાથી બડાઇ પણ તેટલીજ રાખતો હોય છે.તેને સ્થૂલદેહની અસ્મિવાળો જીવ કહેવામાં આવે છે.

**सूत दारा धन धाम समेता । तन विगेरे सरवस भये जेता ॥**

**ज्यौ पट दग्ध भया हे नहि कामु । त्यौ विदेहानंदको विसरामु ॥ २ ॥**

સ્ત્રી, પુત્ર, ધન, રહેવાનું ધામ (ભુવન) પોતાનું શરીર અને શરીર સબંધી જે જે જેટલું પ્રાપ્ત થયેલું છે. તેની અહંતા, મમતા અને આશકિત અંતરમાંથી છૂટી ગયા છે. દ્રષ્ટાંતે જેમ સુંદર ભાતવાળુ કપડું ગડી વાળીને મૂકી રાખેલું હોય તેને અગ્નિમાં સળગાવી દઈને જોઇએ ત્યારે વાણાતાણા સહિત જેવું હતું તેવુંજ દેખાય છે. પરંતુ તેને પહેરવા માટે હાથમાં પકડવા જઇએ ત્યારે તે પહેરવાના કામ આવતું નથી. એવીજ રીતે મરજીવા સંતનું શરીર દેખાવા છતાં બાહ્ય દ્રષ્ટિ નો વ્યવહાર કરી શકતાં નથી. તેમણે વિદેહદશામાં વિશ્રામ કરેલો હોવાથી અહોનિશ સ્વરૂપાનંદ ભોગવે છે.

**ग्रहे एकांत्य स्वांत्य मन साधे । सर्वातित निज लक्ष आराधे ॥**

**आत्म संग उपना कीया दुरी । एक अंश वरजीत आन्य पुरी ॥ ३ ॥**

આપણાં સ્થૂલ શરીરથી લઇ પરમકારણ સુધીના પાંચે શરીરો પ્રણવના આધારે રહેલા છે. તે પ્રણવ પાંચે શરીરોનું જીવન છે. એ પ્રણવ જે ઘરમાંથી ઉત્પન્ન થયેલો છે તે એકજ પ્રણવનો અંત તેના નિજઘરમાં છે. તે ગુરુગમ ગતિ ધ્વારા સમજીને તેના નિજઘરમાં પ્રણવને સ્થિર કરવામાં આવે તેને એકાંત કહેવામાં આવે છે. જયાં નિજ પ્રણવનો અંત ત્યાં એકાંતમાં કોઇ તત્વની ઉપાધિ રહી શકતી નથી. એવા એકાંતને ગ્રહણ કરી મુકત દશાવાળા મરજીવા સંત સર્વાતિત સર્વજ્ઞ પરમ પ્રભુ પરમગુરુને આરાધે છે. પાંચે શરીરોની આદ્યે મૂળ કારણરૂપે ઓહંગ પ્રણવ હોવાથી પાંચેદેહોના તત્વોની પોખણી નિજકર્તાએ પોખ્યા પ્રમાણે ઓહંગરૂપ આત્માની સંગે બીજગ વૃક્ષના ન્યાયે પરમકારણથી લઇ સ્થૂલ સુધીના દેહો અનુક્રમ પ્રમાણે ઉત્પન્ન થયેલા છે. તે

આત્માં સંગે જેટલું ઉત્પન્ન થયેલું હોય તેને દુર કરી એક અંશને જ અલગ રાખી સર્વાતિત સર્વેશ્વરનો લક્ષ જયાં એક પ્રણવનો અંત છે. તે એકાંત ઘરમાં સ્થિર થઈને તે લક્ષ મરજીવા હોય તેજ કરી શકે છે.

**पये संग तुप तक्र दोउ जाये । बिनु वरजीत कीये तुप गुमाये ॥**

**मथत दधी तत्व तुप उगरीया । मृतक भये भव भयेथी वगरीया ॥ ४ ॥**

જેમ દૂધમાં ઘી ને છાશ બંને સમાયેલા છે. પરંતુ તે બંનેને જુદા પાડવામાં ના આવેતો, તે અર્થ ઉપયોગમાં નહિ આવતા હોવાથી વ્યર્થ જાય છે. અને ઘી જેવી ઉત્તમ વસ્તુ હાથમાં નહિ આવતાં ખોવાઈ જાય છે. તત્વોના જુથથી જામેલા શરીરોરૂપી દહીં જાણવું, "મથત" એટલે સાંખ્ય સિધ્ધાંતના ન્યાયે જ્ઞાનદ્રષ્ટિએ ખોજ કરવાથી તત્વોરૂપી છાશમાંથી ઘી રૂપે ઉગરતો ચૈતન અંશની પ્રાપ્તિનો પરમ લાભ થાય છે. મહાન મોટા ભાગ્યવાન સંત જીવતાં હોવા છતાં મરી ગયેલા છે.એટલે તેમના પાંચે દેહની અસ્મિઓ નાશ પામવાથી કોઈપણ દેહનું અભિમાન રહ્યું નથી. તેના સર્વે પ્રકારના દાવા છૂટી ગયેલા હોવાથી તે દેહાતિત થઈને વિદેહદશામાં રહીને જીવનમુકત થયા છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે જે મરજીવા સંત આ ભવભરનો મોટામાં મોટો મહાન કષ્ટદાયી જન્મ મરણનો ભય તેમાંથી સદાસદોદિત વિરકત થયેલા મરજીવા સંત સર્વજ્ઞ પરમગુરુના શરણાંગત થઈને નિજાનંદનું સુખ ભોગવે છે.

**खाय उधई दारुक जमी भयेउ । भ्रंगी ग्रहत कीट भ्रमर निपयेउ ॥**

**प्रसत पारस लोहा रहे नहि जाति । लडन भडन गडनकी गई नाति ॥ ५ ॥**

દષ્ટાંતે જેમ લાકડાને ઉધય લાગીને ખાઈ જાય છે ત્યારે તે લાકડું મટીને જમીનરૂપ થઈ જાય છે. એવીજ રીતે ભ્રમરી ઈયળને પકડી ડંખ મારીને તેન્નો ગુંજાર ઈયળનાં દિલમાં ઉતારી દે છે; ત્યારે ઈયળ મટીને ભ્રમરી થઈ ઉડવા લાગે છે. ઉપર સમજાવ્યુ તેજ પ્રમાણે તોપ, તલવાર, ભાલો અને તીર એકજ લોઢાની જાતના જુદા જુદા

હથિયારો બનાવેલા છે.તોપને હાથમાં રાખી શત્રુઓ પર નિશાન રાખીને ફોડવામાં આવે છે ત્યારે ભડાકો થાય છે. તેથી તેને "ભડન" કહેવામાં આવે છે. તીર પણ હાથમાં રાખીને ધનુષ્ય ઉપરથી છોડવામાં આવે છે. ત્યારે દુશ્મનના શરીરમાં ઘૂંસી જઇને તેને વિંધી નાખે છે. તેને "ગડન" નામ આપવામાં આવેલું છે. એવીજ રીતે તલવાર પણ હાથમાં રાખીને સામાસામી લડવામાં આવે છે. તેથી "લડન" એવું નામ આપવામાં આવ્યું છે. ઉપર ગણી બતાવેલા લોખંડના હથિયારોને જો પારસનો સ્પર્શ કરવામાં આવેતો તે સોનું બની જાય છે; ત્યારે લડન ગડન અને ભડનની નાતિ-જાતિ પલટાઇ જાય છે. તેથી તેના હથિયાર બની શકતાં નથી.

**साकर खोरु खग पाहाणकु ग्रासे । करही सकर पुनि उनकुही ग्रासे ॥**

**साकर खोरु खग बोध दक्ष दायक । जीव पाहाण अंश करे निज लायक ॥ ६ ॥**

સાકરખોરુ નામનું અલૌકિક પક્ષી છે. તે પથ્થરને પોતાની ચાંચમાં ગ્રહણ કરે છે. ત્યારે તે ગ્રહણ કરેલો પથ્થર તુરતજ સાકર બની જાય છે. તે બનેલી સાકરને તે પક્ષી "પુનિ" એટલે ફરીથી તેનું ભક્ષણ કરી જાય છે. સાકરખોરુ ખગ પક્ષીનું જે દષ્ટાંત આપવામાં આવ્યું તે સુજાણજાણનો બોધ આપવાવાળુ છે. હવે દૃષ્ટાંતનો સિધ્ધાંત સમજાવવામાં આવે છે. જે અવિગત પક્ષી કહેવામાં આવ્યું, તે મહાન સમર્થ સદ્ગુરુ ને જાણવા અને પથ્થર સમાન સર્વ જીવ હોવાથી સદ્ગુરુ પોતાની કૃપાદ્રષ્ટિરૂપી ચાંચમાં પથ્થર જેવા જીવને ગ્રહણ કરે છે. તેની જીવદશા પલટીને અંશ નિજસ્વરૂપે થઇ સકર્તાપતિને મળવા લાયક બની જાય છે.

**सक्रत शरन न्यारा नहि रहेउ । आन्य जीव भरमत भव भयेउ ॥**

**जीवनमुक्त मनोरथ अंगमे । ममा मरजीवा कोई जगमे ॥ ७ ॥**

સદ્ગુરુએ નિજસ્વરૂપે બનાવેલો અંશ સંકર્તાપતિના શરણથી ન્યારો રહી શકતો નથી . અને બીજા સામાન્ય ગતિના જીવો અનેક પ્રકારની ભ્રાંતિઓમાં ભરમાયેલા

હોવાથી તેમની ગતિમતિ ભવરૂપ બની ગયેલી છે. તે કારણને લઇ ભવોભવ ભટકયાજ કરે છે. જે ગુરુમુખી અધિકારીજન સદેહે વિદેહદશા પ્રાપ્ત કરી શકે છે; તે જીવનમુકત થવાથી તેના સર્વે મનના મનોરથ પૂર્ણ થાય છે.

( दोहा )

**मरजीवा मुश्केल गत्य । रति एक कहु समजाय ॥**
**पिता म्रतककी पास ज्यौ । पुत्री करत बिहाय ॥ १ ॥**

આ જગતમાં મરજીવા થવું ઘણું મુશ્કેલ અતિ કઠણ હોવાથી કોઈક વિરલા પુરૂષો જ મરજીવા થઈ શકે છે. તેમની એક ચણોઠી જેટલું દ્રષ્ટાંત આપીને સમજાવું છું. તેને અતિ સૂક્ષ્મ દ્રષ્ટિએ વિચારીને સમજવાની કોશિશ કરશો. દ્રષ્ટાંત એક ભયાનક દેશમાં જીવરાજ નામનો રાજા રાજય કરતો હતો. તેને એક કુંવરી લગ્ન કરવા યોગ્ય થયેલી હતી. તેનો સબંધ કરવાની શોધ કરી રહ્યો હતો. પરંતુ તેને એક વિચાર આવ્યો કે પોતાને જે સદ્‌ગુરુ છે તેમને પુછીએ તો યોગ્ય સ્થળ બતાવશે. એવું મન સાથે નક્કી કરીને સદ્‌ગુરુ પાસે ગયો. અને સદ્‌ગુરુને એ પ્રશ્ન પૂછયો ત્યારે સદ્‌ગુરુ પ્રસન્ન થઈને તેને કહેવા લાગ્યા કે જે નિર્ભય દેશના ચક્રવર્તી રાજા છે. તેમનું નામ સર્વાતિત છે. તેમના પાટવી પુત્ર દિગવિજય ઘણાં હોંશિયાર અને સર્વ પ્રકારે નિપુણ છે. તેમની સાથે સબંધ કરવામાં આવે તો મહાસુખી થાય અને દુઃખનો તો ત્યાં પ્રશ્ન જ નથી. એ વાત સાંભળીને જીવરાજે તેમની દીકરીનો સબંધ કરવાનું કામ સદ્‌ગુરુને સોંપ્યું, ત્યારે સદ્‌ગુરુએ સર્વાતિત રાજાની પાસે જઈ તે વાત જણાવતાં સર્વાતિત રાજાએ હા પાડી અને વિવાહની વાત નક્કી થઈ ગઈ. અને તેની સાથે સદ્‌ગુરુએ કહ્યું કે તમો જાન લઈને ક્યાં દિવસે આવશો ? તે દિવસ પણ નક્કી થઈ ગયો. તે સઘળી વાત સદ્‌ગુરુએ જીવરાજને જણાવી તે વાત સાંભળીને જીવરાજ ઘણાં ખુશી થયા અને હરખ પામ્યા. તે જીવરાજ ભયાનક દેશના રાજા હોવાથી અવારનવાર તેને ભયના વિઘનો

આવ્યા જ કરતાં હતાં. તેથી તેમની તબીયત પણ સારી રહેતી ન હતી. તેથી સદ્દ્ગુરુને વિનંતી કરતાં હતા કે લગ્નનું કાર્ય જેમ બને તેમ જલદી પતાવવા દયા કરશો. ત્યારે સદ્દ્ગરુ કહે છે કે હે રાજા જે જવાબદારી મારે શિર લીધી છે તેના દિવસ પણ નજીક આવી પહોંચ્યા છે. તો તેની ચિંતા કરીશ નહિ. આવી રીતે સમય વિતતા નક્કી કરેલા દિવસે સર્વાતિત રાજાએ જાન લઈને આવવા માટે તૈયારી કરી. મોટા રસાલા સાથે ભયાનક દેશમાં જવા માટે જાને ત્યાંથી પ્રયાણ કરી દીધું. પ્રયાણ કરી જાન જોતજોતામાં આવી પહોંચી. જીવરાજે પણ વિશાળ મંડપો અને બીજી વ્યવસ્થાઓ પણ ઘણી કરી હતી. તેથી બધાને યોગ્ય ઉતારા આપી દીધા અને લગ્ન વિધીનો સમય પણ થઈ ગયો. ત્યારે અચાનક એવો બનાવ બન્યો કે મિથ્યા અહંપણાની અસ્મિવાળા જીવરાજનું મૃત્યુ થઈ ગયું. બંને પક્ષના માણસો વિચાર કરવા લાગ્યા કે થનાર વસ્તુ થઈ ગઈ. પરંતુ લગ્ન આજે બંધ રહેવા જોઈએ નહિ. તેની દીકરીએ પણ વિચાર કર્યો કે પિતાજીનું મૃત્યુ થયું પરંતુ આ વાત નકારી કઢાય નહિ. એવું સમજીને ધીરજ ધરી મનને મજબૂત કર્યું. ત્યાર પછી બુધ્ધિશાળી માણસોએ એવી વ્યવસ્થા કરી કે લગ્ન વિધિ પતી જાય ત્યાં સુધી જીવરાજના મરણની વાત કોઈ જાણી ન શકે તે પ્રમાણે લગ્ન વિધિ પતાવી દીધી. લગ્ન વિધી બાદ જીવરાજ રાજાના સબંધીઓ અને સર્વાતિત રાજાના સબંધીઓ મળીને જીવરાજ રાજાના મૃતક શરીરની અંતિમ વિધિ યથાયોગ્ય પુરી કરી પછી સર્વાતિત રાજાની જાન પોતાના દેશમાં ચાલી ગઈ. એનો સિદ્ધાંત નીચે પ્રમાણે જણાવીએ છીએ. અહીંયા ભયાનક દેશ એટલે પંચભૂતનો દેહ સમજવો. મિથ્યા અહંપણાની અસ્મિવાળો જીવરાજ તેને જીવ જાણવો. જીવની વૃત્તિને તેની દિકરી ગણવામાં આવી છે. જે સદ્દ્ગુરુ કહ્યા તે સહેજ દેશમાં અખંડ રહેવાવાળા સોહંગ સ્વામી તે જીવરાજના સદ્દ્ગુરુ છે. તે સદ્દ્ગુરુએ જીવરાજની વૃતિરૂપી દિકરીના લગ્ન નિર્ભય દેશના સર્વાતિત નામના રાજા કૈવલકર્તા છે. તેમના પાટવીપુત્ર દિગ્વિજયસિંહ તે પરમ વિશેષ પરમશ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરુ છે. તેમની સાથે કરવામાં આવ્યા. તેથી વૃત્તિરૂપ

જીવરાજાની દીકરીએ પિતાના મૃત્યુનો જરાયે શોક રાખ્યો નહિ. કારણકે ભયાનંક દેશ અનિત્ય હોવાથી અનીતિના કર્મોનું દુઃખ વારંવાર ભોગવવું પડતું હતું. અજ્ઞાનથી જે સાચું મનાયેલું હતું. તે સદ્‌ગુરુએ સમજાવીને મિથ્યાની માનંદી છોડાવી ત્યારે બાહ્યદ્રષ્ટિના મલિન સંકલ્પો અને મિથ્યા સ્થૂલદેહનું અહંપણું ધારણ કરનાર જીવરાજ તે જીવદશાનું મૃત્યુ થયું. જે વૃત્તિરૂપી દિકરી હતી તે સર્વજ્ઞ પરમગુરુને વરી તેને મરજીવાની ઉપમાં લાગે છે એમ સમજવું. તેજ વૃતિ નિત્ય અખંડ આનંદનું સુખ ભોગવવા લાગી તેવી નિર્મળ દ્રષ્ટિવાળા સંત સજ્જનો મિથ્યા અહંપણાને મારી સદેહે વિદેહદશા પ્રાપ્ત કરી. ચૈતન ચીદ્ સ્વરૂપે રહેલા કરૂણાસિંધુ પ્રભુને વરેલા હોય તેને મરજીવા કહેવાય છે.

**शीख मानी ले मानवी । उपजी संत समाय ॥**
**उपजे नहि पुनि क्या समे । सो मरजीवा कहेवाय ॥ २ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સદ્‌ગુરુના ઉપાસક હે મનુષ્ય હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ યથાર્થ જાણીને એકતા કરવાની પરમગુરુએ આપેલી સત્ય શિખામણ તું માની લઈને યોગ્ય અધિકારને પ્રાપ્ત કર. જે સંત પુરૂષો નિજસ્વરૂપને ઓળખી સદ્‌ગુરુના શરણાંગત થયા છે. તે અતિ ઉજાગ્રત રહીને જગત પક્ષના ઉઠતા સંકલ્પને તુરત જ સમાવી દે છે. જેને સંકલ્પ કે ઈચ્છા ફરી ઉઠતી જ નથી એવા જે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુના શરણમાં આવેલા જે જે અધિકારીજન તેને મરજીવા બનાવીને અલૌકિક મોજ આપે છે.

**मरजीवाकी मोजकु । देवे श्रीमंत कुवेर ॥**
**नारणदास धन्य शरणकु । सबसे करे समेर ॥ ३ ॥**

જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધીમાં વેદ સિધ્ધાંતને માનવાવાળા વિદ્વાનો કહે છે કે; દેહ છતાં વિદેહદશાને પ્રાપ્ત કરવાવાળા મરજીવા પુરૂષો પૂર્વકાળમાં ઘણાં થઈ ગયા ને હજુ પણ થાય જ છે. પરંતુ જેટલી ગતિના ગુરુ જેને મળ્યા તે

તેની ગતિ પ્રમાણે તેટલી જ હદને પ્રાપ્ત કરાવી હદને જ અનહદની ઉપમાં આપી બેહદનો ભોગવંટો કરવાવાળા જ્ઞાનીઓ તેમની બરાબર ગણીને વર્ણન કરી બતાવ્યું છે. પરંતુ સાચા મરજીવા કોણ થયા છે ? અને કોના પ્રતાપે થવાય છે ? એ સમજવું અતિ દુર્લભ છે. તેના સબંધમાં બે શબ્દો લખીયે છીએ. તે યોગ્ય અધિકારીજન હશે તેજ સમજી શકશે. (જેણે જ્ઞાન સમ્પ્રદાય કાયમપંથની સ્થાપના કરી છે. એવા જે સર્વજ્ઞ ગતિના ભગવાન કરૂણાસાગર જેની દ્રષ્ટિમાંથી સમસ્ત સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. તે જગતભરના સામાન્ય કે વિશેષ પંચ તત્વના દેહને ધારણ કરવાવાળા અનેક જીવોને જીવન આપનાર જીવનદાતા ભગવાન કરૂણાસાગર છે. એટલું જ નહિ પરંતુ જ્ઞાન દાતાને પરમપદ દાતા પણ તે સર્વજ્ઞ પરમગુરુ જ છે. તેમના શરણમાં જે જે આરતવંત સંત કે ભક્ત જાય છે. તેના ઉપર કરૂણા કરી અગમગતિની ગમ આપીને તેને મરજીવા બનાવે છે. તે જે મરજીવા થાય તે જ અલૌકિક મોજ ભોગવી શકે છે.) પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, સર્વજ્ઞ પરમગુરુના સત્ય ચરણને અનેકવાર ધન્ય છે કે તે ચરણ કમળનો સ્પર્શ કરવાથી જગતમાં સર્વશિર શ્રેષ્ઠ ગણાય છે.

## ષટ્ વિંશતિતમ્ અક્ષર અંગ : ૨૬

**यया अवये आवयेको करता । येसी लक्ष चौ लक्षको धरतां ॥**

**इंडज खाण्य उत्पन तन सारा । एकवीस लक्ष जाति अवतारा ॥ १ ॥**

“ય” અક્ષરને અનુલક્ષીને જગતના મનુષ્ય તનુધારી જીવોને જણાવતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, નિજ કૈવલકર્તા દેહ રહિત દેહ સિવાયના હોવા છતાં ચોરાશી લાખ પ્રકારના ઘાટો વિધવિધ પ્રકારના બનાવીને સર્વ અંશોને ધારણ કરાવ્યા છે. નિજકર્તાએ ઈંડજ ખાણ બનાવી છે. તેમાંથી જુદી જુદી જાતના પક્ષીઓ સર્વે મળીને એકવીશ લાખ અવતારો થાય છે.

**उदबिज खाण्य वनस्पति जाति । एकवीस लक्ष प्रगट भई नाति ॥**

**स्वेदज खाण्य जलते जीव जमही । एकवीस लक्ष तन भये ते तमही ॥ २ ॥**

એવી રીતે ઉદ્‌બીજ ખાણમાંથી ઉત્પન્ન થયેલા વનસ્પતિની જાતિના ઘાટો પૃથ્વી પાણીના યોગે ઉત્પન્ન થતાં એકવીશ લાખ પ્રકારના હોય, સર્વની એક જ નાતિ ગણાય છે. સ્વેદજ ખાણીના શરીરો જળના હેજથી ઉત્પન્ન થતાં હોવાથી તેની ગણતરી પણ એકવીશ લાખ પ્રકારની છે.

**जरायुज जीव पडदे प्रगटाये । एकवीस लक्ष तन भिन्न द्रढाये ॥**

**एकवीस चोकु चोरासी लक्ष । चतुर खाण भिन्न तन सर्व पक्ष ॥ ३ ॥**

જરાયુજ ખાણીમાંથી ઉત્પન્ન થતાં ઘાટો પડદામાં રહીને જ ઉત્પન્ન થાય છે. તેમના શરીરોની ગણતરી જુદા જુદા પ્રકારની હોય, તેમની ગણતરી પણ એકવીસ લાખની કરવામાં આવી છે. એક એક ખાણીના એકવીશ એકવીશ લાખ ગણતાં ચારેખાણીના ચોરાસી લાખ તનુઓ થાય છે. ચોરાસી લાખ શરીરોના રૂપ, ગુણને નામ જોતાં તે ભિન્ન ભિન્ન પ્રકારના હોવાથી ચોરાસી લાખ પક્ષોના મત ન્યારા ન્યારા હોય છે.

**काहां कहु कर्ताकी चतुराई । बुन्द बीजमे सारी खलक बनाई ॥**

**एतन्येमे श्रेष्ठ मनुष अवतारा । पतिकु पहेचाने धन्य धन्य एही सारा ॥ ४ ॥**

તે સકર્તા સત્‌ કૈવલની ચતુરાઈ જોતાં ઉપમાં આપીને વખાણ કે વર્ણન થઈ શકે તેમ નથી. એવા નિજકર્તાએ બિંદુ અને બીજગમાંથી સમસ્ત જગત બનાવ્યું છે. જેથી તેમને અનેકવાર ધન્યવાદ છે. તે ચોરાસી લાખ ઘાટોમાં જ્ઞાન દ્રષ્ટિએ નિર્ણય કરી જોતાં એક મનુષ્યાદેહ સર્વશ્રેષ્ઠ બનાવ્યો છે.. જે શરીરથી નિજકર્તાને ઓળખવાનું સાધન થઈ શકે છે. તેથી જ તેને સર્વ શરીરોમાં સારામા સારો ઉત્તમ ગણવામાં આવ્યો છે.માટે તેને ધન્ય ધન્ય છે.

**पति बिनु लहे तन दुःखको मुला । जन्म जन्म प्रगटे क्रम सुला ॥**

**ग्रभवास अति त्रास हे अघरा । भूगतत जम डंड नर जेही नुघरा ॥ ५॥**

કોઈપણ અંશ નિજપતિને પ્રાપ્ત ના કરી શકે ત્યાં સુધી જે જે શરીરો ધારણ કરવા પડે છે તે દુઃખના મૂળરૂપે હોય છે. તેવી જ રીતે કર્મ અનુસાર બહુ પ્રકારના શરીરો ધારણ કરીને જન્મ લેવો પડે છે. તેનુ દુઃખ સૂળી સમાન છે. જે ગર્ભવાસનો કષ્ટદાયી ત્રાસ છે. તે ઘણો અઘરામાં અઘરો હોવાથી જમના ડંડની શિક્ષા પણ ઘણીવાર સહન કરવી પડે છે. નુગરા જીવોને ઘણાં જન્મ સુધી તે ત્રાસનું કષ્ટ ભોગવવું પડે છે.

**एही दुःख देखी त्रास मोई पाये । त्रास चहुदश अनल जराये ॥**

**उतइत जीततीत क्याहा मम जावुं । जीत जावु तीत अनलही पावु ॥ ६ ॥**

મહાન અઘોર કષ્ટદાયી દુઃખ જોઈને મને અતિ ત્રાસ થવા લાગ્યો. દશે દિશામાં દ્રષ્ટિ કરીને જોતાં જ્યાં જાઉ ત્યાં અગ્નિ જ સળગતો દેખાય છે. આ બાજુના મૃત્યુલોક, તે બાજુના દેવલોક, વિશ્વભરમાં હું જ્યાં જાઉ ત્યાં અગ્નિ જ સળગતો દેખાય છે. તો હું ક્યાં જાઉ તો અગ્નિથી બચી શકાય ?

**अरस पसारे कर ग्रहे मोइ हाथा । देखु नहि जुग भर तुम बिनु नाथा ॥**

**धन्य गुरु नाथ अधर कर धरता । यया अवये आवयेको करता ॥ ७ ॥**

અતિ કષ્ટદાયી સળગતા અગ્નિમાંથી બચાવવા માટે અનંત દયાળુએ દયા કરીને અંતરીક્ષમાંથી પોતાનો હાથ પસારીને મારો હાથ પકડી મને શરણમાં લીધો. વ્યાપક દ્રષ્ટિએ જગતભરને નિહાળીને જોતાં આપ નિજ નાથ સિવાય બીજો કોઈ દેખાતો નથી. આપને અનંતવાર ધન્ય છે કે આપ અધર તખ્ત પર અંતરિક્ષમાં હોવા છતાં હાથ પકડીને સહાય કરો છો.

( दोहा )

**निज कर बोध पसारके । पकर लेत निज नाथ ॥**

**असंख्य जीव उबारेहु । धरी ज्ञान बहु बाथ ॥ १ ॥**

મહાન સમર્થ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ પોતાનો નિજબોધરૂપી હાથ પસારીને ઘણાં જીજ્ઞાસુ, મુમુક્ષુજનોને પકડીને શરણમાં લીધા છે. જ્ઞાનરૂપી બહુ બાથ ભરીને અનંત જીવોને બચાવી તારી લીધા છે.

**राजीव नेंन येन संतके । सुखदायक संसार ॥**

**प्रित्य करके चरणे वसे । उतर गये भवपार ॥ २ ॥**

જે અલેખ ગતિવાળા સંત છે. તેમના નેત્રો કમળ જેવા હોવાથી નિજઘરમાં રહીને પોતાની કરૂણાદ્રષ્ટિએ કરૂણા કરીને સંસારભરના સર્વ જીવોને મહાસુખી કરવા લક્ષજ્ઞાન આપે છે. જે જે જીવ જાગ્રત થઈને પરમગુરુના ચરણોમાં પ્રીતિ કરે છે. તે સહેજે ભવપાર થઈ જાય છે.

**पार करन पधारेहु । साम्रथ श्रीमंत कुवेर ॥**

**नारणदास शरणांगत । ग्रहे गयो भवफेर ॥ ३ ॥**

જગતભરના સર્વે જીવોને ભવપાર કરવા પરમદયાળુ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ દયા કરીને પોતે પધાર્યા છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે પરમ દયાળુનો હું શરણાંગત થવાથી ભવના ફેરા ફરવાના મારે મટી ગયા છે.





## સપ્તવિંશતિતમ્ અક્ષર અંગ : ૨૭



**रेरा रसिक अमृतफल मेवा । पवरावतही परमगुरु देवा ॥**

**जग पर महेर करी मजबूता । तब प्रगटे प्रभु भये अबधूता ॥ १ ॥**

"ર" અક્ષરની રચના કરતાં જીજ્ઞાસુ સજ્જનોને સંબોધી શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે; હે સંત સજ્જનો તમારા સર્વના ઉપર અતિ દયા કરીને ભગવાન કરૂણાસાગર અતિ રસિક જ્ઞાન, ભક્તિ અને વૈરાગરૂપી અમૃતફળના મેવા પીવરાવીને; પરમતૃપ્ત કરવા દેવાધિદેવ મહાન સમર્થ પરમગુરુદેવે સર્વે અંશો પર હેત ધારણ કર્યું છે. જગતના જીવો ઉપર મહેર કરીને મહા મજબૂત અનંત ઐશ્વર્યતાને પોતે ધારણ કરી છે. જીવોના પરમ કલ્યાણ અર્થે અવધૂતરૂપે સ્વયં પ્રગટ થઈને પ્રભુ પધાર્યા છે.

**सर्वातीत सर्वेश्वर स्वामी । सकल अंशके अन्तरयामी ॥**

**भवसागरवत् अंश भयेउ । अवये अंश वये वश थई गयेउ ॥ २ ॥**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ, પરમ દયાળુ પરમગુરુએ સ્વઈચ્છાથી સમસ્ત જગત ઉત્પન્ન કર્યું છે. છતાં સર્વની પર રહીને અનેક ઐશ્વર્યરૂપી વિભૂતિઓને ધારણ કરનાર સઘળા અંશોના સ્વામી છે. તેથી ઘટોઘટમાં થતી અંતર અને બાહ્ય ક્રિયાને જોનાર અને જાણનાર હોવાથી અંતરજામી કહેવાય છે. ભવસંસારરૂપી મોટો સાગર છે. અંશોની દ્રષ્ટિ સંસાર સાગરમય થઈ જવાથી સર્વે અંશો દેહ રહિત હોવા છતાં દેહરૂપ બની ગયા છે.

**में हुं जात बरन कुल नाति । में हुं पुरुष पिता भई जाति ॥**

**में हुं पुत्र मोइ ससुर जमाइ । में हुं काका भतीजा ममाई ॥ ३ ॥**

નિજ કૈવલકર્તાના સર્વે અંશો પોતાના સ્વરૂપને ભૂલી ગયા ત્યારથી પંચભૂતના

શરીરોને ધારણ કરી શરીરોને વશ પડીને શરીરનું જ અભિમાન રાખે છે. હું અમુક જાતિનો છું. મારી અમુક વરણ છે, અમુક કુળ અને અમુક નાતનો છું. એવું ગૌરવ રાખે છે. હું અમુકનો પિતા છું અને અમુક અમારા જાતિભાઈ છે. એવો દાવો રાખે છે. હું અમુકનો પુત્ર, સસરો અને જમાઈ છું. તેમજ હું અમુકનો કાકો, ભત્રીજો અને મામો છું એવું મમત્વ રાખે છે.

**में हुं सगा सहोदर सौरा । में हुं श्याम लाल के गौरा ॥**

**केसरी म्रकट छांय पर तलपे । डरत कपी निज तनकु जलपे ॥ ४ ॥**

હું અમુકનો સગો ભાઈ છું. અમુકનો સાળો છું, હું કાળો, લાલ કે ગોરો છું એવી માનંદી રાખે છે. દ્રષ્ટાંતે જેમ કેસરી સિંહે "મરકટ" કહેતા વૃક્ષ ઉપર બેઠેલા વાંદરાની છાંયા નીચે જમીન ઉપર પડેલી હતી. તેના ઉપર તરાપ મારી ત્યારે વૃક્ષ ઉપર બેઠેલો વાનર ગભરાઈને અરે ! મને ખાઈ ગયો એવી જલ્પના કરતાં સિંહના મુખ આગળ જઈને પડ્યો, ત્યારે તુરતજ સિંહ તેનું ભક્ષણ કરી ગયો.

**छांया तीत उनका हे निज रूप । वयेमे अवये थइ गयो हे गुप ॥**

**नाम रूप गुण एही सब छांया । उनते परे अंश कपी राया ॥ ५ ॥**

કાયારૂપ છાંયાથી એક કપિનું પોતાનું રૂપ પર રહેલું છે. પરંતુ તે સત્ય સ્વરૂપને ભૂલી જવાથી પોતે "અવય" કહેતા દેહ રહિત હોવા છતાં પાંચ તત્વના દેહનો સંગદોષ લાગવાથી "વય" એટલે પોતે દેહરૂપ બનીને ગુપ્ત થઈ ગયો છે. આ પાંચ તત્વના દેહનું રૂપ અને દેહની ઓળખ માટે પાડેલુ નામ અને શરીરમાં રહેલા ગુણ તે સર્વે છાંયા સમાન છે. એ છાંયાથી પર રહેલો ચૈતન અંશ કપિ હોવાથી શરીરરૂપ છાંયાનો રાજા છે.

**नाम रूप गुण मये सब भयेउ । हुता अवये वये वश थइ गयेउ ॥**

**वये वश ते विपत्य भई भारी । जनम मरण प्रगट भये जारी ॥ ६॥**

સર્વે અંશો દેહના સબંધવાળા થયા, ત્યારથીજ નામ, રૂપ અને ગુણમય થઇ ગયા છે. સઘળા અંશો પોતે દેહ રહિત હતાં. છતાં અજ્ઞાનનું આવરણ આવવાથી દેહરૂપ થઈ ગયા છે. દેહરૂપ થઇને દેહને વશ પડી ગયા છે. જ્યારથી અંશો શરીરને વશ પડી ગયા, ત્યારથી મોટામા મોટુ દુઃખ અંશોને આવી પડયું છે. એ દુઃખ જન્મવાનું અને મરવાનું તે સંકટ પ્રગટ દેહના ભોગની આશક્તિના કારણને લઇ વારંવાર તે દુઃખ સહન કરવું પડે છે.

**जन्म दुःख व्याधी बहु भयेउ । निरसत्व निरमाल थइ गयेउ ॥**

**परमगुरु हकीम प्रगटे सुख देवा । रेरा रसिक अमृतफल मेवा ॥ ७ ॥**

દેહના ભોગોની આશક્તિને વશ પડી જવાથી સર્વે અંશોને ફરી ફરી જન્મવું અને ફરી ફરી મરવું, એ મહાદુઃખની વ્યાધીને સંકટ અનેક જન્મો સુધી ભોગવવું પડે છે. પરંતુ તેનો અંત આવતો નથી. નિજકર્તાએ સર્વે અંશોને ઘણી સમૃદ્ધિ આપીને મોકલ્યા હતાં. પરંતુ તે સમૃદ્ધિનો દુર ઉપયોગ થવાથી સત્વ સિવાયના નિર્માલ્ય કંગાલ થઈ ગયા છે. સર્વે અંશોનું મહાદુઃખ દુર કરવા મહાન સમર્થ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ હકીમરૂપે પ્રગટ થઈને અજરાઅમર સુખ દેવા પધાર્યા છે.

( दोहा )

**ज्ञानामृत पुनि अरससे । अनुभव यंत्र उतार ॥**

**प्रेम कटोरीमा ठरे । सुरत नलिका सार ॥ १ ॥**

કૈવલજ્ઞાનરૂપી અલૌક્કિ અમૃત અંતરિક્ષમાંથી સર્વજ્ઞ પરમગુરુ અનુભવ યંત્રમાં ઉતારે છે. એ અમૃત નિજ સુરતારૂપી નળિકા દ્વારા અધિકારી અંશોની આરતરૂપ કટોરીમાં આવીને ઠરે છે.

**येतना श्रम हकीमकु । दर्दीकु कछु न्हाय ॥**

**तब दुःखीया पीवे नहि । भलही मरमर ज्हाय ॥ २ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે દુઃખીયાનું દુઃખ દુર કરવા હકીમરૂપ પરમ દયાળુ પરમગુરુએ કેટલી મહા મહેનત કરી અમૃતરસરૂપી જ્ઞાન જન્મ મરણના દુઃખથી પીડાતા જીવોને પ્રેમથી પાવા છતાં તે પીતા નથી તો પછી ભલેને મરી જાય.

**महेर करी दुःखीया पर । श्रीमत कुवेर दयाल ॥**

**नारणदास शरणांगत । टालो क्रम जंजाल ॥ ३ ॥**

અનંત દયાળુ સર્વજ્ઞ પરમગુરુએ દુઃખી જીવોનું દુઃખ મટાડવા અતિ મહેર કરી છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે શ્રીમંત કુવેર પ્રભુનો હું શરણાંગત થયો છું, તેથી જન્મ મરણના ફેરા ફરવાની કર્મ જંજાળ ટળી જવાથી મને અખંડ સુખ પ્રાપ્ત થયુ છે.



## અષ્ટ વિંશતિતમ્ અક્ષર : અંગ - ૨૮



**लला लक्ष लगे जीनकी साथा । होई तेही रूप मन भरे तीनु बाथा ॥**

**जो मन करखी कसब उर धारे । होई तेही रुप तिनु खेल सधारे ॥ १ ॥**

લક્ષને લક્ષમાં લઇ જગતના મનુષ્ય તનુધારી જીવોને સમજાવતા શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, જે માણસના મનનો લક્ષ જેની સાથે લાગ્યો હોય તેનું મન તે રૂપ બની જઈને તેની સાથે તે લગની લગાવે છે. જો કોઈનું મન ખેડૂતનો ધંધો કરવાનું ધારે, તો તેનું મન તે રૂપ થઇને તે ધંધાને ધારણ કરી ખેતીનો વિકાસ કરે છે.

**जो मन वणिकको करही वेपारा ॥ तेही रूप होइ तीनुं ग्रहे तत सारा ॥**

**जो क्षत्रियवट मन उर धरही । तेही रूप होई तीनु काम सद करही ॥ २ ॥**

જો કોઇનું મન વાણીયાનો વેપાર કરવાનું વિચારે તો તેનું મન વેપારરૂપ બનીને વેપારની રીત સારી રીતે સમજી લઈને સારને ગ્રહણ કરે છે. જો કોઇનું મન ક્ષત્રિઓનો વટ વહેવાર કરવાનું હૃદયમાં ધારે તો તે પ્રમાણે ગૌરવ રાખીને પ્રતિજ્ઞાપૂર્વક તેનું કામ

કરી બતાવે છે.

**जो मन बाह्मण भेख धरावे । होई तेही रूप मत तेही सरावे ॥**

**जो मन विशयको करही विचारा । होई तेही रूप अस अधिक अपारा ॥ ३ ॥**

જો કોઇનું મન બ્રાહ્મણોનો ભેખ ધારણ કરવાનું ધારે તો બ્રાહ્મણના કર્મનું આચરણ કરી બ્રાહ્મણરૂપ બની જાય છે. અને અહોનિશ બ્રાહ્મણના મતની ચાહના કરે છે. જો કોઇનું મન વિષયના વિકારોનો વિચાર કરે, તેનું મન તે વિષયરૂપ બની જઈને વિષયાશક્તિનું દુઃખ અધિકાધિક વધી જતું હોય, તે અપાર હોવાથી તેનું આચરણ કરતાં તેની તૃપ્તિ થતી નથી.

**जो मन योग उपर जई भडही । तेही रूप होई निज तनमें गडही ॥**

**जो मन यंत्र मंत्र सद साधे । होई तेही रूप तद सम थइ बाधे ॥ ४ ॥**

જો કોઇનું મન યોગ ઉપર જઇને તેમાં ભળવાની ચાહના કરતું હોય તો, યોગના અભ્યાસે યોગરૂપ બનીને પોતાના શરીરમાં પ્રવેશ કરીને પ્રણવમય બની જાય છે. જો કોઇનું મન યંત્ર, મંત્રમાં લાગ્યુ હોય તો સત્યતાપૂર્વક તે રૂપ બની જઈને અભ્યાસ ધ્વારા તેની ગતિનો વધારો કરે છે.

**साधत भूत मन तेही रुप होइ । देवको वंदन मन देव रूप जोइ ॥**

**थापत प्रतिमा जगभर सबही । करत प्रवेश मन फलत हे तबही ॥ ५ ॥**

જો કોઇનું મન ભૂતની સાધના કરે છે. તેનુ મન ભૂતરૂપ બની જતું હોય તેને ભૂત જ દેખાય છે. જો કોઇનું મન પોતાના માનેલા દેવનું પ્રીતિપૂર્વક વંદન કરે છે. તેનુ મન દેવરૂપ બની જતું હોવાથી મનની એકાગ્રતાથી જુવે ત્યારે તેને દેવ જ દેખાય છે. આ પૃથ્વી પર વસનાર જગતભરના મનુષ્યો જે ઈષ્ટને માનતા હોય તેની પ્રતિમાની પ્રાણ પ્રતિષ્ઠા કરાવી સ્થાપન કરે છે. તે સ્થાપેલા ઈષ્ટની પ્રતિમામાં તે ઉપાસકનું મન પૂર્ણ પ્રીતિવાળુ હોવાથી તેમાં પ્રવેશ કરીને પ્રતિમારૂપે બનીને જેવા ફળની ઈચ્છા હોય

તેવું ફળ તેના ધાર્યા પ્રમાણે મળે છે.

**सफुरण मनको चतुर्दश भोवना । इत चराचर चेतन मन गवना ॥**

**जो वैराग मन धरत सोहाग । लोक चतुर्दश नहि अनुराग ॥ ६ ॥**

મનની સ્ફૂરણાથી ચૌદલોક રચાયા છે. એ ચૌદલોકના ભોગોની ચાહના પણ મનથી જ થાય છે. આ બાજુ આવેલા મૃત્યુલોકમાં સ્થાવર અને જંગમના સર્વે ઘાટોમાં મનની ચેતનાથી ઈચ્છા પ્રમાણે આમતેમ ગમન કરે છે. જો કોઈ મનુષ્ય મહા ભાગ્યવાન હોય તેનું મન તીવ્ર વૈરાગના શણગારને ધારણ કરે તો તેથી ચૌદલોકના ભોગોનો ભાવ રેખમાત્ર તેના મનમાં રહેતો નથી.

**जो मन भक्ति उपर अनुसरही । जीनकी भक्ति तीनकु वश करही ॥**

**जो मन ज्ञान संग ग्रहे बाथा । लला लक्ष लगे तीनकी साथा ॥ ७ ॥**

જો કોઈનું મન જે ઈષ્ટની ભક્તિ કરવામાં લાગ્યું હોય તેની ભક્તિની રીત પ્રમાણે આચરણ કરીને તે ઈષ્ટને વશ કરે છે. જો કોઈ ઉત્તમ અધિકારીનું મન જ્ઞાનનો સંગ કરીને જ્ઞાનને ગ્રહી લગની લગાવીને સર્વજ્ઞ પરમગુરુના શરણાંગત થઈને લક્ષ લગાવવામાં આવેતો, તે અંશ નિજ કર્તાકાર થઈ જય છે.

**( दोहा )**

**संग सरीखा रंग हे । भिन्न मन रहे न लगार ॥**

**खटदर्शन चौ सम्प्रदाय । बहु मत पंथ अपार ॥ १ ॥**

જે મનુષ્ય જેનો સંગ કરે છે. તે સંગના રંગમાં તેનુ મન રંગાઈ જાય છે. તેથી તે સંગના રંગમાંથી જરા પણ જુદુ રહી શકતું નથી. તે પ્રમાણે જગત રચાયુ ત્યારથી અત્યાર સુધીમાં જે જે અંશોએ પોતાના મનથી માનીને જેનો સંગ કર્યો તેના રંગમાં રંગાઈને તે રૂપ બની ગયા છે. ચાર સંમ્પ્રદાય, છ દર્શન અને બીજા બહુ મતના પક્ષો

હોય, પંથોનો તો કોઇ પાર જ નથી, તે સર્વે જેને માનતા હોય તેના સંગમાં રંગાઈને તે પ્રમાણે વર્તે છે.

**जहां जहां मन प्रति आयेहु । तहां तहां मन तेही रूप ॥**

**मनातीत मनको पति । सो पद मनथी गुप ॥ २ ॥**

જે જે મનુષ્યોને જેના ઉપર વિશ્વાસ આવ્યો, તેમાં તેનું મન તે રૂપ બની જાય છે. "મનાતીત" એટલે મનથી પર રહેલો મનનો પ્રકાશક તે મનના પતિનું પદ અતિ ગુપ્ત રહેલું છે. તેને મન રેખમાત્ર જાણતુ નથી.

**गुप्त प्रगट पद करनकु । श्रीमंत कुवेर अवतार ॥**

**नारणदास शरणांगत । भयेहु भये ते भवपार ॥ ३ ॥**

જે અતિ ગુપ્તપદ નિજ ચૈતન અંશનું રહેલું છે. તેને પ્રગટ કરી યથાર્થ ઓળખાવીને ન્યાય સહિત નિશ્ચય કરાવવા સત્ શ્રીમંત કુવેર પ્રભુએ અવતાર ધારણ કર્યો છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, તે સર્વજ્ઞ પ્રભુનો શરણાંગત થવાથી હું ભવપાર થઈ ગયો છું.

## નવવિંશતિતમ્ અક્ષર - અંગ = ૨૯

**ववा वेश धरे विश्वके कारन । धरी दश रूपक्ष्ये असूर जन तारन ॥**

**प्रथम प्रगट मच्छा रूप तनु धारे । निगम चतुर अज बचन उचारे ॥ १ ॥**

"વ" અક્ષર ઉપરથી વર્ણન કરીને દશ અવતારો જેવી રીતે થયા તે જગતના લોકોને જણાવવા શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, આ વિશ્વમાં પૂર્વકાળમાં સગુણના ઉપાસક કેટલાક ઋષિમુનિઓ, કેટલાક સંતો ભક્તો પ્રભુના નામની તપશ્ચર્યા અને ભક્તિ કરતા હતાં. તે ભક્તિમાં વિઘ્ન કરનાર આસૂરોને સંહારીને સંત ભક્તોનું

રક્ષણ કરી તેમને તારવા વિષ્ણુએ અવતાર ધારણ કરેલા છે. પ્રથમ વિષ્ણુદેવ મચ્છાવતાર ધારણ કરી પ્રગટ થયાં હતાં. બ્રહ્માજીએ પોતાના સ્વમુખે વચનો ઉચ્ચારી ચાર વેદોની રચના કરેલી છે.

**तेही निगम संखासूर हर गयेउ । मारी असुर निगम पीछे लयेउ ॥**

**द्वितीयो कच्छारूप धरो दधी जांही । मंथन समये सरग डग्यो मांही ॥ २ ॥**

બ્રહ્માજીએ જે ચારવેદોની રચના કરેલી તે ચારેવેદોને શંખાસૂર નામનો રાક્ષસ હરણ કરીને લઈ ગયો. તેને વિષ્ણુદેવે પ્રથમ મચ્છાવતાર ધારણ કરેલો તે મચ્છાવતારે શંખાસૂરને સંહારી વેદો પાછા લાવી બ્રહ્માજીને સોંપી દીધા હતાં. દેવો અને દાનવો મળી મેરૂપર્વતનો રવૈયો બનાવીને સમુદ્ર મંથન કરતાં હતાં, ત્યારે તે રવૈયો સમુદ્રમાં ખૂંપી જવા લાગ્યો. તે સમયે સમુદ્રમાં વિષ્ણુએ કચ્છા અવતારરૂપે પ્રગટ થઈ ડગમગતા ખૂંપી ગયેલા મેરૂ પર્વતના રવૈયાને પોતાની પીઠ ઉપર ધારણ કરીને સ્થિર રાખ્યો હતો. ત્યારે દેવ અને દાનવો સમુદ્ર મંથન કરી શક્યાં હતાં.

**रतन चौद दधी मांहीसे नीकारे । तेही कारण हरि कच्छ रूप धारे ॥**

**त्रितीयो वराह पृथ्वी स्थिर करवा । मारी हिरणाक्ष जगको भये हरवा ॥ ३ ॥**

દેવો અને દાનવોએ ભેગા મળી સમુદ્ર મંથન કરી ચૌદ રત્નો સમુદ્રમાંથી કાઢયા હતાં. તે રત્નો સમુદ્રમાંથી બહાર કઢાવવા માટે વિષ્ણુદેવે કચ્છા અવતાર ધારણ કર્યો હતો. જ્યારે હિરણાક્ષ નામનો રાક્ષસ પૃથ્વીને પાતાળમાં લઈ ગયો. ત્યારે જગતના લોકો ઘણાં ભયભીત થઈ ગયા હતાં તેથી લોકોએ પ્રભુને ખૂબ પ્રાર્થનાઓ કરી હતી. તે સમયે હરિએ ત્રીજો વરાહરૂપે અવતાર ધારણ કરીને હિરણાંક્ષને મારી પૃથ્વીને સ્થિર કરી જગતના લોકોને ભયમાંથી મુક્ત કર્યા હતાં.

**चतुर्थ रूप नरसंग विपु धारे । नखही बिडार हिरणाकंस मारे ॥**

**जन प्रहल्लाद भक्त निज साचे । प्रसन्न भई हरि तिन पर राचे ॥ ४ ॥**

રાક્ષસ હિરણાકંસના પુત્ર પ્રહલાદજી પ્રભુના સાચા ભક્ત હોવાથી અહોનિશ પ્રભુને ભજતા હતાં. તે પ્રભુની ભક્તિ છોડાવવા હિરણાકંસ ભક્ત પ્રહલાદજીને ઘણાં કષ્ટો આપીને બહુ દુઃખ દેતા હતાં. તે દુઃખોથી પ્રહલાદજીને મુક્ત કરવા પ્રસન્ન થયેલા વિષ્ણુદેવે પ્રહલાદ ઉપર દયા કરી નરસિંહનું રૂપ ધારણ કરીને હિરણાકંસને પોતાના નખથી ચીરીને મારી નાખ્યો હતો. આ રીતે ભક્ત પ્રહલાદનું રક્ષણ કર્યું હતું.

**पंचमो वामन रूप धरो बली काज । पाताल कदम देई चांपी दीयो राज ॥**

**छठे परशुराम फारसी कर लीनी । एकवीस बार नक्षत्री जमी कीनी ॥ ५ ॥**

બલિરાજાએ ઈન્દ્ર બનવાની ઈચ્છાએ એક પછી એક નવ્વાણું યજ્ઞો કરાવ્યા હતાં. છેલ્લા સો માં યજ્ઞનો પ્રારંભ કર્યો ત્યારે વિષ્ણુદેવે પાંચમો વામન અવતાર ધારણ કરીને બલિરાજાના યજ્ઞમાં આવ્યા. ત્યારે બલિરાજાએ વામનદેવને પૂછ્યું કે આપ દાનમાં શું લેશો ? ત્યારે વામનદેવે દક્ષિણામાં સાડાત્રણ ડગલા પૃથ્વીની માગણી કરી તે વખતે તેમણે ત્રણ ડગલામાં આખી પૃથ્વી માપી લીધી અને અડધુ ડગલું જે બાકી રહ્યું તેથી પગ ક્યાં મૂકવો ? આ સંજોગો જોઈને બલિરાજા વામનદેવની આગળ સૂઈ ગયા. ત્યારે વામનદેવે બલિરાજાની છાતી ઉપર પગ મૂકી બલિરાજાને પાતાળે પહોંચાડી ત્યાનું રાજ્ય આપ્યું. છઠ્ઠો પરશુરામનો અવતાર ક્ષત્રિયોને સંહાર કરવા માટે ધારણ કર્યો હતો. તેમણે એકવીશ વખત પૃથ્વી ઉપરથી ક્ષત્રિયોનો નાશ કરીને પૃથ્વી નક્ષત્રી કરી હતી. તેનો ઈતિહાસ સંક્ષેપમાં નીચે મુજબ છે.

**सहस्त्रा अर्जुन असूर संघारे । मात पिताके कारज सारे ॥**

**सप्तमो रघुवंश रावण वध कीनो । सती सीताको साचही चीन्यो ॥ ६ ॥**

શ્રી પરશુરામના પિતા જમદઅગ્ની ઋષિ હતાં, અને માતા રેણુકા હતાં. જમદઅગ્નીના આશ્રમમાં કામધેનું ગાય હતી. એકવાર સંજોગોવશાત રાજા સહસ્ત્રા અર્જુન જમદઅગ્નીના આશ્રમે આવ્યો. તેમણે જોયુ કે કામધેનું ગાયથી સર્વ કામનાઓ

પૂર્ણ થાય છે. તેથી રાજાને કામધેનુ લઇ જવાની ઈચ્છા થઇ. રાજાએ ઋષિ પાસે કામધેનુની માંગણી કરી ત્યારે ઋષિએ ના પાડી એટલે સહસ્રા અર્જુને બળજબરીપૂર્વક લઇ જવા માટે પરશુરામના માતાપિતાને બાંધી દીધા. ત્યારે આ જોઇને પરશુરામને ઘણો જ ક્રોધ ઉત્પન્ન થયો. ત્યારે મન સાથે નિશ્ચય કર્યો કે રક્ષણ કરનાર રાજા ભક્ષણ કરે છે. તો તેવા ક્ષત્રિયોને પૃથ્વી ઉપર રહેવા દેવાય નહિ તેજ સમયે પરશુરામે સહસ્રા અર્જુનનો સંહાર કરી દીધો. આ રીતે અસૂર સહસ્રા અર્જુનને સંહારીને માત-પિતાને બંધનમાંથી મુક્ત કર્યા. સાતમો શ્રી રામચંદ્રજીનો ઈશ્વરીય અવતાર રઘુવંશમાં દશરથ રાજાને ત્યાં થયો હતો. સતી સીતાજીનું સાચપણું જાણીને શ્રી રામચંદ્રજીએ સીતાજીનું હરણ કરનાર લંકાપતિ રાક્ષસ રાવણનો વધ કરી સતી સીતાને અયોધ્યાપુરી પોતાના રાજ્યમાં લાવ્યા.

**अष्टमो रूप कृष्ना धरी आये । गोपी गोवालन लाड लडाये ॥**

**कंस आद्य हणे दुःख देनारन । भक्त जननके कारज सारन ॥ ७ ॥**

આઠમો અવતાર શ્રી કૃષ્ણચંદ્ર ધારણ કરીને આવ્યા ત્યારે ગોપી ગોવાળોને ખૂબ લાડ લડાવ્યા હતાં. તેમજ ભક્તજનોને દુઃખ દેનાર કંસ વિગેરેનો સંહાર કરી ભક્તજનોના કાર્યો કર્યાહતાં.

**नवमो बुध जग शुद्ध नहि जबही । धरत आरत अन्तर कोई तबही ॥**

**तिन हदे करत प्रवेशही आपे । नवधा भक्ति लक्ष जीनु जापे ॥ ८ ॥**

જે સમયે શ્રી બુદ્ધજીનો અવતાર થયો હતો. તે સમયે જગતના લોકોને ધર્મ સબંધી શુદ્ધ સમજ ન હતી. અને લોકોમાં શુદ્ધ દેવોને પશુઓની બલિ આપવાનો રિવાજ હતો. અને લોકો મદીરા-માંસનું સેવન કરી ઘાતકી કૃત્યો કરવામાં જ આનંદ માનતા હતાં. કોઇ કોઇ સજ્જનો પ્રભુની અંતર આરતવાળા હોવાથી પ્રભુની આરાધના કરીને ધર્મજ્ઞાન અને ભક્તિની ચાહના કરવાવાળા હતાં. તેમના હૃદયમાં પ્રેરણા કરીને નવ

પ્રકારની ભક્તિનો લક્ષ અને જાપ તેઓને શ્રી બુદ્ધદેવે દર્શાવ્યો હતો.

**दशमो कलंकी रूप जब धरही । नकलंक रूप थशे पुनि तबही ॥**

**पाप पून्य सुख दुःख नहि दरसे । एक अखंड भगवानही परसे ॥ ९ ॥**

જગતમાં શ્રી વિષ્ણુદેવનો દશમો કલંકી અવતાર થશે ત્યારે તે અવતાર વિશ્વમાં પ્રવર્તતા નાત-જાતના ભેદભાવ, અનેક મતપંથોના કર્મકાંડના કલંકો, વહેમ અને અંધશ્રદ્ધા તથા કુરિવાજો વગેરે કલંકોને દુર કરી જગતને નિષ્કલંક બનાવશે. જેથી જગતમાં પાપ-પૂણ્ય કે સુખ દુઃખ જેવું રહેશે નહિ અને લોકો એક અખંડ નિત્ય કર્તા પક્ષના થઇ તેમની આરાધના કરી ભગવાન કરૂણાસાગરના ચરણોનો સ્પર્શ કરી સાચા અખંડ સુખનો અનુભવ કરશે.

**युगन युगन जन हित विपु धारण ॥**

**ववा वेश धरे विश्वके कारण ॥ १० ॥**

પરમ પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે દરેક યુગે સંત -સજ્જનોના હિતાર્થે રક્ષણ કરવા શ્રી વિષ્ણુદેવ શરીર ધારણ કરી આ જગતમાં આવે છે.

( दोहा )

**एही दश अवतारन । तीनु धरे वैकुंठ पतिराज ॥**

**जग पालन गुण सात्विक । आयेहु श्री महाराज ॥ १ ॥**

જે દશ અવતારો વૈકુંઠપતિ શ્રી વિષ્ણુદેવે આ વિશ્વમાં ધારણ કર્યા હતાં કારણ કે નિજકર્તાએ પાલન પોષણ કરવાનો અધિકાર તેમને સોંપેલો હોવાથી તે સાત્વિક ગુણના અધિષ્ઠાતા હોવાને લઇ જુગો જુગમાં અવતાર ધારણ કરીને ભાવિક ભક્તોનું પાલન પોષણ અને રક્ષણ કર્યું છે.

**जेही कारज करनन हरि । आई कीये तेही काम ॥**

**उपले क्रत तनु कारज । करके गये सधाम ॥ २ ॥**

જુગો જુગમાં વિષ્ણુદેવે અવતાર લઈને સંત ભક્તજનોના શરીર સબંધી કાર્યો પાલન પોષણ રક્ષણ કરી ભૌતિક ફળ આપ્યુ તે ઉપલક ક્રતના કાર્યો કરીને પોતાના સ્વધામમાં સિધાવ્યા છે.

**एही विधी जुग प्रतिपालन । क्रखी खेत समलोक ॥**

**युगन युगन जश जाहेर । सिरगुन विपु विलोक ॥ ३ ॥**

આ જગત એક ખેતર જેવું હોવાથી જગતમાં વસતા મનુષ્યથી લઇ સર્વ તનુધારી જીવો ખેતી સમાન છે. ખેતીનું પ્રતિપાલન જેમ ખેડૂત કરે છે. એવીજ રીતે જગતરૂપી ખેતીને સંભાળવાનો અધિકાર નિજ કિરતારે શ્રી વિષ્ણુદેવને સોંપેલો હોવાથી જુગો જુગમાં આવીને એમને સોંપેલુ કાર્ય કરી જાય છે. તેથી તેમની કિર્તી અને યશ જગતમાં જાહેર ગવાય છે.

**तेही जश के वश विश्वही । करत विनोद विलाप ॥**

**पण न लहत कर्ता खुद । ओरू आपनु जेही आप ॥ ४ ॥**

દશ અવતારોના યશ ગાવામાં આખુ વિશ્વ વશ પડેલું છે. એવી રીતે કે જુગોજુગમાં વિષ્ણુદેવે આવીને સંત ભક્તજનોનું રક્ષણ કર્યુ છે. તેથી તેમના ગુણ યશ ગાયા છે. અને વિધ્ન કરનાર અસૂરોનો નાશ કર્યો તેથી તેમના આપ્તજનોએ વિલાપ કરીને તેમની અપકિર્તીને અપજશ આપીને એમને તિરસ્કાર્યા છે. પરંતુ એ દશ અવતારો અને યશ ગાવાવાળા ઉપાસકોએ નિજ આપનુ આપ અંશ સ્વરૂપ ઓળખીને ખૂદ નિજકર્તાનું પદ પ્રાપ્ત કરી શક્યાં નથી.

**एही परकार सकल कुल । भये अज्ञान चौ वेर ॥**
**तब निजपति पठवायेहु । साम्रथ श्रीमंत कुवेर ॥ ५ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે "એહી પરકાર" એટલે નિજકર્તાના કરેલા ક્રતરૂપી પ્રભાવમાં વિશ્વભરના સામાન્ય અને વિશેષ સર્વે અંશો "કુલ" એટલે કર્તાની સજાતિના હોવા છતાં હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ નહિ જાણી શકવાથી ચારે દિશાઓમાં અજ્ઞાનરૂપી અંધકાર પ્રસરી ગયેલો નિજકર્તાએ જોયો ત્યારે નિજકર્તાએ અંશોને અંધકારમાંથી જગાડીને ચેતાવવા પરમવિશેષ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ શ્રીમંત કુવેર પ્રભુને આ જગતમાં મોકલ્યા છે.

**सगुण गुण विपु धारत । युगन युगन बहु वार ॥**
**कुवेर कलप परजंतही । धरही एक अवतार ॥ ६ ॥**

ગુણના દેવ જે વિષ્ણુદેવ સગુણરૂપ ધારણ કરીને યુગો યુગમાં બહુવાર અવતાર લઈને આવે છે. પરંતુ પરમ વિશેષ પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન સત્ શ્રીમંત કુવેર પ્રભુ કલ્પમાં એકજવાર અવ્યક્ત અતિદિવ્ય તત્વોનો દેહ લઈને અવતાર ધારણ કરે છે.

**सो निजपति पदकी गम । ओरु आपनु जेही आप ॥**
**तनुधर आद्य तलब एही । करन काज जनु थाप ॥ ७ ॥**

તે નિજકર્તાપદની આલૌકિક ગમ જે આપનુ આપ નિજ અંશનું સ્વરૂપ ઓળખાવીને એકતા કરાવવાના હેતુથી આદ્ય પરમ વિશેષ અંશ અતિ દિવ્ય તનુ ધારણ કરીને આપનપુને પતિપદનું સ્થાપનનું કાર્ય કરીને જગતમાં જાહેર જણાવવા માટે પધાર્યા છે.

**थाप करन निज आपनपु । कहन लक्ष किरतार ॥**
**नारणदास तेही कारन । कुवेर दिव्य अवतार ॥ ८ ॥**

સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે હે અંશ તુ નિજજાણ સ્વરૂપ છે, ચૈતન છે, સક્રિય ગતિવાળો તેમજ સર્વે તત્વનો પ્રકાશક અને સાક્ષી પણ તું જ છે. એવી રીતે પરમગુરુ અંશનું નિજ સ્વરૂપ નક્કી કરાવે છે. આ પ્રમાણે નક્કી કરાવીને સજાતીય કર્તાનો લક્ષ કહી બતાવે છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, એજ કારણથી સત્ શ્રીમંત કુવેરપ્રભુ દિવ્ય અવતાર ધારણ કરીને પધાર્યા છે.



## ત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૦



**ससा साची सत्गुरुकी बानी । ओर बात कल्पीत सब ठानी ॥**

**तजी नित्य अनित्यकु भजावे । पति पख छोड कुपंथ चलावे ॥ १ ॥**

"સ" અક્ષર ઉપરથી સંત સજ્જનોને સમજાવતાં શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, આપનપુને નિજપતિપદને ઓળખાવવા તેમને સંબોધીને જે વચનો ઉચ્ચારીને જણાવવામાં આવે છે તેને સદ્ગુરુની સાચી વાણી કહેવાય છે. આપનપુ અને પતિપદ સિવાયની બીજી બધી વાતો કલ્પીત હોવા છતાં તેનું સ્થાપન કરીને જુઠાને સાચુ મનાવે છે. જે નિત્ય અને સત્ય અવિનાશી છે. તેને ત્યજાવીને ઉત્પન્ન થઇને નાશ પામવાવાળુ છે. (થવાવાળુ છે ) તેનું ભજન કરાવે છે તે અનિત્ય કહેવામાં આવે છે. નિજપતિને પ્રાપ્ત કરવાનો પક્ષ છોડીને જુઠા નાશવંત પંથો ચલાવે છે. તેમાં જીવોને કોઇ શુભ ફળ મળતું નથી.

**ताको कहुं दष्टांत विचारी । देखो निज द्रिघन समज परे सारी ॥**

**दधी को निर सूर किरन शोषाइ । उरधत्ये अवन्य पर प्रसत पोसाइ ॥ २ ॥**

તેનું દ્રષ્ટાંત વિચાર કરીને કહી બતાવું છું, તે તમારા નિજ સ્વરૂપના જ્ઞાન ચક્ષુથી જો શોતો તમને સારી સરળ સમજ પડશે. જેમ સમુદ્રનું પાણી સૂર્યના કિરણોથી શોષાઇને વરાળરૂપે આકાશમાં ચડે છે. તે આકાશમાંથી વરસાદરૂપે પૃથ્વી ઉપર પડે

છે. તેથી સર્વનું પોષણ થાય છે.

**तेही जल सचर चराचर परसु । नदी नवाण भरत पण अरसु ॥**

**छोडी निजपति प्रजा वश भयेउ । छुद्र घाट पनघट शिर नयेउ ॥ ३ ॥**

અંતરીક્ષથી વરસતા વરસાદના પાણીથી સ્થાવર જંગમના સર્વ ઘાટો પોષાય છે. નદી, તળાવ આદિમાં જે પાણી ભરાય છે. તે અંતરીક્ષથી વરસતા વરસાદનું જ પાણી હોય છે. જેમ સઘનઘન છોડી દઈ જગતના લોકો નદી, કૂવા, તળાવ વગેરેને વશ પડીને વખાણે છે. એવીજ રીતે સઘન ઘનરૂપ નિજપતિને છોડી દઇ ભવભરના ઉપાસકો નદી, કૂવા જેવા બ્રહ્મા-વિષ્ણુ મહેશ્વર અને બીજા દશ અવતારો તથા દેવી દેવતાઓ અને જ્યાં પનિહારીઓ પાણી ભરતી હોય, તે પાણી ભરવાનો ઘાટ તેને શુદ્ર બુદ્ધિના મનુષ્યો માથુ નમાવી હાથ જોડીને નમસ્કાર કરે છે. તેવી રીતે ચંદ્ર સૂર્યને પનઘટ સમાન માની હિંદુ-મુસલમાન સર્વે તેને પુજિને નમસ્કાર કરે છે.

**उतपन उनसे लीन तहां होई । देखत सरव मुढ लहत न कोई ॥**

**परवत प्रोड तोडी लघु करे साचा । अंत उनुमे खंडीतपे समाचा ॥ ४ ॥**

જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થાય છે. અને જ્યારે તેનો અંત આવે ત્યારે તેમાંજ સમાય જાય છે. આ હકીકત સર્વ પ્રત્યક્ષપણે જોઇ શકે છે. છતાં મૂઢ બુધ્ધિના મનુષ્યો વાસ્તવિક સમજને ગ્રંહણ કરતાં નથી. મહાન મોટા વિશાળ પર્વતને તોડી તેમાંથી પથ્થર લાવીને તેની મૂર્તિ બનાવડાવે છે. તે નાની મૂર્તિ જોઇને સાચી માની સર્વ લોકો પૂજ્ય ભાવે નમસ્કાર કરે છે, પરંતુ વિશાળ પર્વતને કોઇ નમતુ નથી. જે વિશાળ પર્વતમાંથી પથ્થર લાવી નાની મૂર્તિ બનાવી હતી તે ખંડિત થઇ જાય ત્યારે તેમાં નાંખી આવે છે. અને તે તેમાજ સમાઈ જાય છે.

**जलसे वनस्पति सिंचत जीवाई । छोडी जल पुजत द्रुम द्रढताई ॥**

**सूर अंश अग्नि प्रगटयेउ । अनल अंश दीपक निरमयेउ ॥ ५ ॥**

જેમ જળના સિંચનથી સર્વે વનસ્પતિ જીવે છે. તે જળ જ સર્વે વનસ્પતિનું જીવન છે એવું નહિ સમજનારા દ્રઢ વિશ્વાસ લાવીને વનસ્પતિનેજ પૂંજે છે. તેવીજ રીતે સૂર્યથી અગ્નિ પ્રગટ થાય છે અને તેજ અગ્નિથી દીવો પ્રગટાવવામાં આવે છે.

**सूर अग्नि तज दीप शिर नाये । देखो ए जगतकी अकलही बनाये ॥**

**अकल पुरानी गई जग सबकी । नकल सकलकु उतपन अबकी ॥ ६ ॥**

સૂર્ય અને અગ્નિને ત્યજી દઈ જગતના લોકો દીવાને મસ્તક નમાવી નમસ્કાર કરે છે. હે જાણકાર સજ્જનો ! તમો જુઓ તો ખરા કે આ જગતના મનુષ્યો પોતાની અકલથી માનંદી બનાવી હોય તેને જ ઇષ્ટ માને છે. જુનામાં જુની જે અસલ અકલ હતી. તે સર્વ અંશોની જતી રહી ત્યારથી જ પોતાની ઉપજાવી કાઢેલી નકલને સાચી માની અત્યાર સુધીના લોકો તેની જ ઉપાસના કરે છે.

**कोई जगमे सच्चा नर भगता । पति पख ग्रही आन्य तजे सब व्यगता ॥**

**सत् वचन विरला कहे ज्ञानी । ससा साची सत्गुरुकी बानी ॥ ७ ॥**

આ જગતમાં કોઈક જ મનુષ્ય એવો સાચો નરવીર હોય તે સદ્‌ગુરુનો શરણાંગત થઈ સદ્‌ગુરુની જ ભક્તિ કરે છે. તે નિજપતિના પક્ષનો થયેલો હોવાથી બીજા ઉપજાવી કાઢેલા વગવાળા ઈષ્ટોને નિજ અંતરમાંથી ત્યજી દીધા છે. જેમ છે તેમ સત્ વચન કહેનારા કોઈક જ જ્ઞાની વિરલા પુરુષો હોય છે. હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ સમજાવે તે સાચી સદ્‌ગુરુની વાણી છે.

**( दोहा )**

**सार शब्द सत्गुरु तणो । असार शब्द जग जाण्य ॥**

**द्वैत रमण जाहां ल्यौ लगे । कहन ग्रहण सब हाण्य ॥ १ ॥**

નિજ આપનું આપ અંશ સ્વરુપ અને પતિપદને ઓળખવાની ગમગતિ જેમાં સમાઈને રહેલી છે તે સદ્‌ગુરુનો સાર શબ્દ છે. જે અસત અને અનિત્ય ઉત્પન્ન થઈને

લય પામવાવાળુ છે. તેને સંબોધીને જેટલા શબ્દો બોલવામાં આવે છે. તે અસારરૂપે હોવાથી તેમાંથી જાણીને કંઈ પ્રાપ્ત કરવા જેવું નથી. નામ રૂપ, ગુણની આદ્યે જેટલા દ્રશ્ય પદાર્થોનો જ્યાં સુધી વિસ્તાર થયેલો છે. એ દ્રશ્ય દ્વૈત વિલાસમાં જ જીવમાત્રના મન રમણ કરી રહ્યા છે. જ્યાં લગી દ્વૈત જગતનો પસારો છે. ત્યાં સુધી કહીને ગ્રહણ કરવાની ઈચ્છા રાખે તે સર્વે હાનીરૂપ હોય તેમાં નિજ સ્વરૂપ સબંધી કોઈપણ લાભ મળતો નથી.

**जीनमे पतिको पख नहि । अन्ते दुःख देनार ॥**

**अलग रहो अबसे सब । ग्रहो पतिपद सार ॥ २ ॥**

જે વાણીથી વેદ, શાસ્ત્રો અને પુરાણો રચાયા છે. તે વાણી સર્વે પતિપદના પક્ષ સિવાયની છે તે વાણી સાંભળીને આશા રાખી આદર કરવામાં આવે તો, છેવટે મહાદુઃખી થાય છે. એટલાં જ માટે જે સદ્ગુરુનો સારશબ્દ છે. તેને સાંભળીને ગ્રહણ કરવાથી પતિપદને પ્રાપ્ત કરવાનું સાચુ જ્ઞાન મળે છે. હવેથી જ્ઞાન સમ્પ્રદાયના સંત સજ્જનો સાવધ થઈને બાદલી વાણી બાદ કરી સર્વજ્ઞ પરમગુરુની અલૌક્કિ વાણી શ્રવણ કરીને છેવટના સારરૂપે પતિપદને ગ્રહણ કરો.

**निज पतिपद जन चाहेहो । ग्रहो श्रीमंत कुवेर शरण ॥**

**नारणदास निश्चे कहे । मीटे जन्म ओरु मरण ॥ ३ ॥**

જે કોઈ સંત સજ્જન નિજપતિને પ્રાપ્ત કરવાની ચાહના રાખતા હોય, એવા ઉપાસકજનોને સત્ શ્રીમંત કુવેર પ્રભુનું શરણ ગ્રહણ કરવું. શ્રી નારણદાસજી મહારાજ સ્વઅનુભવથી નિશ્ચય કરીને કહે છે કે, તમારૂ જન્મ અને મરણ હંમેશના માટે દુર થઈ જશે.





## એકત્રિંશતમ્ અક્ષર - અંગ = ૩૧



**षषा षोजो गुरु ग्यम अति भारी । खोजावनहार मोरसदकी यारी ॥**

**बिन यारी एही अरथ न पावे । व्रेहेवंत पुनि अन्तही न जावे ॥ १ ॥**

"ષ" અક્ષર ઉપરથી સંત સજ્જનોને સંબોધીને શ્રી નરવેદસાગર મહારાજ કહે છેકે, ગુરુગમ ભારેમાં અતિભારે હોવાથી તેનો તોલકે મૂલ થઇ શકે તેમ નથી. એ ગુરુગમ ગતિને તમારી નિજ દ્રષ્ટિએ ખોજ કરો. તે શોધ કરી આપનાર મહાન સમર્થ સદ્ગુરુ હોય તેમની સાથે અતિ પૂરો પ્રેમ જોડીને તેમના શરણાંગત થઇ રહેવું. જ્યાં સુધી પૂરો પ્રેમ જોડવામાં ના આવે ત્યાં સુધી પરમપદ પ્રાપ્ત કરવાનો પરમ અર્થ સરતો નથી. એટલાજ માટે તમારા નિજ અંતરમાં વ્રેહ વૈરાગને ઉત્પન્ન કરી સદ્ગુરુની એકતામાં નિરંતર ભાવે રહેવું. જો એવી રીતે રહેવામાં આવે તો, સકર્તાપતિના સંકલ્પનો અંત આવે ત્યાં સુધી સદ્ગુરુનો સબંધ છૂટી શકતો નથી.

**पादु बिना निज पंथही कटना । द्रिघन बिना देखे वहीवटना ॥**

**श्रवण बिना सूने शूभ वचना । अमृत पान करे बिनु रसना ॥ २ ॥**

જે કૈવલધામે જવાનો કાયમપંથ છે તે પગો વિના કામય પંથ કાપીને કૈવલધામે પહોંચવાનું છે. એવી રીતે કૈવલધામની અલૌક્કિતા અતિ અદ્ભૂત હોવાથી ચર્મચક્ષુ વિના તે વહિવટ જોઇને જાણવા જેવો છે. તેજ પ્રમાણે શ્રવણ વિના સર્વજ્ઞ પરમગુરુના શુભ વચનો સાંભળવાના છે. કૈવલના અલૌક્કિ દેશમાં જીભ્યા વિના પરમગુરુના વચનામૃતનું પાન કરવાનું છે.

**मुख बिन गान सूरत बिनु निरखत । अन्तःकरण हृदे बिनु हरखत ॥**

**बिना कुप उत्पन जल भारी । बिनु गागर जल भरे पनीयारी ॥ ३ ॥**

કૈવલધામમાં મુખ વિના ગાન અલૌક્કિ પ્રકારના ગાવાના છે. અને સૂરત વિના

જોવાનું છે. તેમજ અંતઃકરણ અને હૃદય વિના અતિ હરખાય છે. ત્યાં કૂવા વિના અખૂટ જળ ભરેલું છે. અને ગાગર વિના પનિહારીઓ પાણી ભરે છે.

**बिनु बाजा जाहां नाद छत्रीसु । बिना पुरुष लक्षण बत्रीसु ॥**
**बिनु त्रीया ज्यां विहार विलासी । सूरज किरण ज्यौ करत किलासी ॥ ४ ॥**

તે કૈવલધામમાં વાજિંત્રો વિના છત્રીશ પ્રકારના નાદ થઈ રહ્યા છે. એવી જ રીતે પુરુષ વિના બત્રીશ લક્ષણ જોવા જાણવામાં આવે છે. તેજ પ્રકારે નિજધામમાં સ્ત્રીઓના તન વિના વિહારનો વિલાસ થઈ રહ્યો છે. તેમજ સૂર્યના કિરણ વિનાના પ્રકાશથી બહુ પ્રકારની મોજનો આનંદ અનુભવાય છે.

**बिनु अग्नि उद्योत अपारा । बिनु घन वरसे अखंड धारा ॥**
**बिनु अवनि अचवन करे सबही । बिना अंकुर उगे द्रुम तबही ॥ ५ ॥**

અગ્નિ વિના અપરંપાર અંજવાળુ છે. તેજ પ્રમાણે સઘનઘન વિના અખંડધારાએ વરસાદ વરસી રહ્યો છે. પૃથ્વી વિના ત્યાં નિવાસ કરનાર સર્વે અંશો આચમન કરી રહ્યા છે ત્યાં નિજ અંકુર વિના ઘણાં વૃક્ષો ઉગેલા છે.

**बिना शशी सूर सकल सब सुझे । बिना कर सूर ते गोध जझुझे ॥**
**बिना शिर नाय पाय बिनु परसे । बिना तनु तत्व मुरत छबी दरसे ॥ ६ ॥**

સૂર્ય ચંદ્રના પ્રકાશ સિવાય સર્વ પ્રકારે સૂઝ એટલે દેખાય છે. હાથ વિના મહા બળવાન યોદ્ધો યુદ્ધ કરી રહ્યો છે. મસ્તક વિના નમસ્કાર કરે છે. એજ રીતે ચરણ વિના સ્પર્શ કરવામાં આવે છે. શરીર અને શરીરના તત્વો સિવાયની અલૌકિક મૂર્તિ બહુજ સુંદર સોહામણી દેખાય છે.

**बिना गुरु गुरु सेवक बिनु शीशा । इनको अरथ लहे सोई मम ईशा ॥**
**एतनो लक्ष कोई ग्रहत विचारी । षषा षोजो गुरु ग्यम अति भारी ॥ ७ ॥**

દ્રશ્ય ઘાટ વિનાના ગુરુ પરમગુરુ છે. અને સેવકપણાનો દાવો ન રહી શકે એવો શિષ્ય છે. એ અગમ્ય ગતિના અર્થને જે સમજી શકે એ મારા ઈશ નિજ કૈવલ કર્તાને પ્રાપ્ત કરી શકશે. ઉપર જે વર્ણન કરી બતાવ્યું એનો અર્થ જે વિચારીને સમજી શકશે. તે અદ્‌ભૂત ગુરુગમનો અધિકારી થશે.

( दोहा )

**जहां गुरु ग्यम इत ग्यम नहि । ए समसा समजी जोय ॥**
**द्रिघन देखे नहि सूर बिना । गुरु बिना लहत न कोय ॥ १ ॥**

જ્યાં ગુરુગમની ગતિ અતિ અકળ રહેલી છે. ત્યાં આ બાજુની ગમ પહોંચી શકતી નથી. એ ગુરુગમની સાનથી સમજીને જોઇ શકેતો જેમ સૂર્ય વિના ચક્ષુ જોઇ શકતાં નથી. એમ સદ્‌ગુરુ વિના નિજલક્ષ પ્રાપ્ત થતો નથી.

**हरिहर अज इन्द्रादिक । सूर मनु सहित प्रचंड ॥**
**बिन गुरु कोहु न पावत । इनकी आद्य बह्मांड ॥ २ ॥**

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ઈન્દ્ર અને દેવો તેમજ મનુષ્ય સહિત પ્રચંડ શરીરોવાળા બ્રહ્માંડની આદ્યે સમસ્ત જગત સમર્થ સદ્‌ગુરુ વિના ગુરુગમની અકળગતિને કોઇ જાણી શકતું નથી.

**प्रगट परमगुरुको कहुं । श्रीमंत कुवेर साक्षात् ॥**
**नारणदास बलहारही । ज्यां निशदिन गुरु ग्यम बात ॥ ३ ॥**

જે કોઈ સંત-સજ્જનોને મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુને જોવાની ઈચ્છા થાય તો, તેમનું પ્રગટ સ્વરૂપ સત્ શ્રીમંત કુવેર પ્રભુ પોતે સાક્ષાત છે. શ્રીનારણદાસજી મહારાજ કહે છે કે, પરમ પ્રભુના ચરણોને અનેકવાર ધન્યવાદ આપીને હું સમર્પિત થઇ જાઉં છું. એ પરમ દયાળુના સન્મુખ રહેવાથી દિવસ અને રાત સદા સદોદિત ગુરુગમની વાતનો પરમ લાભ મળતો હોવાથી હું અખંડ આનંદ અનુભવુ છું.



## દ્વાત્રિંશતમ્ અક્ષર = અંગ - ૩૨



**शशा सरजन एक हरि वरीया । भक्त अनिन पतिव्रतावत तरीया ॥**
**सचराचरके स्वामी सर्वेश्वर । बहु बल अकल गति परमेश्वर ॥ १ ॥**

"શ" અક્ષર ઉપરથી સંત સજ્જનોને સાચુ સમજાવતાં શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સમસ્ત જગત અને અનેક અંશોનો ઉદય કરનાર સર્જનહાર હરિ એકજ છે. તે હરિ સર્વે અંશોના નિજપતિ હોવાથી કોઇક ભક્તજન કે સંત પતિવ્રતા ધર્મને અનુસરી અનિન ભાવથી તન, મન અને વચનથી નિજપતિને વરેલા છે. તે પતિની આધિનતામાં રહી પતિવ્રતાવત નિજધણીની પરમ પ્રિયા થઇને રહ્યા છે. તે પરમ પરમેશ્વર અતિ અકળ ગતિવાળા હોય, ઇન્દ્રિઓકે અંતઃકરણથી તેને કોઇ કળી શકે તેમ નથી. તેવા અનેક પ્રકારના અનુભવની ઐશ્વર્યતાવાળા બહુ બળવંતા અંતરજામી સ્થાવર અને જંગમ સર્વે ઘાટોના સર્વેશ્વર સ્વામી છે.

**प्रेम नेम पुरण पख साचे । ज्यौ सत्वंती पति पर राचे ॥**
**त्रीया सनेह सुघडता जणवु । पुरुष एक गो चतुर्दश गणवु ॥ २ ॥**

જે ઉપાસકજનો નિજપતિ પક્ષના થયા છે. તેમનો પૂરણ સાચો પ્રેમ પતિ સાથેનો હોવાથી નિજપતિની રીતમાં રહેવું અને જે કરવા યોગ્ય હોય તે નિષ્ઠાપૂર્વક કરવું એવો દ્રઢ નેમ ગમે તેટલા વિઘ્નો આવે તો પણ નેમ ભંગ થાય નહિ. એવા પ્રેમી નેમી જેમ સતી નારી ક્ષણવાર પતિને વિસરતી નથી. અંતરને બહાર એક પતિનેજ દેખતી હોય, એક પતિનું જ ચિંતન કરે છે. તેજ પ્રમાણે પ્રેમી નેમી નિજપતિના સ્વરૂપમાં લીન થઈને અહોનિશ પતિનું જ વિલોકન કરે છે. હવે પતિવ્રતા નારીનો તેના પતિ સાથે અતિ શુદ્ધ સ્નેહ છે. તેની સુઘડતા જણાવીને તમને નિશ્ચય કરાવું છું. જેથી તમે સાચુ સમજી શકશો. પતિવ્રતાનો જે પુરુષ છે તે પુરુષ એકજ હોવા છતાં તેના શરીરમાં ઇન્દ્રિયો ચૌદ છે.

**चौद इन्द्रिय पुनि अंश आधारा । त्रीया समलीत ग्रहे अंग पसारा ॥**

**करत अंग छेदन दुःख पतिकु । पुरुष न रीझे शुद्ध स्नेहसे सतीकु ॥ ३ ॥**

તે પુરુષના શરીરમાં ચૌદ ઈન્દ્રિઓ છે ! તે ચૌદે ઈન્દ્રિયો ચૈતન અંશના આધારે જીવતી જાગતી રહેલી છે. તે પતિવ્રતા જ્યારે પુરુષના શરીરની સેવા કરે છે. ત્યારે શરીરના કોઈપણ અવયવને ટાળી દેતી નથી. કારણ કે ઈન્દ્રિઓરૂપી અવયવો શરીરની સાથે મળીને જ રહેલા છે. પતિવ્રતા પતિના શરીરની સેવા કરતાં તેની સમજણમાં કીચિંત ઉણપતા હોવાના કારણથી પતિના એક અંગમાં તેને ખામી દેખાઈ, તેથી તેને એવો વિચાર આવ્યો કે ખામીવાળો ભાગ છે તેનું છેદન કરી નાખુતો સુશોભિત દેખાય. એવી ગણતરીથી એક અવયવનું છેદન કરી નાખ્યું તેથી પતિને ઘણું દુઃખ થયું. અને મન સાથે વિચારવા લાગ્યા કે આ સ્ત્રી સેવા કરવાને લાયક નથી. સતી સ્ત્રીનો પુરુષ સાથે શુદ્ધ સ્નેહ હોવા છતાં તેના પરત્વે રીઝીને દ્રષ્ટિ રાખતો નથી.

**अंश सहित इंद्रि अंग पुरुष । लहे भिन्न अंग सती एक करे उरस ॥**

**व्रतत सेवा भिन्न भेव एक भाव । पतिव्रताको एही निज दाव ॥ ४ ॥**

અંશ સહિત ચૌદ ઈન્દ્રિઓ અને આખુ અંગ મળીને એક જ પુરુષ છે. આખુ અંગ પુરુષનું હોવા છતાં ઈન્દ્રિયો પતિથી જુદી છે એવું પતિવ્રતા સમજીને એક ઈન્દ્રિ પર અભાવ કરે છે. સેવા કરવાના સમયે પતિવ્રતા દેહદ્રષ્ટિએ પતિથી અલગ છે. પરંતુ તેના અંતર અને બાહ્ય, પોતાનો ભાવ પતિ સાથે એકમેક થઇ ગયેલો હતો. એક નિષ્ઠા અને એકમેકતાના ભાવથી પતિની સેવા કરનાર પતિવ્રતા સ્ત્રી, પતિવ્રત ધર્મ પાળવાનો દાવ પોતે જીતી જાય છે.

**कर्ता जीवन चरअचर अनादी । चौद ईन्द्रिय देव कीयेहु सवादी ॥**

**ईन्द्रि चेतन चराचर चैतनही । भोवन चतुर्दश अंग जड तनही ॥ ५ ॥**

નિજ સકર્તાપતિ સર્વના જીવનદાતા હોવાથી સ્થાવર જંગમના સર્વે ઘાટોને જીવન

પોષીને સજીવન કરેલા છે. જેવી રીતે આપણા પ્રત્યેક શરીરોમાં ચૌદ ઇન્દ્રિઓ આવેલી છે. એ ચૌદ ઇન્દ્રઓના સ્થાને દેવો રહેલા હોય; જુદા જુદા વિષયોના સ્વાદમાં આશક્ત થયેલા છે તેથી જ જીંદગીભર સ્વાદના ભોગ ભોગવે છતાં તૃપ્ત થતાં નથી. તે ઇન્દ્રિઓ, અંતઃકરણ અને તેના દેવો એ સર્વને ચૈતન કરનાર નિજઅંશ તે સર્વેથી ન્યારો રહેલો છે. એ નિજ અંશની ચૈતનવૃતિનો ભાસ જ્યારે ઓહંગ પ્રણવ ઉપર પડે છે. ત્યારે ઓહંગ ચૈતન સક્રિય ગતિવાળો થઇને અંશની ચૈતનતા શરીરમાં સર્વાંગે રોમરોમ અને રગેરગમાં વ્યાપક થઇ જાય છે. અને તે ચેતનાથીજ ઇન્દ્રિઓ ચેતન થયેલી છે. એ દ્રષ્ટાંતના ન્યાયે મહાદ્ ચૈતન સર્વજ્ઞ પરમગુરુની દ્રષ્ટિ સોહંગ પ્રણવ ઉપર પડેલી છે. તેથી તે સોહંગરૂપી જે અનાદિ જીવનના પોષણથીજ વૈરાટની આદ્યે સ્થાવર જંગમના સમસ્ત ઘાટો ચેતનતાવાળા થયા છે. વૈરાટની અંદર ચૌદ દેવોના ચૌદ જડ ભૂવનો આવેલાં છે, તે ચૌદ ભુવનો સમષ્ટિ વિશાળ વૈરાટ છે. તે ભગવાન કરૂણાસાગરનું સગુણ શરીર કહેવાય છે અને તે ચૌદ ભુવનો તે સગુણ શરીરના અવયવો ગણાય છે. અને જીવનરૂપ જે નિર્ગુણ શરીર તે સગુણ સ્વરૂપમાં સર્વાંગે વ્યાપક થઇને રહેલું છે. અને તે સોહંગ સ્વરૂપના શિર ઉપર સર્વજ્ઞ પરમગુરુ ત્યાં બિરાજીને રહેલા છે. જેવી રીતે આપણુ ભૌતિક શરીર છે. તેના વિશે સર્વાંગે ઓહંગ વ્યાપક થઇને રહેલો છે. તે ઓહંગના શિર ઉપર જેમ અંશ આવેલો છે. એ ન્યાયે સમજી લેવું.

**अखंड स्वरुप साम्रथ पति राजे । सुघड संत पतिव्रतावत बाजे ॥**

**अंश सुसंग भिन्न सेवकाई । समलीत चर अचरा गति पाई ॥ ६ ॥**

અખંડ સ્વરૂપે અનંત સામ્રથતાવાળા નિજ સકર્તાપતિ પોતાના કેવલધામમાં અચળપણે કાયમ બિરાજે છે. સચેતન વૃત્તિના સુઘડ સંત પતિવ્રતાવત હોવાથી નિજપતિ સાથે અંતર બાહ્ય પૂર્ણ પ્રીતિ રાખીને વળગી રહે છે. ચૈતન અંશ પરમપતિની પતિવ્રતા થઈને નિજપતિનો સુસંગ કરી પોતાના સ્વરૂપથી ભિન્ન રહીને સ્વામીની

અખંડ સેવા કરે છે. તે નિજપતિની અખંડ સેવાના પ્રતાપે તે અંશને સ્થાવર-જંગમના સર્વ ઘાટોમાં એકજ સરખી વ્યાપક થઈને રહેલી નિજપતિની પરમગતિ તેને પ્રાપ્ત થાય છે.

**जांहीसे छेदन मम पति दुःख माने । पूरणेश्वर पीयु अंशके जाने ॥**
**पति संगे सुख सुधा सम दरीया । शशा सरजन एक हरि वरीया ॥ ७ ॥**

જે અંશ નિજપતિની પતિવ્રતા થઈને રહેલા છે. તે સકર્તા સ્વામીની એકતાવાળો હોવાથી પોતાની નિજજાણ દ્વારા જાણી શકે છે કે મારા પરમ પિયુની પરમગતિ બ્રહ્માંડની આદ્યે સ્થાવર જંગમના સઘળા ઘાટોમાં ભરપૂર ભરાઈને રહેલી છે. તેથી હું જ્યાં છેદન કરૂં ત્યાં મારા નિજનાથને દુઃખ થશે એવું જાણીને પરમપતિને આધિન થઈ રહે છે. સર્વજ્ઞ પતિના સંગમાં કાયમ રહેવાથી અમૃતના સાગર સમાન પરમસુખની પ્રાપ્તિ થાય છે.

( दोहा )

**पुरणानंद परमेश्वर । अपूरण कह्या न जाय ॥**
**जे जाने अपूरण हरि । मिथ्या जन्म गुमाय ॥ १ ॥**

અનંત પરમ વિભૂતિઓ પરમેશ્વરના સ્વરૂપમાં સમાયને રહેલી છે. તેજ પરમેશ્વર પોતે વ્યષ્ટિ સમષ્ટિના સમસ્ત ઘાટોમાં પૂર્ણ ગતિરૂપે વ્યાપક થઈને રહેલા છે. તેજ પરમેશ્વરને કોઈ ઉપાયે તેમજ કોઈપણ પ્રકારે અપૂર્ણ કહી શકાય તેમ નથી. જે કોઈ ઈષ્ટના ઉપાસક કે સિદ્ધાંતવાદી એવા જે હરિને અપૂર્ણ માનશે, તે આખોય જન્મારો વ્યર્થ ગુમાવી દેશે.

**भिन्न माने बहु मतांतरे । लहे न निजपद एक ॥**
**ज्यौ तरीया व्यभिचारीणी । मानत पति अनेक ॥ २ ॥**

પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરને નિજ કેવલ કર્તાથી જે જુદા

માનશે તેવા બહુ મત મતાંતરવાળા જન જે હશે. તે એક નિજ કૈવલપદને પ્રાપ્ત કરી શકશે નહિ. જેવી રીતે કોઈ નારી વ્યભિચારીણી હોવાથી અનેક પતિને માને છે.

**हस्त मेलाप जीनसे भया । सो पति श्रीमंत कुवेर ॥**

**नारणदास पतिव्रत हे । पुरुष एक तीनु हेर ॥ ३ ॥**

જેની સાથે મારો હસ્ત મેળાપ થયો છે. તે મહાન સામ્રથ શ્રીમંત કુવેર પ્રભુ પોતે જ છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હું તેમની પતિવ્રતા હોવાથી તે નિજપતિ પરમપુરુષને મારી નિર્મળ દ્રષ્ટિએ અહોનિશ નિહાળું છું.



## ત્રયસ્ત્રિંશતમ્ અક્ષર : અંગ - 33



**हे हा हरि गुरु एक स्वरुपा । ताको कहु दष्टांत अनुपा ॥**

**कनक कुंडल दोउ नाम धराये । जुगल नाम वस्तु एक पाये ॥ १ ॥**

"હ" અક્ષરને અનુલક્ષી સંત સજ્જનોને સમજાવતા શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હરિરૂપ નિજ કૈવલકર્તા અને પરમગુરુ એક જ સ્વરૂપે રહેલા છે. તેનું અનુપમ દ્રષ્ટાંત આપીને સિધ્ધાંત સમજાવું છું. જેમ સોનામાંથી કુંડળ બનાવવામાં આવે છે. તેથી કુંડળ અને સોનું એમ બે નામ પડે છે. પરંતુ કારણ કાર્યનો નિર્ણય કરી જોતા વસ્તુ એક જ છે. એમાં કોઈ શંકાને સ્થાન નથી.

**नाज भोजन भिन्न नाम धरेहु । पदारथ उभये न द्रष्ट परेहु ॥**

**पुष्प वासना तुपमे सवादु । हरि गुरु पद येम देखो अनादु ॥ २ ॥**

જેવી રીતે અનાજમાંથી ભોજન બનાવવામાં આવે છે. ત્યારે તેનું નામ જુદું પડે છે. છતાં વિચાર કરીને જોઈએ તો, બે પદાર્થો દ્રષ્ટિએ દેખાતા નથી. પરંતુ વસ્તુ એક જ છે. દષ્ટાંતે જેમ પુષ્પ અને વાસના એકમેક પણે મળીને રહેલા છે. તેવી જ રીતે

ઘીમાં સ્વાદ સમાઈને રહેલો હોય. નિજ દ્રષ્ટિએ જોતાં જુદો દેખાતો નથી. તે દ્રષ્ટાંતના ન્યાયે હરિરૂપ કૈવલકર્તા અને પરમગુરુ અનાદિના એક જ સ્વરૂપે છે.

**सुखदायक गुरु अधिक सराई । कहु समज देखो द्रिघन फीराई ॥**

**महा अग्नि निज अरुप अनादि । उनसे प्रगट सुर सब सुखनादि ॥ ३ ॥**

પરમાનંદનું પરમ સુખ દેનાર સર્વજ્ઞ પરમગુરુ નિજ કૈવલ કર્તાથી પણ અધિક છે. તેની તમને શુધ્ધ સમજ પડે એવું કહી બતાવું છું. તે તમારા અંતર ચક્ષુની દ્રષ્ટિ ઉર્ધ્વ કરીને જોશો તો જેમ છે તેમ દેખાશે. મહા અગ્નિ પોતે અરૂપી અને અવ્યક્તપણે અનાદિનો હોવા છતાં કોઈ જાણીને જોઈ શકેલું નથી. પરંતુ જે અરૂપ અને અવ્યક્ત રહેલા મહાઅગ્નિમાંથી સૂર્ય પ્રગટ થઈને સર્વને સુખ આપે છે.

**आद्य अगन्य तिमिर नहि हरही । सुरसे काम अनंत पुनि सरही ॥**

**अग्न अभोक्ता अरुप अखंड । भोक्ता सरुप सूर नित्य नहि पिंड ॥ ४ ॥**

આકાશમાં અરૂપી રહેલો મહાઅગ્નિ અંધકારને દુર કરી શકતો નથી. પરંતુ મહા અગ્નિમાંથી ઉત્પન્ન થયેલાં સૂર્યથી અંધકારનો નાશ થતો હોય, બીજા અનેક કામ થાય છે. તે મહા અગ્નિ અરૂપી અને અભોક્તા હોવાથી અવ્યક્તપણે અખંડ રહે છે. પરંતુ સૂર્યનું પ્રગટ સ્વરૂપ ભોક્તા હોવાથી તેમનું શરીર નિત્ય અને કાયમ રહી શકતું નથી.

**महा अग्नि कैवल सरवज्ञे । गुरु सुर अघ तिमिर करे तज्ञे ॥**

**ज्ञान प्रकाश भया जग माई । स्त्रव सुखदायक गुरु सुख सांइ ॥ ५ ॥**

સિધ્ધાંતે મહા અગ્નિરૂપે નિજ કૈવલકર્તા સર્વજ્ઞ છે. સૂર્ય સ્વરૂપે પ્રગટ થયેલા મહાન સમર્થ પરમગુરુ અજ્ઞાનરૂપી અંધકારને મટાડી દુર કરી શકે છે. પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ પરમગુરુ જગતમાં અખંડ જ્ઞાન પ્રકાશ કરવાવાળા હોવાથી સર્વ પ્રકારનું સુખ દેવાવાળા પરમ સુખદાતા અનેક જીવોના નિજ ધણી છે.

**एही ममयार पार करे पलमे । अनंत ब्रह्मांड पति देवे निज दलमे ॥**

**मंगलमूर्ति मनोज लजावन । असंख्य जीव अघवंत कीये पावन ॥ ६ ॥**

એજ મારા સાચા ધણી હોવાથી એક આંખના પલકારામાં ભવપાર કરવાવાળા છે. તે સર્વજ્ઞ પરમગુરુ પરમ દયા કરીને અનંત બ્રહ્માંડોના પતિ નિજ કૈવલકર્તાને સેવકોના હૃદયમાં સ્થાપીત કરે છે. તે અનંત દયાળુની પરમ કલ્યાણકારી અલૌકિક મૂર્તિ જોઈને કામદેવ પણ લજ્જા પામતો હોય, શરમાઈ જાય છે. અસંખ્ય જીવો બહુ પ્રકારના પાપોથી ઘેરાયેલા હોવા છતાં એ પરમ દયાળુની મંગલ મૂર્તિના દર્શન કરવાથી પરમ પવિત્ર બની જાય છે.

**खुद मालिक मनोरथ जब करही । निजपति इत गुरुका तनु धरही ॥**

**जन तारन प्रभु धरे निज रुपा । हे हा हरि गुरु एक स्वरुपा ॥ ७ ॥**

ખૂદ માલિક નિજ કૈવલકર્તા મનમાં ઈચ્છા કરીને પોતાના સજાતીય અંશોનુ પરમ કલ્યાણ કરવા સર્વજ્ઞ પરમગુરુનું રૂપ ધારણ કરે છે. સંત-સજ્જનોને તારવાના કારણને લઈ પરમ પ્રભુએ નિજ સ્વરૂપમાંથી દ્વૈતરૂપ ધારણ કર્યું છે.

( दोहा )

**चौद तबक पर तखत हे । मालिक सबका सोय ॥**

**उनके अंश सब बिखरेहु । उलट गये नहि कोय ॥ १ ॥**

ચૌદતબક ઉપર જેનું અવિગત તખત આવેલું, તે તખત પર અખંડ બિરાજેલા સામાન્ય વિશેષ સર્વે અંશોના ખુદ માલિક છે. તેમના જ અનંત અંશો વિદેશમાં જ્યાં ને ત્યાં વિખરાઈ જવાથી તે ઉલટ પાછા ફરીને કોઈ અંશ નિજઘેર જઈને કરૂણેશ કૈવલપતિને મળી શક્યા નથી.

**तेही अंश उलटावन । श्रीमंत कुवेर इत आय ॥**

**नारणदास अब क्यों फीरें । रहे चरन लपटाय ॥ २ ॥**

તે વિખરાયેલા સર્વે અંશોને ઉલટાવીને પાછા ફરી નિજ ઘેર લઈ જવાના હેતુથી નિજપતિ શ્રીમંત કુવેર પ્રભુનું રૂપ ધારણ કરીને આ મૃત્યુલોકમાં પ્રગટ થઈને આવ્યા છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે તે પ્રભુના અખંડ ચરણ કમળમાં હું લપટાઈને રહેલો હોવાથી હવે મારે ભવના ફેરા ફરવાના રહેતા નથી.

**अनन्त अंश शरणे लीये । करी मुगता हल ज्ञान ॥**

**ज्यौ घनत्ये स्थावर बीज । उदे होय यौ जान ॥ ३ ॥**

શ્રીમંત કુવેર પ્રભુ વિશ્વમાં પધારીને કૈવલ મોક્ષ પ્રાપ્ત કરવાનું જ્ઞાન આપીને અનંત અંશોને પોતાના શરણમાં લીધા. જેવી રીતે જ્યારે સઘનઘનમાંથી વરસાદ વરસે છે. ત્યારે સ્થાવર વૃક્ષ જાતિના સર્વ બીજગો ઉગી નીકળે છે એમ જાણવું.

**गुरु करुणा सघन घन । जग जीव बीजग अपार ॥**

**प्रसत प्रौढ पल्लव भये । दरसत निज देदार ॥ ४ ॥**

સર્વજ્ઞ પરમગુરુનું ચૈતન ચિદ્ સ્વરૂપ સઘન ઘનરૂપે હોય, તેમાંથી કરૂણારૂપી વરસાદ વરસે છે. તે કરૂણારૂપી વરસાદના પાણીથી જગતના અનેક જીવો બીજગરૂપે રહેલા તે ઉગીને "પલ્લવીત" એટલે અંકુરોનો ઉદય થયો. તે ઉદય પામેલા અંકુરો વિશેષ વિકાસ પામીને વૃક્ષરૂપે થયા ત્યારે નિજસ્વરૂપ અનુભવની દિવ્ય દ્રષ્ટિએ દેખાવા લાગ્યું.



## ચતુર્ત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૪



**श्रीपद सरस जनीत जग मोहा । पतिपद प्रभुसु करावत द्रोहा ॥**

**इन माया वश अचर चराचर । तनु धर पक्ष रही सभराभर ॥ १ ॥**

હવે મહાન મોટા દરજ્જાવાળી માયાનું સરસ સુશોભિત રૂપ જોઈને જગતના સર્વજીવો બહુ મોહિત થાય છે. તે ત્રિગુણી માયાના ઘણાં રૂપ હોવાથી કયું રૂપ ધારણ કરીને, મોહજાળમાં નાખી નિજપતિ પ્રભુ સાથે વિયોગ કરાવે છે. તેને મોટા મોટા

તે વિખરાયેલા સર્વે અંશોને ઉલટાવીને પાછા ફરી નિજ ઘેર લઈ જવાના હેતુથી નિજપતિ શ્રીમંત કુવેર પ્રભુનું રૂપ ધારણ કરીને આ મૃત્યુલોકમાં પ્રગટ થઈને આવ્યા છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે તે પ્રભુના અખંડ ચરણ કમળમાં હું લપટાઈને રહેલો હોવાથી હવે મારે ભવના ફેરા ફરવાના રહેતા નથી.

**अनन्त अंश शरणे लीये । करी मुगता हल ज्ञान ॥**

**ज्यौ घनत्ये स्थावर बीज । उदे होय यौ जान ॥ ३ ॥**

શ્રીમંત કુવેર પ્રભુ વિશ્વમાં પધારીને કૈવલ મોક્ષ પ્રાપ્ત કરવાનું જ્ઞાન આપીને અનંત અંશોને પોતાના શરણમાં લીધા. જેવી રીતે જ્યારે સઘનઘનમાંથી વરસાદ વરસે છે. ત્યારે સ્થાવર વૃક્ષ જાતિના સર્વ બીજગો ઉગી નીકળે છે એમ જાણવું.

**गुरु करुणा सघन घन । जग जीव बीजग अपार ॥**

**प्रसत प्रौढ पल्लव भये । दरसत निज देदार ॥ ४ ॥**

સર્વજ્ઞ પરમગુરુનું ચૈતન ચિદ્ સ્વરૂપ સઘન ઘનરૂપે હોય, તેમાંથી કરૂણારૂપી વરસાદ વરસે છે. તે કરૂણારૂપી વરસાદના પાણીથી જગતના અનેક જીવો બીજગરૂપે રહેલા તે ઉગીને "પલ્લવીત" એટલે અંકુરોનો ઉદય થયો. તે ઉદય પામેલા અંકુરો વિશેષ વિકાસ પામીને વૃક્ષરૂપે થયા ત્યારે નિજસ્વરૂપ અનુભવની દિવ્ય દ્રષ્ટિએ દેખાવા લાગ્યું.



## ચતુર્ત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૪



**श्रीपद सरस जनीत जग मोहा । पतिपद प्रभुसु करावत द्रोहा ॥**

**इन माया वश अचर चराचर । तनु धर पक्ष रही सभराभर ॥ १ ॥**

હવે મહાન મોટા દરજ્જાવાળી માયાનું સરસ સુશોભિત રૂપ જોઈને જગતના સર્વજીવો બહુ મોહિત થાય છે. તે ત્રિગુણી માયાના ઘણાં રૂપ હોવાથી કયું રૂપ ધારણ કરીને, મોહજાળમાં નાખી નિજપતિ પ્રભુ સાથે વિયોગ કરાવે છે. તેને મોટા મોટા

ઋષિમુનિઓ અને દેવો પણ સમજી શકેલા નથી. તેનું નિરૂપણ કરીને જણાવું છું. સ્થાવરને જંગમના શરીરધારી સર્વે જીવો માયામાં વશ પડેલા છે. શરીર પક્ષે જ્ઞાન દ્રષ્ટિએ તપાસ કરીને જોતાં સમસ્ત જગતમાં સર્વજીવો જયાં જયાં જેવા શરીર ધારણ કરીને વસેલા છે. તે સઘળા ઘાટોમાં વ્યાપક થઈને માયા સભરાભ્રર ભરાઈને રહેલી છે.

**असुरी असक तनु अर्थ उपावे । विषयानंद वश वृति विलमावे ॥**
**संचित द्रव्य दल दाग अपरबल । जड अस्मि जीनु अशक अतिबल ॥ २ ॥**

અસુરી માયા દ્રષ્ટિ દ્વારા આવેશરૂપે અંતઃકરણમાં પ્રવેશ કરીને શરીરોના વિષયો ભોગવવાની આશક્તિ ઉત્પન્ન કરે છે. જે જે સમયે જેવી ઈચ્છા થાય તેવું રૂપ ધારણ કરીને જયારે જેવું કાર્ય કરવાનું હોય તે સરળતાથી કરી આપે છે. એવા માયાના પ્રભાવમાં જીવ વશ પડી જવાથી વિષયના વિલાસમાં જીવોની વૃત્તિઓ વિરામ પામીને આપણે ઘણાં સુખી છીએ એમ સંતોષ માને છે. જેની પાસે અબજો રૂપીયાનું જડ દ્રવ્ય ભેગું કરેલું છે. છતાં દ્રવ્ય વધારવા માટે તેના ચિત્તમાં ચિંતવન કર્યા જ કરે છે. તેના દિલમાં વજ્રલેપના જેવો દાગ લાગેલો હોવાથી ક્ષણવાર દ્રવ્યને ભૂલતો નથી. એવી માયા અપાર બળવાળી હોવાથી તેને કોણ ત્યજી શકે તેમ છે? જેટલી વિશેષ જડ સમૃધ્ધિ જેને પ્રાપ્ત થયેલી છે તેટલા જ પ્રમાણમાં જડ પદાર્થની અસ્મિના અભિમાનને ધારણ કરીને જડ પદાર્થોને ભોગવવાની અતિ બળવાન આશક્તિમાં વશ પડીને વર્તે જાય છે.

**मोह मत्सर मद मानहु बडाई । असुरी अंग विधि वश समताई ॥**
**जीव सामान्य वश ताहां सब भयेउ । पूरव सबंध भूली ग्यम गयेउ ॥ ३ ॥**

ભવભરના સર્વ જીવોને કર્મ અનુસાર જે જે શરીરો મળેલા છે. તે સઘળા અસુરી માયાના અંગ હોવાથી તે અંગરૂપી શરીરમાં દસ ઈન્દ્રિઓ અને ચાર અંતઃકરણ રહેલા છે. અંતઃકરણની આશક્તિ અને દશ ઈન્દ્રિઓની આકાંક્ષાઓ ઉઠે છે. તે રીતને વશ પડીને જીવમાત્ર વર્તે છે. તેથી જ તે દેહરૂપ થઈને દેહને જ હું માને છે. તે કારણને લઈ દેહ સબંધી મોહ, મત્સર, મદ, માન અને બડાઈના અહંપણામાં દેહ અને દેહના

સબંધીઓ જ પ્રિય લાગે છે. સામાન્ય ગતિના સર્વ જીવો અસુરી માયાને વશ પડેલા હોવાથી પૂર્વેના સબંધની જાણ હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ ભૂલી જવાથી નામ રૂપ અને ગુણને જ સાચુ માને છે.

**इन्द्रि अनंग रंग माही रस रुपा । असुरी अछाज छाजन ए निरुपा ॥**
**सूत दारा धन धाम सबही वश । दिन दिन अधिक प्यारो एही रस ॥ ४ ॥**

ઈન્દ્રિઓનો કામદેવ એ કામદેવના રંગમાં રંગાઈને પોતાની વૃતિ અને પ્રીતિ મલિન રજોગુણના રસમાં રસરૂપ થઈ ગઈ છે. અસુરી માયા જીવોને અયોગ્ય કર્મોને યોગ્ય મનાવી કુકર્મ કરાવે છે. અસુરી માયામાં ઘેરાયેલા મનુષ્યો, સ્ત્રી, પુત્ર, ધન અને ધામમાં વશ થઈને વર્તે છે. તેથી જ તેમને દિવસે દિવસે માયાના ભોગોનો રસ અધિકાધિક પ્યારો લાગે છે.

**रसबस वश ताहां जीव अनंतु । असुरी अथाह थाह नहि अंतु ॥**
**जेही गडये गेब येब सर्व गयेउ । ग्रभ संकट वध घट विलसयेउ ॥ ५ ॥**

. અસુરી માયાના ભોગ ભોગવવાના સ્વાદમાં રસબસ થઈને અનંત જીવો વશ પડી ગયા છે. એ અસુરીમાયા અથાહ હોવાથી તેનો થાહ કાઢીને કોઈપણ અંત લાવી શકે તેમ નથી. તે અસુરી માયામાં સર્વ જીવો ખૂપી જવાથી ગુપ્ત થઈ ગયા છે. તેથી હું કોણ ? અને કેવો ? તે યાદ પણ આવતું નથી. એ ભૂલી જવાથી સર્વ પ્રકારની યેબ જતી રહી, યેબ એટલે મારે શું કરવાનું હતુ અને હું શું કરી રહ્યો છું. કઈ રીતમાં રહેવાનું હતું અને ક્યા માર્ગે ચાલવાનું હતું. કોના હુકમમાં રહીને કોની આજ્ઞાનું પાલન કરવાનું હતું એ સર્વ પ્રકારની યોગ્ય મર્યાદાઓનો ત્યાગ કર્યો ત્યારથી જ જીવમાત્ર દુઃખી થયા છે. ઘાટોનો જે વિષય વિલાસ તે વિષય વિલાસના આનંદમાં, સામાન્ય અંશોનો ભાવ અને વૃતિ વિલસાઈને વિલાસરૂપ થઈ જવાથી સામાન્ય અંશોએ ઘટઘટમાં ફરવાનું ગર્ભસંકટ પોતાને માથે વહોરી લીધુ છે. ત્યારથી જ ચોરાસીના ચક્રમાં ફરતા થઈ ગયા છે.

**सुखमये समोह क्षोभ नहि खूदकी । मूल वतन विसरी पतिपदकी ॥**
**राजकुंवर पाटवी पति तजके । रहित सबंध वहेवार सब सजके ॥ ६ ॥**

સર્વે સામાન્ય ગતિના અંશો સુખના "સમૂહ" એટલે જથ્થાને ત્યજી દઈ આ બાજુ જગતમાં આવ્યા. ત્યારથી બહુ પ્રકારના સંકટો સહન કરે છે. છતાં પોતાનો શોક કે ચિંતા કોઈ કરતાં નથી. જ્યાં નિજપતિ હંમેશા બિરાજે છે. તે મૂળ વતનને વિસારી દઈને જીવમાત્ર આ ભવમાં ભમ્યા કરે છે. પરમ શ્રેષ્ઠ પરમ કૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરુ પાટવીના પુત્રો સર્વે અંશો રાજકુમારો હોવા છતાં તેમને ત્યજી દઈને નિજપતિના સબંધ રહિત થઈ ગયા. ત્યારથી અસુરી માયાનો સંગ કરી આ બાજુ દેહના વહેવારો વિધવિધ પ્રકારના સજીને વહેવારના વૈતરાં કરતાં થઈ ગયા.

**तीतही को सुख इत लेश न लाधे । विकट वेठ तीतहीकी इत बाधे ॥**
**वहत वेठ परवश वसताई । असुरी प्रबल बल करतही जाई ॥ ७ ॥**

નિજપતિના ઘરનું જે પરમસુખ આ બાજુ અનિત્ય જગતમાં કોઈપણ જીવને લેશમાત્ર મળતું નથી. સકર્તાપતિએ પ્રથમ અકળ વિભૂતિઓના અંકુરો રચીને અંકુરોરૂપી અતિ દિવ્ય દેહોમાં અંશોને વસાવ્યા હતાં. તે અંકુરની વિભૂતિઓ વડે જ નિજકર્તા સાથે સબંધ રાખીને નિજપતિની એકતાનું અખંડ સુખ ભોગવતાં હતાં. આવી રીતે ઘણોકાળ વીતી જતાં અંશોને દ્વૈતભાવ થયો. તેથી અંશોએ કર્તા તરફથી દ્રષ્ટિ ફેરવીને મહાતત્વોના સબંધવાળી દ્રષ્ટિ થઈ. જે અંકુરની વિભૂતિઓ વડે કર્તાની સાથે સબંધ રાખી શકતાં હતાં તેજ વિભૂતિઓ વડે આ બાજુ આવીને અંશોએ અનિત્ય તત્વોના સંગદોષથી વિધ વિધ પ્રકારના દેહો ધારણ કરીને દેહોની જ વેઠ કરે છે. કર્તાને ત્યાંથી અંકુરી વિભૂતિઓ લઈને આ બાજુ આવ્યો હતો તેજ વિભૂતિઓ વડે આ બાજુ અસુરી માયાની પ્રીતિ કરીને વિધ વિધ પ્રકારના ઘાટો ધારણ કરવાની વેઠ વધારતો ગયો. તેમ તેમ પરવશ પડીને તે ઘાટોરૂપ બની ગયો. અસુરી માયા વિશેષ

બળ કરીને વાસનારૂપે આગળ જેમ જેમ વધતી જાય છે, તેમ અંશ તેની પાછળને પાછળ તણાઈ જતો હોવાથી જે ઘાટ કે પદાર્થની વાસના લાગેલી હોય ત્યાં જઈને અંશને બંધનવશ થવું પડે છે.

( दोहा )

**देवी असुरी मायको । भेद कहु तत सार ॥**
**देवी दे सुख संपति । असुरी दुःख देनार ॥ १ ॥**

જે દેવીમાયા અને અસુરી માયા છે તેનો ખરો તત્વસાર છે તે તમને કહી બતાવું છું. જે કોઈ અંશ દેવીમાયાનો સંગ કરીને કરવા યોગ્ય કર્મનું આચરણ કરે તો તેને ઘણી સુખ સંપતિ પ્રાપ્ત થાય છે. અને આસુરી માયાના સંગે અત્યાર સુધી જીવો દુઃખ ભોગવતા આવ્યા છે અને હવે પછી પણ દુઃખી જ થશે.

**तजो असुरी ग्रहो देवीकु । जाहां लगी तन सबंध ॥**
**उरध गति देवी करे । असुरी अधोमति अंध ॥ २ ॥**

એટલા જ માટે સર્વ અંશોને એ સાચો ઉપદેશ આપવામાં આવ્યો છે કે, અસુરી માયાનો સંગ છોડીને શુભ કર્મ અને ધર્મના નિતી નિયમનું આચરણ દેહનો સબંધ રહે ત્યાં સુધી સચેતનપણે સાચવી રાખવાનું છે. એ દેવી માયા અંશોને સર્વ પ્રકારે સહાય કરવાવાળી હોય તેની સાથે સબંધ રાખવાથી અંશને ઉર્ધ્વગતિ કરાવે છે. ત્યારે આ બાજુ અસુરી માયાના સબંધે કરીને અધોદ્રષ્ટિ યાને અધોમુખી કુબુધ્ધિ થવાથી જીવ અંધ બનીને આ ભવમાં ચોરાસીના માર્ગે જયાં ને ત્યાં ભટકયા કરે છે.

**देवी असुरी मायकु । श्रीमंत कुवेर परसाय ॥**
**नारणदास नडे नहि । अंश परमपद पाय ॥ ३ ॥**

દેવીમાયાનો સંગ કરીને જે મનુષ્ય દેહધારી અંશ ઉત્તમ આદર કરે તો તે મહા

સુખી થાય છે, અને બીજી અસુરી માયાનો સંગ કરનાર મનુષ્યો અશુભ કર્મો કરીને અધમ યોનિના ઘાટોનું મહાદુઃખ ભોગવે છે. એ દેવી અને અસુરી માયાની યથાર્થ ઓળખાણ કરાવનાર શ્રીમંત કુવેર પ્રભુ પોતે જ છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે ઉપર દર્શાવ્યા પ્રમાણે સમજીને આચરણ કરશે તેને કોઈ પ્રકારનું વિઘ્નરૂપ આવરણ આવશે નહિ અને તે અંશ પરમપદને પ્રાપ્ત કરી શકશે.

## પંચત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૫

**ॐकार अक्षर मूल अनादि । अक्षर उत्पन सब रसनादि ॥**
**सोही स्वरते अक्षरके कर्ता । उपजावत आसे अर्थ हरता ॥ १ ॥**

ૐકાર અક્ષર જગતના મૂળ કારણરૂપે હોવાથી તે અનાદિનો છે. એ ૐ અક્ષરથી મન સ્વરના યોગે અક્ષરો ઉત્પન્ન થતાં હોય, જીભ્યા દ્વારા વૈખરી વાણીનો ઉચ્ચાર થાય છે. "સોહી સ્વર" એટલે તે ૐકાર અક્ષર સર્વ અક્ષરોનો કર્તા હોવાથી અંશની મતલબમાં જે આશય રહેલો છે. તેને પ્રકાશમાં લાવવા અક્ષરોની જરૂર પડે છે. તે અંશની ઈચ્છા પ્રમાણે ૐઅક્ષરમાંથી અક્ષરો ઉત્પન્ન થઈને અંતઃકરણો દ્વારા શબ્દની રચના કરી મુખ જીભ્યાના યોગે શબ્દ બોલવાથી આશય સહિત અર્થ સમજવામાં આવે છે. જ્યારે બોલવાનું બંધ કરે તેને "આશય અર્થ હરતા" કહેવાય છે.

**गुंज रही ग्यम सकल पसारत । कहु उन गति ग्यम सुक्ष्म असारत ॥**
**ज्ञे जीनु ज्ञान ससुज सवाइ । अहं अनवे गति परम पसाई ॥ २ ॥**

જે અંશની નિજ્જાણ અતિ ગુપ્ત રહેલી છે. તેને વાણી દ્વારા જાહેર જણાવીને જીજ્ઞાસુ મુમુક્ષુજનોને જાગ્રત કરી ભક્તિ ભાવવાળાં ઘણાં મનુષ્યોના સમાજમાં જ્ઞાનનો પસારો કરીને સાચું સમજાવવા મન, સ્વર અને અક્ષરોનો આધાર લેવામાં આવેલો છે "ઉન" એટલે એ ચૈતન અંશની સજાણ જાણ ગતિ છે તેને વાણી દ્વારા કહીને જણાવું

છુ. તે ગતિ અતિ સુક્ષ્મ હોવાથી જે અધિકારીજન ગ્રહણ કરીને સમજી શકશે તેને નિજસ્વરૂપને જાણવાની અસર તેની અંતરવૃત્તિમાં અહોનિશ રહે છે. "અહંગ" એટલે ચૈતન્ય અંશ રૂપ અરૂપથી રહિત પરાની પાર તેનું નિજઘર આવેલું છે. પ્રથમ તે અંશ નિજઘરમાં રહીને જ્યારે બોલવાની ઈચ્છા થાય ત્યારે પોતાની વૃતિનો ચૈતનભાસ ઓહંગ પ્રણવ ઉપર પડે છે. તેથી પ્રણવ ગતિવાળો થઈને પોતામાં રહેલાં અક્ષરોને ઉત્પન્ન કરે છે. તે અંશની મતલબના ભાવ પ્રમાણે સ્વર, અક્ષર અને મનની ત્રિપુટીનો યોગ મળવાથી શબ્દ રચના થાય છે. તે શબ્દો મુખ જીભ્યાના યોગે વૈખરી વાણી દ્વારા ઉચ્ચાર થાય છે. ત્યારે બીજા જીજ્ઞાસુજન સાંભળીને જાણી શકે છે. તે અંશ પ્રથમ જ્ઞાતારૂપે પોતાના મૂળ ઘરમાં રહીને પોતાની સવાઈ સૂઝ વડે જ્ઞાન દ્વારા સર્વાંગ શરીરમાં પસારો કરીને પોતાના અંતરનો આશય વસ્તુ સ્થિતિને સમજવાની જીજ્ઞાસાવાળા યોગ્ય અધિકારીને જણાવે છે.

**अनवे अरथ विविध वग जाने । साच जुठ साक्षी सतही सह्याने ॥**

**सत् सह्यान भान सबही त्यागी । विचरत इत भव भये अनुरागी ॥ ३ ॥**

નિજ અંશના અંતર આશયનો અર્થ શબ્દમાં સમાયેલો છે. તે શબ્દ નાભીમાંથી ઉઠતો હોવાથી મુખ દ્વારે આવતાં સુધીમાં વચ્ચેના જુદી જુદી પ્રકારના તત્વોનો સ્પર્શ કરતો કરતો આવે છે. તેથી જે તત્વ તેની સાથે સબંધ ધરાવતુ હોય તે તેની "વગ" ગણાય છે. તે જુદા જુદા પ્રકારની વગોને નિજજાણ વડે જાણીને તે જાણરૂપી અર્થ વય વિનાનો હોવા છતાં શબ્દરૂપી વયનો આધાર લઈને વૈખરી વાણી દ્વારા સર્વને જણાવે છે. તે નિજ ચૈતન્ય અંશ સદાય સત્ય સ્વરૂપે હોવાથી પોતે અતિ શાણો છે. ઓહંગ પ્રણવ સહિત પાંચે દેહ અને પાંચે દેહના તત્વોનો સાક્ષી જોઈને જાણવાવાળો પ્રકાશક સાચાં જુઠાને જેમ છે તેમ જાણે છે. પોતે સત્ય સ્વરૂપે શાણો હોવા છતાં પોતાનું ભાન ભૂલીને આ બાજુના ભવરૂપ સંસારમાં જ્યાં ને ત્યાં ફરતો થઈ જવાથી દેહ અને દેહના વહેવારોને સબંધીઓમાં વિશેષ પ્રેમ ધારણ કરીને ભવરૂપ થઈ ગયો છે.

**जड तनु तत्व सत् करी मानत । अहं आप स्वरुप नहि जानत ॥**

**जीने उत्पन करी अक्षर विरक्ति । अचरत भव भिन्न भिन्न विभक्ति ॥ ४ ॥**

જડ દેહ અને દેહ રચનાના તત્વો અનિત્ય અને અસત હોવા છતાં તેને સાચા કરી માને છે; પરંતુ હું કોણ ? અને કેવો છું ? એવા સ્વયં સત્ય સ્વરૂપને જાણતો નથી. સર્વે અક્ષરો ઓહંગ પ્રણવમાં અવ્યક્તપણે સમાઈને રહેલા હતાં. તેને નિજ ચૈતન અંશે પોતાની જાણ દ્વારા અક્ષરોને ઉત્પન્ન કરી છૂટા પાડયા છે. આ ભવની સર્વ રચના આશ્ચર્યચકિત કરી નાખે એવી હોવાથી નિજઅંશે અક્ષરો ઉત્પન્ન કરીને તે અક્ષરો વડે ભિન્ન ભિન્ન પ્રકારના પદાર્થોના રૂપ, ગુણને નિરખી-પરખી નામ પાડીને સર્વની ઓળખાણ કરાવી છે.

**तेही अक्षर अरपेउ जग सारा । जाहा लगी सक्रत कीयेउ पसारा ॥**

**बीन अक्षर एकु रहे नहि बाकी । येसी अकल गत्य अंक कीयाकी ॥ ५ ॥**

સકર્તા પતિએ શુધ્ધ સંકલ્પ દ્વારા જ્યાં સુધી જગતનો પસારો કર્યો છે. તે પસારામાં જેટલા ઘાટ અને જેટલા પદાર્થો ઘણી પ્રકારના રચાયેલા છે. તે સર્વના શિર ઉપર અક્ષરો અર્પીને ઓળખવા નામ પાડવામાં આવ્યું છે. અક્ષરો વડે નામ ન પાડયુ હોય એવો પદાર્થ કે ઘાટ કોઈ બાકી રહેવા દીધો નથી. નિજકર્તાની એવી અકળ ગતિ હોવાથી તેમણે અક્ષરો ઉત્પન્ન કરીને સર્વેના નામ પાડયા તેથી ભિન્ન ભિન્ન પ્રકારના વહેવાર થઈ શકે છે.

**अक्षर जड जडकु जई लगही । जीने उत्पन्न कीये ताहां नहि पगही ॥**

**अक्षरातीत पद आद्य अनादि । उत्पन्न अंक कीयेउ जग आदि ॥ ६ ॥**

અક્ષરો સર્વે જડ હોવાથી જડ તત્વોથી રચાયેલાં જડ દેહોને જ જઈને લાગે છે. સઘળા અક્ષરો જેણે ઉત્પન્ન કર્યા છે. ત્યાં એકપણ અક્ષર પહોંચી શકતો નથી. જે અક્ષરાતીત પદ જગતની આદ્યનું હોય, સદાને માટે અનાદિનું છે. જે અક્ષરોને ઉત્પન્ન

કરનાર છે તે અક્ષરોથી પર રહીને જગતની આદ્યથી અક્ષરો ઉત્પન્ન કર્યા છે.

**अंक सकारत सकल पदारथ । लखीत लेख जग सबही अनारथ ॥**

**अनरथ अरथ सबही जग जाने । स्वारथ अरथ कोइक जन माने ॥ ७ ॥**

જ્યાં જેવા પદાર્થો રહેલા હોય ત્યાં તેવા સર્વે પદાર્થોના કાર્યના અર્થને પ્રગટ કરી અક્ષરો લગાડીને વાણી દ્વારા જાહેર જણાવી શકે છે. જગતભરના મનુષ્યો રૂપ ગુણવાળા દ્રશ્ય પદાર્થોના લેખ લખી નામ પાડીને વહીવટ કરે છે. તેમાં નિજસ્વરૂપનો આશય નહિ હોવાથી તેને અનર્થ કહેવામાં આવે છે. જેમાં નિજસ્વરૂપનો અર્થ નથી. એવા અનર્થને જગતના સર્વે લોકો જાણે છે. પરંતુ જેમાં નિજસ્વરૂપ ચૈતન અંશનો અર્થ સમાયેલો છે. એવા જે સ્વરૂપના અર્થને જગતમાં કોઈ વિરલાજન જાણીને માને છે.

( दोहा )

**परमारथ गुरु पासही । ग्रहे अधिकारी जन ॥**

**तन मन धन अरपे सहु ॥ आरत भरी समन ॥ १ ॥**

ઉપર વર્ણન કરીને જણાવ્યું તે દેહ અને દેહના ઉપયોગી પદાર્થોનો અને દેહના સબંધીઓનો વહિવટ વાણી દ્વારા કરવામાં આવે છે તેને અનર્થ કહેવાય છે. જે શબ્દોમાં સ્વરૂપના લક્ષનો આશય સમાયેલો હોય તેને ખોજી વિચારીને અનર્થનો ત્યાગ કરી નિજ સ્વરૂપે થાય છે. તેને સ્વાસ્થ કહેવામાં આવે છે. પરંતુ જેમાંથી સર્વે અંશોનો ઉદય થયો છે. તેજ કૈવલપદ પ્રથમ હોવાથી તેને પરમપદ કહેવામાં આવે છે. તે પરમપદને પ્રાપ્ત કરાવવાનો પરમઅર્થ સર્વજ્ઞ પરમગુરુ સિવાય જગતમાં કોઈપણ જાણતું નથી. જે પરમઅર્થ તેજ પરમારથ પરમ દયાળુ પરમગુરુની પાસે રહેલો છે. તેને કોઈ અધિકારીજન જેણે પોતાના તન મન ધન બીજું જે કંઈ પોતાનું માનેલું હોય તે સર્વે પરમગુરુના ચરણમાં સમર્પણ કરે છે. તે જ પરમપદને પામવાનો પરમઅર્થ ગ્રહણ કરી આરત ભરીને પોતાના મનને નિજ સ્વરૂપમા લીન કરે છે. તે સર્વજ્ઞ

પરમગુરુની કૃપાથી પરમપદને પ્રાપ્ત કરી શકે છે.

**परमगुरु ग्यम पावही । श्रेष्ठ सार सुलक्ष ॥**

**सर्वज्ञ सद्पद मसी । छुटही पक्षा पक्ष ॥ २ ॥**

જે અધિકારીજન પરમગુરુની સજાણજાણને પ્રાપ્ત કરી શકે છે. તે સર્વશ્રેષ્ઠ સારને યથાર્થ સમજી સકર્તાપતિ સાથે એકતા કરવાનો સુલક્ષ ગ્રહણ કરી શકે છે. ત્યારે સર્વ પ્રકારના પક્ષાપક્ષ છૂટી જાય છે. તેથી તે અંશ સર્વજ્ઞ સકર્તાપતિના સત્ય પદમય નિજ કતાકાર થઈ જાય છે.

**श्रीमंत कुवेर शरण सुख । मुख बरन्यु नव जाय ॥**

**नारणदास निश्चे कहे । मुल वतन घर पाय ॥ ३ ॥**

શ્રીમંત કુવેર પ્રભુના શરણના સુખનું વર્ણન મુખ દ્વારા કરી શકાય તેમ નથી. શ્રી નરવેદસાગર મહારાજ નિશ્ચય કરીને કહે છે કે મારૂ જે મૂળ વતન હતું તે કૈવલધામને હું પ્રાપ્ત કરી શકયો છું.

## ષટત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૬

**एक अखंड अकल अविनाशी । अधर तखतपे गति परकाशी ॥**

**भर्ये सहिर शून्यमे वित्त वरती । प्रकाश ब्रहम उनकी आकरती ॥ १ ॥**

નિજકર્તા કૈવલ અખંડ હોવાથી અનંત કલ્પોના અંતે અવધિકાળ લાગતો નથી. કોઈપણ પ્રકારે કળી ના શકાય એવું તેમનું અકળ સ્વરૂપ હોય, નાશ રહિત અવિનાશી છે. મહાશૂન્યમાં કૈવલધામ આવેલું હોય, કૈવલધામની મધ્યે અધર તખત પર અદ્વૈત સ્વરૂપે બિરાજેલા હોવાથી પોતાની પરમગતિનો પ્રકાશ કરે છે. સકર્તાપતિએ પારાવાર શૂન્યના વિષે પોતાની સજાણજાણ વૃતિ, ભાવના અને મહદ્ ચૈતનતા, તેજ વૃતિનું વિત હોય તે મહાશૂન્યમાં ભર્યું ત્યારે શૂન્ય સક્રિય ગતિવાળું થયું. અપાર શૂન્યને વિશે

નિજકર્તાના સ્વરૂપનો પ્રકાશ વ્યાપકરૂપે રહેલો હતો. તેમાં વૃતિનું ચૈતન વિત્ત અને ભાવના ભરવાથી તે બ્રહ્મ આકૃતિવાળુ થયું. તેનું નામ પ્રકાશ બ્રહ્મવૃતિ.

**इच्छावृति उत्पन करी जबही । क्रियावृति वितपन भई तबही ॥**

**संजमभोग निजवृति व्रतावन । चैतनवृति खुद आप पसारन ॥ २ ॥**

જયારે નિજકર્તાએ ઈચ્છાવૃત્તિ ઉત્પન્ન કરી તે ઈચ્છાવૃતિ દ્વારા બોતેર તત્વો ઉપજાવ્યા, તે તત્વોના ક્રિયાવૃતિ દ્વારા ન્યુનાધિક ભાગ મેળવી તત્વોના વિભાગ પોખીને ઘાટોની રચના કરી છે. નિજ સકર્તાપતિએ પોતાની સંજમભોગવૃતિ વડે તત્વોનો પરસ્પર સબંધ જોડીને વર્તવાની ક્રિયા ચાલુ કરી દીધી. ખૂદ કૈવલકર્તાએ ચૈતનવૃતિ પ્રેરક કરીને સર્વે ઘાટોને વૃધ્ધિ પમાડયા.

**प्रेरक अंशवृति जब कीयेउ । विविध विलास हास अनुभयेउ ॥**

**खटवृति कर्ता पसारत जबही । उतपन विश्व विगत गति तबही ॥ ३ ॥**

નિજ કૈવલપતિએ અંશવૃતિ જયારે પ્રેરક કરી ત્યારે સર્વે ઘાટોમાં આવેલા અંશો વિધ વિધ પ્રકારના વિલાસનો આનંદ અનુભવવા લાગ્યા. છ વૃતિઓનો નિજકર્તાએ જયારે પસારો કર્યો ત્યારે સમસ્ત વિશ્વ ઉત્પન્ન થયું. તેથી વિધ વિધ પ્રકારના ઘાટો વિગત પ્રમાણે ગતિવાળા થઈને વિચરણ કરવા લાગ્યા.

**अंश अलाधीक अलग सबनते । मीलही समोह तत्व तनु तीनते ॥**

**तत्व इंद्रि अंतस गुण वरतत । प्रकृति पुरुष आतम पर शिर तत ॥ ४ ॥**

નિજકર્તાએ પોતાની ક્રિયાવૃતિ દ્વારા તત્વોનો સમૂહ મેળવીને શરીરોની રચના કરી અંશોને વસાવ્યા છે. તે શરીર રચનાના સર્વે તત્વો જડ હોવા છતાં અંશની ચૈતનવૃતિ દ્વારા ચૈતન થઈને સક્રિય ગતિવાળા થયા છે. પરંતુ અંશ તત્વોના સમુદાયથી અલગ રહેલો હોવાથી તેને યથાર્થ ઓળખીને પ્રાપ્ત કરવો અતિ કઠીન છે. તે નિજ અંશ ચૈતન સત્તા વડે અલગ રહીને પોતાની ઈચ્છા પ્રમાણે પાંચ તત્વની દશ ઈન્દ્રિઓ,

અંતઃકરણ, ગુણ આદિ તત્વોને વર્તાવે છે. તેમજ પ્રકૃતિ અને પુરૂષનું જીવન આત્મ તત્વ છે. આત્માથી પર પરમાત્માં આવેલા હોય, પરમાત્માના શિર ઉપર કર્તાનો અંશ સાક્ષી સ્વરૂપ હોવાથી તેની ચૈતન્ય એશ્વર્યતા વડે સર્વે તત્વોને ચૈતનતાવાળા કર્યા છે.

**एतन्येभर साक्षी शुध्ध सहीरु । लहे चासमी महा चकीत अमीरु ॥**

**रहत मगन चासमी चरवाते । व्रतत समोह तत्व सब याते ॥ ५ ॥**

પાંચે દેહના તત્વો સહિત આત્મા અને પરમાત્માં એ સર્વેનો સાક્ષી ચૈતન અંશ હોય, તે અંશની ચૈતનવૃતિના સહિરથી સર્વે તત્વો સક્રિય ગતિવાળા થયા છે. પદાર્થોની ચાસમી ઈન્દ્રિઓને, ઈન્દ્રિઓની ચાસમી અંતઃકરણોને, અંતઃકરણોની ચાસમી ગુણોને, ગુણની ચાસમી પ્રકૃતિને, પ્રકૃતિની ચાસમી નિરંજનને અને નિરંજનપુરૂષ પોતાની નુરભૂમિકામાં "અટાવી"ને એટલે શુધ્ધ કરીને તેના વિકારને બાળી દઈ, શુધ્ધ કરેલી ચાસમી આત્માને અર્પણ કરે છે. આત્માની ચાસમી પરમાત્માને પહોંચે છે. એ ચાસમીના સારરૂપે ઉગરતું વિત્ત શુધ્ધ સત્વ આશ્ચર્યચકિત કરી નાંખે એવું સર્વના શિર ઉપર રહેલો અમીર નિજ ચૈતન્ય અંશ ઉપરછલો લે છે. તે ચાસમીનું ઉગરતું વિત્ત શુદ્ધ સત્વ ચૈતન્ય અંશ લઈને તેની ખુમારીમાં મગ્ન બનીને મસ્ત રહે છે. સર્વના શિરે રહેલો અમીરરૂપે અંશ પોતાની ચૈતનગતિ દ્વારા તત્વોના સમૂહને ચાસમીનો ચારો ચરાવે છે. સર્વે તત્વોનો સમૂહ ચાસમીનું પોષણ લઈને અંશની ચૈતન સત્તાને આધીન થઈ વર્તે છે.

**तद लीन भिन्न नहि सब तत्व । अविलोकन साक्षीसे ए सत्व ॥**

**सजाण स्वरुप जाण सब इतकी । ग्यम गई प्रेरक प्रभुपद पतकी ॥ ६ ॥**

નિજ અંશની વૃતિ ચાસમીના રસમાં તદરૂપ બની જવાથી લીન થઈ ગઈ છે. તે કારણને લઈ અંશ અલગ હોવા છતાં વૃતિ દ્વારા તત્વોમાં મળેલો હોવાથી ચાસમીની

આશક્તિને લઈ જુદો પડી શકતો નથી. તે નિજ ચૈતન સજાણજાણ સ્વરૂપે રહેલો હોવા છતાં પોતાની જાણરૂપી વૃતિ ચાસમીના સત્વનું અવલોકન અહોનિશ કરતી હોવાથી નિજ સ્વરૂપને જાણી શકતો નથી. ચૈતન અંશ સજાણજાણ સ્વરૂપે રહેલો છે. પરંતુ તેની જાણ આ બાજુ દેહને દેહના તત્વોમાં વ્યાપક થઈ ગઈ છે. તે કારણને લઈ અંશ પોતાના સ્વરૂપને ભૂલી ગયો છે. તેથી મને પ્રેરક કરીને આ દેહમાં વસાવનાર પરમપતિ સકર્તા સર્જનહાર કોણ છે ? તે નહિ જાણી શકવાથી અંશને આ બાજુ અથડાવું પડે છે.

**तब हेरान हकीगत्यही भयेउ । सर्जनहार शिर विसर गयेउ ॥**

**अंश अनंत अंशीपद पति एका । संत सुघड समजत ए विवेका ॥ ७ ॥**

પોતાના શિર ઉપર રહેલા સકર્તા સર્જનહારને સર્વે અંશો વિસરી ગયા. ત્યારથી આ ભવભરમાં શુભાશુભ કર્મો કરી તે કર્મના ફળ ભોગવવા અનેક યોનિના ઘાટો ધારણ કરી જગતની આદ્યથી અત્યાર સુધીમાં ઘણા જ હેરાન થતાં આવે છે. અને હકીકતમાં થાય છે. એવા નિજકર્તાના અંશો અંત ન લાવી શકાય તેટલા અનંત છે. તે સર્વે અંશોને ઉત્પન્ન કરનાર સજાતીય અંશી નિજપતિ એક જ છે. સર્વે અંશો એક જ સકર્તાપતિના હોવાથી કોઈના ઉપર દ્વેષ નહિ કરતાં સમદ્રષ્ટિ રાખીને વર્તવાની સમજણવાળા વિવેકી સુઘડ સંત કોઈક વિરલા જ હોય છે.

**सोइ संतसंगी सदा सरजन के ॥**

**प्रिये प्रभु प्रभु प्रिये जीनु मनके ॥ ८ ॥**

એવા જે સંત સદાય સર્જનહારના સંગમાં રહેવાવાળા હોવાથી તેમના મનમાં પ્રભુ પ્રત્યેનો અતિશય પ્રેમ બંધાયેલો છે. તેથી પ્રભુને તે સંત ઘણાં પ્રિય લાગે છે.

( दोहा )

**याहां अंश जीनु वंश ईत । शिर सत् सरजन जाण्य ॥**

**उभयेको अनुभव जीनु । सदा हंमेश सत् माण्य ॥ १ ॥**

"યાહાં" એટલે આ જગતના વિશે આવેલો વિવેકી અંશ એવું સમજે છે કે જે સર્જનહાર સકર્તાપતિના વંશનાજ સર્વે અંશો આ મૃત્યુલોકમાં આવેલા હોવાથી, અંશ બંધુત્વ ભાવે સમદ્રષ્ટિ રાખીને સમતા ભાવે વર્તે છે. સર્વે અંશોના શિર પર સાચા સર્જનહાર રહેલા છે. એવું નિશ્ચયાત્મક જાણીને નિજપતિને ક્ષણવાર વિસરતો નથી. પોતાના અંશ સ્વરૂપનો અને શિર ઉપર રહેલા નિજપતિની એકતાનો જેને અનુભવ છે. તે સદાય હંમેશા સત્યપદના પરમસુખને માણે છે.

**ते जाण्य माण्य के कारणे । करो परमगुरु खोज ॥**

**मीलत सुख सम्पत्य लहे । बीन मीले दुःख शिर बोज ॥ २ ॥**

આપનપુ અને પતિપદની અલૌકિક જાણ મેળવવા માટે હે સંત સજ્જનો તમે પરમગુરુની શોધ કરો. તે શોધ કરવાથી ભાગ્યના યોગે પરમગુરુ મળી જાય તો નિજઘરનું સુખ અને અલૌકિક સંપત્તિ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી પરમગુરુનો મેળાપ ના થાય ત્યાં સુધી જન્મ મરણના ફેરા ફરવાના મહાદુઃખનો બોજ (વજન) સર્વ જીવોના શિર ઉપર રહેલો જ છે.

**अंश आप निज पतिपद । गुरु दक्षामे दरसंत ॥**

**श्रीमंत कुवेर सुखदायक । नारण शरण मतंत ॥ ३ ॥**

આપનું આપ તે અંશનું સ્વરૂપ અને નિજપતિની એકતાનો લક્ષ તે લક્ષરૂપી પરમગુરુની દીક્ષા જે અધિકારીજનને મળે તે નિજપતિના ક્ષણે ક્ષણે દર્શન કરી શકે છે. તે નિજકર્તા પદનું પરમ સુખ આપવાવાળા મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ છે. પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે સર્વે મતનો અંત લાવી છેલ્લો છેવટનો

અસલ મત પરમગુરુના સજાણ શરણમાં નિરંતર રહેવાથી પતિપદનું અખંડ સુખ ભોગવી શકાય છે.



## સપ્તત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૭



**अलंकार तनु आदि जे सकरता । जेही तत भर्त कर्त हक हरता ॥**

**सुवस शक्ति वश करे तत सबही । प्रथम पाटवी कीये पति तबही ॥ १ ॥**

જે નિજ સકર્તાપતિ સર્વની આદ્યમાં પ્રથમ અદ્વૈત સ્વરૂપે પોતે એકલા જ હતાં. પરંતુ જ્યારે તેમને દ્વૈતભાવ ઉત્પન્ન થયો. ત્યારે તેમણે અલંકાર તનુ એટલે ચર્મદ્રષ્ટિએ ન દેખાય એવા દિવ્ય દેહોની રચના કરી. તે નિજકર્તાએ ૐ પ્રણવના વિષે અવ્યક્ત તત્વોરૂપી ક્રત ભરીને તેનો હક પોતાની પાસે રાખ્યો. જે જે દેહોની જ્યાં સુધીની મુદત નક્કી કરી હતી તે મુદત પુરી થતાં રચેલા દેહોને નિજપતિ પોતે હણી લઈને તેનો લય કરી દે છે. સર્વાતીત સર્વેશ્વર સર્વજ્ઞ સકર્તાપતિને સુઈચ્છા ઉત્પન્ન થઈ તે પોતાને સ્વાધીન હોય તે ઈચ્છારૂપી અલૌકિક શક્તિને સોહંગ શ્વાસમાં પ્રેરક કરી છે. પ્રથમ સકર્તાપતિએ પોતાની ધારણા ગતિએ અવ્યક્ત તત્વો ૐ પ્રણવમાં પોખીને અદ્રશ્ય ગતિના અનેક દેહો નિર્માણ કર્યા. તે સર્વ દેહોનું જીવન ઓહંગ પ્રણવ હોય તે ઓહંગનું જીવન પરમેશ્વર સોહંગ સ્વરૂપ છે. તે સોહંગમાં નિજકર્તાની ઈચ્છાવૃત્તિ વ્યાપક થઈને રહેલી છે. તેજ ઈચ્છા નિજકૈવલ કર્તાની અલૌકિક શક્તિ હોવાથી સમસ્ત જગતના ઘાટો અને ઘાટોમાં વસેલા અંશો તેને વશ પડી વર્તી રહ્યા છે. કોઈપણ ઘાટ કે અંશ ઈચ્છા શક્તિના અમલથી અલગ નથી. નિજકર્તાની પ્રથમ અંતર ઈચ્છા તેજ પાટવી અલંકાર હોવાથી પરમવિશેષ અંશને ધારણ કરાવી એ પરમ વિશેષ અંશને પોતાના પાટવી તરીકે સ્થાપ્યા છે. ઈચ્છારૂપી અમલને આધિન થઈ જગતભરના સામાન્ય વિશેષ સર્વે અંશો વર્તે જાય છે. તેથી જ નિજ પરમપતિએ પોતાની સત્તા પરમ વિશેષ પાટવી પરમગુરુને આપી છે.

**जब पति पाटनके परतापु । सब वश करन कर्ता दीये दापु ॥**

**लघुजीव दीरघ तनु जई वशही । दीरघपणे महामतमे धसही ॥ २ ॥**

પ્રથમ નિજપતિએ પોતાની ઈચ્છા શક્તિનો સર્વશ્રેષ્ઠ અધિકાર પરમ વિશેષ પાટવી અંશ પરમગુરુને સોંપ્યો છે. પરંતુ જગતની ઉત્પત્તિનું મૂળ કારણ નિજકર્તાની ઈચ્છાવૃત્તિ હોવાથી ઈચ્છા શક્તિને વશ પડીને સર્વે અંશો તેને આધીન થઈને વર્તી રહ્યા છે. તેમાંથી કોઈ અંતરની આરતવાળો અંશ પરમગુરુની શોધ કરીને તેમને ઓળખી પોતાના તન મન ધન સમર્પિને શરણાંગત થાય, ત્યારે તે અંશ પરમગુરુના પ્રતાપથી મુક્ત થઈને કૈવલપદને પ્રાપ્ત કરી શકે છે. સામાન્ય ગતિનો અંશ ભાગ્યના યોગે સર્વજ્ઞ પરમગુરુનો ઉપાસક થઈને લક્ષ ભજન દ્વારા ઈન્દ્રિઓ અને અંતઃકરણની ઉપાધિમાંથી રહિત થઈને મહાકારણદેહમાં સ્થિતી કરે છે. તે મહાકારણ દેહના મહાતત્વો વિશેષ ગતિના મહા બળવાન હોવાથી તે અંશ આગળ વધીને મહામતવાળો થઈ પરમ વિશેષ અંશની પરમગતિને પ્રાપ્ત કરી શકે છે.

**दीरघ जीव लघु तनमे प्रवेशा । दीरघपणु रहे नहि लवलेशा ॥**

**जेही तनु धरे ध्रड तीनकी आकरती । न्यूनाधिक शुभाशुभ नहि वरती ॥ ३ ॥**

કોઈ પૂર્વ જન્મના પૂન્યથી મોટા ભાગ્યવાળો જીવ વિશેષ પૂન્યના બળે કરીને મનુષ્ય દેહમાં આવે છે ત્યારે તેને બળબુધ્ધિ, ધન, સુખ સંપત્તિ, વિદ્યા ને કોઈ સત્તા પણ પ્રાપ્ત કરે છે. તેથી તેને મોટો કહેવામાં આવે છે. પરંતુ માયાના ભૌતિક સુખ ભોગવતા ભોગવતા જ્યારે પૂન્ય પરવારી જાય છે. ત્યારે નીચ યોનિના શરીરમાં જઈને પ્રવેશ કરે છે. ત્યારે મળેલા શરીરની જેવી આકૃતિ હોય તે શરીરના સ્વભાવને વશ થઈ દ્રઢતાને ધારણ કરી તે જીવ શરીરરૂપ બની જાય છે. તેથી તેને પૂર્વે પુનર્વનું જ્ઞાન કે યાદગીરી રહેતી નથી કે પૂર્વ જન્મમાં મોટો અધિકારી હોવાથી ઘણું સુખ ભોગવતો હતો. અને હવે હલકુ શરીર મળવાથી હું દુઃખી છું એવું લેશમાત્ર જાણતો નથી.

**जाहां जीनु जम तीनु समज सरावे । तनु तनु प्रत्ये क्रती करम करावे ॥**
**इत मत उत नहि उतको न इतही । जांहीको तांही अलंकार लहे जीतही ॥ ४ ॥**

આ જગતમાં કર્મ પ્રમાણે જે જે જીવોને જેવું શરીર પ્રાપ્ત થયું હોય તેની સમજણ પણ તેવી જ હોવાથી એવા જ શરીરની ચાહના કરે છે. એવી જ રીતે ભવભરના જીવો શરીર શરીર પ્રત્યે અંતઃકરણ અને ઈન્દ્રિઓના તાબે થઈ જેને જેવું જેવું શરીર મળ્યું હોય કર્મ પણ તેવા જ કરે છે. આ મૃત્યુલોકના શરીરો જે જે જીવોને મળેલા છે. તે શરીરરૂપ થઈને શરીરના મત પ્રમાણે વર્તે છે. તે કારણને લઈ મૃત્યુલોકના શરીરોનો મત દેવલોકમાં નથી. અને દેવલોકના શરીરોનો મત અહિંયા મૃત્યુલોકમાં નથી. શરીરરૂપી અલંકારો અહીંયા મૃત્યુલોકમાં કે દેવલોકમાં જેને જે મળેલા હોય તે દેહરૂપ થઈને દેહોના વહેવાર કરે છે.

**सक्रत गति क्रत कीये अंलकारा । ताइते सकल वश सब तनु सारा ॥**
**गति अक्षर निरालंब जे सबही । भरी रसनाई दरसत पुनि तबही ॥ ५ ॥**

નિજ સકર્તા પતિએ પોતાની ગતિ દ્વારા તત્વોરૂપી ક્રતના ચોરાસી લાખ ઘાટ બનાવ્યા છે. તે કર્મ અનુસાર જે અંશને જે ઘાટ પ્રાપ્ત થયો તેને વશ થઈ આખો સંસાર વર્તે જાય છે. અક્ષર એટલે જે ૐ પ્રણવની ગતિ તત્વોના આધાર સિવાયની હોય નિજકર્તાએ સર્વ શરીરોમાં પ્રેરક કરી છે. પરંતુ મુખ જીભ્યાના યોગે વાણીનો ઉચ્ચાર કરવામાં આવે છે. ત્યારે તેના અંતરનો આશય શું છે તે સમજાય છે.

**गति अक्षर प्रथम प्रगटयेउ । प्राक्रत क्रत पुठही निरमयेउ ॥**
**एही परकार कर्ता क्रत जानो । जे अलंकार मुल आदि परमानो ॥ ६ ॥**

નિજકર્તાએ ઓહંગ પ્રણવની ગતિ પ્રથમ નિર્માણ કરેલી છે. તે પ્રણવરૂપી પરાનું ક્રત પશ્યંતી, મધ્યમાં ને વૈખરી પાછળથી ઉત્પન્ન થયેલું છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે શરીર રચનાનું તત્વરૂપી ક્રત તેનાથી શરીરરૂપી અલંકારો બનાવ્યા છે. તે સર્વે શરીરોરૂપી અંલકારોના આદિ કારણરૂપે ઓહંગ પ્રણવ છે એમ જાણવું.

**अलंकार कर्ता निज कैवल । तत्व समोह भरत प्रगटे वल ॥**

**तेही वल वश चर अचर भयेउ । मूल वतन पति विसर गयेउ ॥ ७ ॥**

સમસ્ત જગતમાં અલંકારરૂપી સર્વ શરીરોના બનાવનાર નિજ કૈવલકર્તા છે. શરીરરૂપી અલંકારની આદ્યમાં ઓહંગ પ્રણવના વિશે પ્રકૃતિ સહિત સર્વે તત્વોનો સમૂહ ભરવામાં આવ્યો; ત્યારે બળ પ્રગટ થયું છે, જે ઓહંગ પ્રણવમાં પ્રકૃતિરૂપી શક્તિનું બળ ભરવામાં આવ્યું ને તે બળ પ્રગટ થયું. તેને વશ પડીને સ્થાવર જંગમના સઘળા ઘાટો વર્તવા લાગ્યા. ત્યારથી જ સર્વે અંશો પોતાનું મૂળવતન જ્યાં નિજપતિ કૈવલ બિરાજે છે, તે નિજધામને ભૂલી ગયા છે.

**श्रीमंत कुवेर तन् धरे तेही कारन ॥**

**नारणदास धन्य शरन उबारन ॥ ८ ॥**

આ સંસારભરના સર્વે જીવોને તારવાના કારણને લઈ સત્ શ્રીમંત કુવેર પ્રભુએ દિવ્ય વિભૂતિઓનું મનુષ્ય શરીર ધારણ કરીને આ પૃથ્વી પર પધાર્યા છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, સર્વજ્ઞ પરમગુરુના શરણને અનેકવાર ધન્ય છે કે શરણે આવેલા અનેક જીવોનો ઉધ્ધાર કર્યો છે.

(दोहा)

**अलंकार वश सब भये । अंश सकल सब जेत ॥**

**दिक्षा परमगुरुकी जीनु । भये आपनपु पति वेत ॥ १ ॥**

આ જગતમાં જેટલા અંશો આવ્યા છે. તે સર્વ દેહરૂપી અલંકારોને વશ થયા છે. પરંતુ સર્વજ્ઞ પરમગુરુના લક્ષ ઉપદેશની દિક્ષા જેણે ગ્રહણ કરી છે; તે પોતાનું ચૈતન અંશ સ્વરૂપ અને નિજપતિ પદના જાણકાર થઈને ભવના બંધનમાંથી છૂટી ગયા છે.

**वेत्ता जन जेही जक्तमे । धन्य तीनको अवतार ॥**

**आई मीले गुरु परमकु । होत भयेथी भवपार ॥ २ ॥**

આ જગતમાં મનુષ્યદેહ ધારણ કરીને જે નિજકર્તાપદને યથાર્થ ઓળખીને જાણી શક્યા છે. તેના મનુષ્ય અવતારને ધન્યવાદ ઘટે છે. તે સર્વજ્ઞ પરમગુરુના શરણમાં આવીને જન્મ-મરણરૂપી ભવના ભયમાંથી છૂટીને ભવપાર થઈ ગયા છે.

**श्रीमंत कुवेर शरणांगत । नारणदास अनिन ॥**

**भये रस-बस वश आश्रित । निघा जलमे जलमीन ॥ ३ ॥**

મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર પ્રભુના શરણમાં હું અનિનભાવે આધીન થઈ રહ્યો છું. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે જેમ માછલુ જળના આધારે રસબસ થઈને જળમાં જ રહે છે. તેવી જ રીતે ભગવાન કરૂણાસાગરની કરૂણાદ્રષ્ટિ રૂપી જળમાં હું અહોનિશ રહું છું.



## અષ્ટત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૮



**रेहेतघर घरकी ग्यम गतिया । निश्चे करत कोउ कोउकी मतिया ॥**

**सोही घर सधर सबहीको समासा । व्यापक विभुपद अजर अनासा ॥ १ ॥**

ચૌદ પાતાળથી લઈ ચૌદલોક સહિત આદ્ય શક્તિને નિરંજન સુધી નાની મોટી વિભૂતિવાળા સર્વે દેવલોકોના ભુવનોરૂપી ઘર આવેલા છે. તે સર્વ ઘરોથી મહાન મોટુ રહેતઘર આવેલું છે. તે રહેતઘરને જાણવાની ગમગતિ આ જગતમાં કોઈક કોઈક નિર્મળ બુધ્ધિવાળા સજ્જનો જાણીને નક્કી કરી શકે છે. તે ઘર અજરામર અને અતિ વિશાળ હોવાથી સધ્ધર એટલે સમસ્ત જગતને ધારણ કરી રાખવાવાળુ છે. પંચભૂતના રચેલા જગતનો જ્યારે અંત આવે ત્યારે સર્વે અંશો તે રહેતઘરમાં જઈને સમાય છે. "અનાસા" કહેતા અનંત કલ્પોના અંતે તે રહેતઘરનો નાશ થતો નથી.

**सक्रत गति ग्यम सबको निवासु । उदभव जाहां जीनु होत समासु ॥**

**तेही घर रेहेत कहत सब ज्ञानी । रेहेतघर गति कोई संतही जानी ॥ २ ॥**

નિજ સકર્તા સ્વામીની ગમગતિ વ્યાપક થઈને રહેલી છે. તેથી ભવભરની રચના સહિત સર્વે અંશોનો છેવટે તેમાં જ નિવાસ થાય છે. કારણકે જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થઈ હોય તે અંત આવતા તેમાં જઈને સમાય છે. વિશ્વભરના સર્વ જ્ઞાનીઓ તે ઘરને રહેતઘર કહે છે. પરંતુ તે રહેતઘરને આ જગતમાં કોઈ વિરલા સંત જ જાણી શકે છે.

**न्हेः अक्षर अक्षर कीये आदु । अक्षर उतपन सब रसनादु ॥**

**न्हेः अक्षर स्वर विनु वित वरती । वृति वेग वितपन आकरती ॥ ३ ॥**

હવે જે ન્હેં:અક્ષર કહેવામાં આવે છે તે ॐ રૂપ અક્ષરની પહેલા આવેલો હોય ઓમકારના મૂળ કારણરૂપે રહેલો છે. અક્ષરરૂપ ઓમકારમાંથી બીજાઅક્ષરોનો વાણીરૂપે મુખ જીભ્યાના યોગે ઉચ્ચાર થાય છે. ન્હેં:અક્ષર તે સ્વર સિવાયનું વૃતીરૂપે વિત્ત રહેલું છે. તેને ન્હેં:અક્ષર કહેવામાં આવે છે. તે વૃત્તિનો ચૈતનરૂપીભાસ ઓમકારરૂપી પ્રણવ ઉપર પડવાથી વૃતિના વેગથી ॐ પ્રણવ વેશની આકૃતિવાળો થયેલ છે.

**न्हें: अक्षर स्वर अंक रहित पद । कर्ता अंश जीनु ससुज छेवट सद ॥**

**साक्षीकी ससुज अकल रहाई । उनत्ये उपज स्वर अंक सब ताई ॥ ४ ॥**

સ્વર અને અક્ષરથી રહિત ન્હેઃ અક્ષરનું નિજપદ રહેલું છે. જે ન્હેં:અક્ષરપદ તેજ કર્તાના અંશની સ્વસૂઝ હોવાથી સત્ય સ્વરૂપે અહોનિશ જાગ્રત રહે છે. તે ચૈતન્ય અંશ પાંચે દેહ સહિત પ્રણવનો પણ સાક્ષી હોય તેની સ્વસૂઝ કળી ન શકાય એવી અકળ રહેલી છે. તેથી ઈન્દ્રિઓ કે અંતઃકરણ જાણી શકે તેમ નથી. તે અંશની સ્વસૂઝવૃતિ વડે સ્વર, અક્ષરો ઓમકાર પ્રણવ સહિત શરીરના સર્વે અંગ રોમરોમને રગેરગ ચૈતનતાવાળા થયેલાં છે.

**सार शब्द सत् कहे सब ज्ञानी । उनकी गत विरलेउ जन जानी ॥**

**उत्पन शब्द भयेउ जेही जीनसे । मतलब शब्द समे तेही तीनसे ॥ ५ ॥**

જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધીમાં જેટલા જ્ઞાનીઓ થયા તે સર્વે જેને સારશબ્દ કહે છે, તે સારશબ્દની ગતિ જગતમાં કોઈક વિરલાજન જાણે છે. જે અંશોનો જેવો મતલબ હોય તે જણાવવા માટે સાર શબ્દમાંથી પોતાની મતલબ જણાવવાનો આશય પૂરો થાય તેટલા શબ્દ ઉત્પન્ન કરીને બીજાને જણાવે છે. તે શબ્દો જેમાંથી ઉત્પન્ન કર્યા હતા. તે શબ્દો ફરીથી તેજ સારશબ્દમાં સમાવી દે છે.

**सार शब्द वीत ग्रहतही सारा । वितपन करे वित जाननहारा ॥**

**शब्द सकल शिर नायक नरणे । सार शब्द निश्चे करी सोइ बरणे ॥ ६ ॥**

શબ્દોના સારનું જે વિત્ત છે. તેને સરળતાથી સારી રીતે સમજીને ગ્રહણ કરી શકે છે. એવા અધિકારીજન અમલમાં મૂકીને આચરણ કરનાર યથાર્થ અનુભવ કરી શકે છે. "વિતપન" એટલે શરીરમાં વ્યાપક થઈને જે ચૈતન રહેલું છે. તેના કારણરૂપે અંશની સુજાણજાણ વૃત્તિ છે. તે વિત્તને જેમ છે તેમ સમજનાર તેને જાણવાવાળો કહી શકાય છે. સર્વે શબ્દો જેમાંથી ઉત્પન્ન થાય છે તે સારશબ્દ સર્વે શબ્દના શિર ઉપર નાયકરૂપે રહેલો હોય તેનો જેણે નિશ્ચય કર્યો છે. તેજ સાર શબ્દનું વર્ણન કરી સમજાવી શકે છે.

**रेहेतघर घर सबहीसे मोटा । आन्य भोवन इनसेही सब छोटा ॥**

**न्हेंः अक्षर अक्षर के जेही कर्ता । उपज खपज इनमें सब भरता ॥ ७ ॥**

જેને રહેતઘર કહેવામાં આવે છે. તે બ્રહ્માંડભરના દેવલોકોના ધામરૂપી ઘર આવેલા છે; તે સર્વ ઘરોથી રહેતઘર મહાન મોટું છે. તે સિવાયના બીજા જે ઘર કહેવાતા હોય તે નાના છે. અને જે ન્હેંઃઅક્ષર કહેવામાં આવે છે, તે નિજ અંશની સુજાણજાણ વૃતિ હોય તેનાથી મૂળ અક્ષર ઓમકાર ઉત્પન થયેલો છે. તે મૂળ અક્ષર ઓમકારમાંથી બીજા સર્વે અક્ષરો ઉત્પન્ન થતાં હોવાથી તે અક્ષરો છેવટે ઓમકાર અક્ષરમાં ભળી જઈને લીન થઈ જાય છે.

( दोहा )

सारशब्द घर रेहेतही । न्हेः अक्षर गति जेत ॥

तीनु सिध्धांत को सार सब । रहे अलग उनको वेत ॥ १ ॥

સારશબ્દ, રહેતઘર અને ન્હેં:અક્ષર વિગેરે જેટલાનું વર્ણન કરવામાં આવ્યું છે. તે સર્વેના સિધ્ધાંતના સારને જાણવાવાળો ચૈતનઅંશ એ સર્વથી ન્યારો રહેલો છે.

रहे अबाज अकल गत । जिनकी समझ ससुझ ॥

तेही सुझ बीनु बुझत । खाली गरज अमुज ॥ २ ॥

સર્વે તત્વો સહીત માયાના આવરણની ઉપાધિથી રહિત અંશ પોતાના નિજઘરમાં અકળગતિએ અબાધ રહેલો છે. તેની સમજણ તેજ સુજાણજાણ સ્વસુજ છે. તે સ્વસૂઝની સમજણ સિવાયના જેટલા જન જગતમાં શબ્દની ખાલી ગર્જના કરવાવાળા સત્ય સમજના અભાવે પોતાના મનની મૂંઝવણમાં મૂંઝાયા કરે છે.

दिक्षा श्री गुरु परमकी । जेही पामत जन पार ॥

श्रीमंत कुवेरके शरणमे ॥ नारणदास देदार ॥ ३ ॥

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુના લક્ષ ઉપદેશની દિક્ષા જેણે ગ્રહણકરી છે. એવા જન સંસાર સાગર તરીને પાર ઉતરી ગયા છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હું સત્ શ્રીમંત કુવેર પ્રભુનો શરણાંગત થવાથી મારા નિજ સ્વરૂપના દેદારને જોઈ જાણીને અનુભવી શક્યો છું.



## નવત્રિંશતમ્ અક્ષર : અંગ - ૩૯



**रुप रलीत अंकुर किये बीजही । उदभव श्रष्टि क्रताक्रत निजही ॥**

**अंकुर अलंकारकी गत जानंत । सामृथ क्रताकु अदभूत मानत ॥ १ ॥**

નિજ કર્તા કૈવલે શુધ્ધ સંકલ્પ કરીને અંકુરોરૂપી બીજ બનાવ્યા. તે અતિ રમણીક સુશોભિત હોવાથી તેને ઉપમાં આપીને વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી. તે અંકુરરૂપી બીજગોમાથી જગતની રચના કરવા ક્તરૂપી તત્વો કર્તાએ પોતે જ ઉત્પન્ન કરેલા છે. અલંકાર એટલે અંકુરના રૂપની અકળગતિ જે કોઈ જન જાણી શકે તે નિજકર્તાની અનંત સામ્રથતાને અતિ અદ્ભૂત સમજીને આશ્ચર્યચકિત થઈ દ્રઢતાપૂર્વક નિજકર્તાને માણે છે.

**अंकुर अलौकिक क्रतके कारण । भिन विभक्ति उदये जग आरण ॥**

**जाहां जिनु जम तीनु भवित भवाटी । अंकुर अलग सलग समराटी ॥ २ ॥**

નિજકર્તાએ અલૌકિક અંકુરો બનાવ્યા છે. તે જગત પસારાના ક્તરૂપ તત્વોના મૂળ કારણરૂપે છે. દ્રષ્ટાંતે જેમ વૃક્ષ જાતિમાં નિજકર્તાએ ઘણાં બીજગો બનાવ્યા છે. તે બીજગોમાં જેવું બીજગ તેવું વૃક્ષ ઊગતું હોવાથી વૃધ્ધિ પામીને મોટું વૃક્ષ બની જાય છે. તેજ પ્રમાણે બધા બીજગોમાંથી વૃક્ષો ઉગે ત્યારે મહાન મોટું જંગલ બની જાય છે. તેવી જ રીતે સકર્તા સત્ કૈવલે અનેક અંકુરો બનાવ્યા છે. તે જેવું અંકુર તેમાંથી તેવો જ ઘાટ ઉત્પન્ન થતો હોવાથી સર્વે ઘાટોના રંગરૂપ ન્યારા ન્યારા હોય, એકબીજાની સાથે રૂપરંગ નેણવેણ પ્રકૃતિ સ્વભાવ એક સરખો જોવા મળતો નથી. એજ પ્રમાણે જુદા જુદા વિભાગોવાળુ વિધવિધ પ્રકારનું આ જગતરૂપી જંગલ નિજકર્તાએ બનાવ્યું છે. તે સર્વે ઘાટોમાં અંકુરની ગતિ સળંગસૂત્ર પ્રસરી ગયેલી હોય, અંકુરનું મૂળરૂપ ઘાટની રચનાના તત્વોથી ન્યારૂં રહેલું છે.

**तेही अंकुरगत्य जानत न कोई । व्यापक विभु अक्रत पद मोई ॥**
**अंकुर उदभव करत पसारा । अलंकार तनु क्रत धारणहारा ॥ ३ ॥**

તે અવિગતરૂપે રહેલા અંકુરની ગતિને જગતભરના કોઈપણ મનુષ્યો જાણતાં નથી. પરંતુ વ્યાપક અકર્તા બ્રહ્મને જાણવાવાળા બ્રહ્મ જ્ઞાનીઓ જગતનું ઉપાદાન કારણ છે. એમ સમજી ને બ્રહ્મ પર જ મોહિત થયેલા છે. નિજકર્તાએ કરેલા અંકુરમાંથી ઘાટોની ઉત્પત્તિનો પસારો થાય છે. અલંકારરૂપી દેહ ક્રતરૂપી તત્વોના બનેલા હોય તે અલંકારરૂપ શરીરોને ધારણ કરી રાખનાર અંકુર જ છે.

**अंकुर अलग तत्वतनु वितही । अलंकार तनुतत्व लेत जितही ॥**
**करन अंकुर करता निज कैवल । सब तनु तत्वमे प्रगट भये वल ॥ ४ ॥**

અલગ રહેલું જે અંકુર તત્વોથી રચાયેલા શરીરનું વિત્ત છે. મહાન સમર્થ પરમગુરુની કૃપાથી જે અંકુરની ગતિને જાણી શકે છે. તે દેહરૂપી અલંકારના તત્વને જીતી જાય છે. સર્વે અંકુરોની રચના કર્તા કૈવલે પોતે જ કરેલી છે. સર્વ શરીરો તત્વોથી બનેલા હોય, તત્વોમાં વળ ભરેલો હોવાથી તત્વોમાંથી જ વળ પ્રગટ થાય છે.

**सहेज सृष्ट उत्पन्न कहे ज्ञानी । अकलीत गत्य कर्ताकी ल्यो जानी ॥**
**अंकुर अनुभव नहि कोउ कीतके । कथत सकल  जड तनु निरवितके ॥ ५ ।**

અકર્તા મતના બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે, આ સૃષ્ટિ કોઈના કર્યા સિવાય સહેજાસહેજ ઉત્પન્ન થાય છે. પરંતુ હે બ્રહ્મજ્ઞાનીઓ આ જગતના સર્જનહાર નિજકર્તા છે. તેમની અકળગતિને જાણીને ગ્રહણ કરવાની ખોજ કેમ કરતાં નથી ? નિજ કર્તાએ કરેલા અંકુરનો અનુભવ જગતભરમાં કોઈને પણ થયો નથી. ભવભરના સર્વ ઉપાસક મનુષ્યો દેહને ધારણ કરવાવાળા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને અવતારો તેમજ બીજાદેવ દેવીઓ સહિત ચૈતન વિત્ત સિવાયના જડ શરીરોનું કથન કરી કલ્યાણ માને છે.

**सजीवन जडी अंकुर अलंकारा । तीनमे जीवन पोक्षण किरतारा ॥**

**आद्य सक्रत स्वराजही कहावे । करुणेश कैवल पद सत सोहावे ॥ ६ ॥**

જે સજીવન જડી અંકુરોરૂપે અલંકારો છે. તેનું જીવન નિજકર્તા કૈવલ પોષે છે. તે અલંકારોનું જીવન પોખનાર નિજ કૈવલ કર્તા છે. તે સર્જનહારને લગાડેલા પાંચ વિશેષણો આદ્ય, સક્રત, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ છે. તે સત્ય સ્વરૂપે હોવાથી અખંડ શોભી રહ્યા છે.

**अकलित गति कलित जन कर्ता । विष्टि समष्टि उदये जग हरता ॥**

**पोक्षण विविध जमनु तम जाही । शुभाशुभ कर्मफल दाता तांही ॥ ७ ॥**

નિજકર્તાની અકળગતિ કળી શકે એવા કોઈક સંત વિરલાજન હોય છે. વૈરાટરૂપી સમષ્ટિ અને વૈરાટમાં ઉત્પન્ન થયેલા અનેક વિષ્ટિ શરીરો, તે શરીરના ઉત્પન્ન કરનાર નિજ સકર્તા સ્વામી છે. અને જ્યારે સમષ્ટિ બ્રહ્માંડ અને વિષ્ટિ શરીરોનો અંતકાળ આવી રહે ત્યારે કર્તા કૈવલ પોતે સર્વનો લય કરી નાખે છે. નિજ કરૂણેશ કૈવલ જીવનરૂપી પોષણ જ્યાં જ્યાં જેવા ઘાટો રચેલા હોય તે સર્વે ઘાટોને એક જ સરખુ જેમ છે તેમ આપીને સજીવન રાખે છે. આ સંસારના મનુષ્ય શરીરધારી જીવો શુભ કે અશુભ જેવા જેવા કર્મ કરે છે; તેનું ફળ કર્તા કૈવલ પોતે જ આપે છે.

(दोहा)

**अलंकार अंकुर के । कर्ता कैवल एक ॥**

**साम्रथ गत्य कर्ताकी । लहे जन ग्रहे जो विवेक ॥ १ ॥**

તે શરીરોરૂપી અનેક અલંકારો છે. તે સર્વે અલંકારો અંકુરમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી તે અલંકારોને અતિ અદ્‌ભૂત અંકુરોના ઉત્પન્ન કરનાર નિજ કર્તા કૈવલ એક જ છે. નિજકર્તાની પરમગતિમાં અનંત વિભૂતિઓનું સામ્રથ સમાયેલું હોવાથી તેને કોઈક જવરલા જન પરમ વિવેકી હોય તે જ પ્રાપ્ત કરી શકે છે.

**कर्ता क्रत अक्रतपद । जीनु सरल समजाय ॥**

**तिनकु क़हत परमगुरु । शरणांगत सुख पाय ॥ २ ॥**

નિજ સકર્તાપતિએ પોતાની ઇચ્છાવૃતિ દ્વારા જગતરૂપી ક્રત ઉત્પન્ન કરેલું છે. અને નિર્ગુણ વ્યાપક બ્રહ્મ અકર્તા પદ હોય તેને જે સરળતાથી સમજાવી શકે તેમને જ સર્વજ્ઞ પરમગુરુ કહેવામાં આવે છે. તે પરમ દયાળુ પરમગુરુનો જે કોઈ જન શરણાંગત થઈને રહે તેને જ પરમપદની પ્રાપ્તિ થાય છે.

**श्रीमंत कुवेर के शरण की । चाह लगी चित म्हाय ॥**

**नारणदास सुख क्या कहे । हुंस रही मन म्हाय ॥ ३ ॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુના શરણની શુધ્ધ ચાહના ચૈતનવૃતિરૂપી મારા ચિત્તમાં અખંડ લાગી રહી છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે પરમગુરુના શરણોનું પરમસુખ વાણી દ્વારા વર્ણવીને હું કઈ રીતે કહી શકુ ? તે સુખને કહી બતાવવાની હોંશ મારા મનમાં જ રહી ગઈ છે.



## ચત્વારિંશતમ્ અક્ષર : અંગ - ૪૦



**प्रत्यक्ष प्रभु गुरु वचनसु पावो । शुध्ध स्वरुपको बांधत जन दावो ॥**

**मोई शिष ईश तुम सबंध सदाई । शरणांगत गति मोई लपटाई ॥ १ ॥**

નિજ પરમપતિ પ્રભુને પ્રત્યક્ષ પ્રાપ્ત કરવા હોય એવા અંતરની આરતવાળા સજ્જનોને; પરમશ્રેષ્ઠ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુના સુવચનોને વિચારી વચનોની આધિનતામાં રહી; વચનોને અનુસરી તન મન સમર્પણ કરીને પરમગુરુના થઈને રહેવું. પરમગુરુના નિત્ય અને સત્ય સ્વરૂપની સાથે દાવો એવી રીતે બાંધવાનો છે કે હે પરમ કૃપાનિધિ ! તમે મારા અને હું તમારો છું. એવી અંતર એકતા રાખીને હંમેશા રહેવું. અનિત્ય દેહનું મિથ્યા અભિમાન ત્યજી દઈને દાસત્વપણે નમ્રતાપૂર્વક વિનંતી

કરવી કે હું આપનો અનિન શિષ્ય છું. અને આપ મારા પરમ ઈષ્ટ પરમેશ્વર છો. આપની સાથે મારો સદાયનો સબંધ હોવાથી આપના ચરણ કમળની ગતિમાં લપટાઈને લીન થઈ રહ્યો છું.

**तुम्ही मात तुम तात मोई भ्राता । ताको सबंध सोई कहेउ साक्षाता ॥**

**तात तुम गति अंश मोई पयेउ । मात प्रसव स्वरुपाकार भयेउ ॥ २ ॥**

હે પરમ દયાળુ પરમ કૃપાનિધિ પ્રભુ આપજ મારી માતા હોય, આપજ મારા પરમપિતા છો, આપજ મારા પરમ સ્નેહી ભાઈ હોવાથી આપની સાથે સદાનો સબંધ જેવી રીતનો છે તે કહી બતાવું છું. તેને પ્રત્યક્ષ સાક્ષાત કરવાની શુદ્ધ સમજ પડશે. હે પરમપિતા કૈવલ આપની ચૈતન ચિદ્ ગતિ સર્વે વ્યાપક રહેલી હોય; તે ગતિનો અંશ જે ચિદાભાસ મને પ્રાપ્ત થવાથી મારા નિજ અંશ સ્વરૂપને હું જાણી શક્યો છું. એ ન્યાયથી આપ મારા પરમપિતા છો. હે પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ આપ મારી માતા હોવાથી વ્યાપક બ્રહ્મના ગર્ભમાં અધોદ્રષ્ટિએ રહેલો હતો. તેથી હું કોણ ? અને મારા કર્તા કોણ ? એ જાણી શકતો ન હતો. એથી આપે કરૂણા કરીને ગુરુગમ જ્ઞાનગતિ આપીને પ્રસવ કરાવ્યો ત્યારે હું મારા નિજ સ્વરૂપાકારે થયો. માટે આવો પરમ ઉપકાર કરનાર પરમ કરૂણામય મારી માતા છો.

**बंधव बेल सतसंग सरायत । मदद मेहेर महा मोज करायत ॥**

**मात तात भ्रात कुह्ये गुरु जबही । दीये गुरु सुख तब दाता सबही ॥ ३ ॥**

આપ મારા મોટા બંધુ થઈને મારા નિજ સ્વરૂપનો સર્વજ્ઞ ગતિ સાથે સબંધ જોડાવીને સત્સંગ કરાવ્યો છે. મહેરરૂપે મદદ કરીને મહાન મોજનું પરમ સુખ પ્રાપ્ત કરાવ્યું છે. તેથી અતિ સંતોષ પામીને અખંડાનંદની પરમ શાંતિ ભોગવવા લાગ્યો. એટલા જ માટે પરમ દયાળુ પરમ ઉપકારી પરમગુરુ માતા-પિતાને મોટા બંધુ હોવાથી તેમને જેટલી ઉપમાઓ આપીએ તેટલી ઓછી પડતી હોય; જેથી તેમને અનેકવાર

ધન્યવાદ આપીને મારા તન મન તેમના શરણમાં સમર્પણ કરી દઉ છું.

**अनुभव भाण प्रगटयो जीनु हृदये । पसरत गति प्रकाश जन हृदये ॥**

**कर्ताकार क्रतव सब त्यागी । स्वरुपा असमि पतिपद अनुरागी ॥ ४ ॥**

એવા ઉત્તમ અધિકારીના હૃદયમાં પરમગુરૂરૂપી અનુભવનો સૂર્ય ઉદય થયેલો હોવાથી તેમની જ્ઞાન ગતિનો પ્રકાશ ગુરુની ઉપાસના કરનાર ગુરુમુખી સજ્જનોના હૃદયમાં પ્રસરી જાય છે. ત્યારે ગુરુના થયેલા ગુરુમુખી અંશો અનિત્ય નાશવંત માયાના પદાર્થોનો ત્યાગ કરીને તે નિજ કર્તાકાર કર્તામય થઈ જાય છે. તેથી હું નિજકર્તાનો સજાતિ અંશ છું. તેવું શુધ્ધ અભિમાન ધારણ કરીને નિજપતિ પદમાં અખંડ પ્રેમ જોડીને કાયમ કર્તાની એકતામાં રહે છે.

**ज्यौ सूर किरण सबंध गुरु पतिपद । शिष द्रिगन सम जाणहो जन सद ॥**

**सूर बिनु किरण करत न प्रकाशु । चक्षु किरण बिन सुजत न तासु ॥ ५ ॥**

પરમશ્રેષ્ઠ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ સૂર્ય સ્વરૂપે હોવાથી તેમના જ્ઞાનગતિરૂપી કિરણોથી શિષ્ય, પરમગુરુ અને પતિપદ સાથે સદા એકમેક થઈ રહે છે. જેમ સૂર્ય વિના કિરણો પ્રકાશ કરી શકતાં નથી. તેમ કિરણો વિના ચક્ષુ સમાન શિષ્ય કંઈ પણ જોઈ શકતો નથી. તે ચક્ષુ સમાન શિષ્ય ગુરુની સાથે સાચો સબંધ ધરાવે છે.

**हरिगुरु संतपद सदा हंमेशा । शिष पद लीन होई स्वरुप स्वदेशा ॥**

**त्रिविधि विभक्ति भिन्न जन जानत । कैवल मोक्ष पोक्षण पति मानत ॥ ६ ॥**

હરિ એટલે નિજ કૈવલકર્તા હોય, ગુરુ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ સકર્તાપતિ સાથે એકમેક રહેલા છે. સંતનું જે પદ છે; તે સોહંગ સ્વરૂપે હોવાથી શિષ્યરૂપે જે અંશ પોતાના સ્વરૂપને ઓળખી અલેખ સંતની એકતામાં રહે છે. તે સંતની એકતા પરમગુરુ સાથે રહેલી હોય, પરમગુરુ નિજકર્તા સાથે અખંડ સબંધ જોડીને રહ્યા છે. એટલા જ માટે હરિ ગુરુને સંત ગણત્રીની દ્રષ્ટિએ જુદા ગણાય છે. પરંતુ ગતિપક્ષે

જ્ઞાન દ્વારા નિશ્ચય કરીને જોઈએ તો ત્રણેય પદ સળંગ સૂત્રવત એક જ છે. એવું જે સજ્જન જન યથાર્થ સમજી શકે, તે જાણે છે કે સર્વ અંશો શરીરધારી છે. તે શરીરોને જીવન પોષણ આપનાર એક જ નિજકર્તા છે. એવો સ્વઅનુભવ થાય છે તેને નિઃસંદેહ કૈવલમોક્ષ મળે છે.

**यथा योग पद भोगही भइनते । श्रीमंत कुवेर गुरु शरन पइनते ॥**

**दास नारण पद रज अधिकारी । चरन कमलकी जाउं बलिहारी ॥ ७ ॥**

સત્ શ્રીમંત કુવેર સર્વજ્ઞ પરમગુરુના ચરણ કમળ પ્રાપ્ત થવાથી યથાયોગ કૈવલપદના અખંડિત પરમસુખને હું ભોગવું છું. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુના ચરણોની રજનો અધિકારી થયો છું; તેથી અનંત દયાળુ પરમગુરુને અનેકવાર ધન્યવાદ આપી મારા તન મન ધન સમર્પણ કરીને શરણાંગત થઈ રહ્યો છું.

( दोहा )

**चरन परस प्रताप को । महिमा अपरंपार ॥**

**शारदा सरस्वती शुं कहे । नेति निगम पोकार ॥ १ ॥**

સર્વજ્ઞ પરમગુરુના ચરણ સ્પર્શનો પ્રતાપ અપરંપાર છે. તેથી શારદાને સરસ્વતી વાણી દ્વારા વર્ણન કરીને કહી શકતાં નથી. કારણકે ચારવેદ ગુરુના પ્રતાપનો પાર નહિ પામી શકવાથી નેતિનો પોકાર કરે છે.

**वदीत वेद इतकी सबे । चित चराक करी देख ॥**

**तित कर्ता इत विश्वही । बरन्ये जड तत तनु वेख ॥ २ ॥**

વેદોએ ચિત્તની જ્યોત કરીને આ બાજુના દ્રષ્ય જગતને જોવા લાગ્યા, ત્યારે નિજકર્તા સિર્ગુણ અને નિર્ગુણની પર ન્યારા રહેલા હોવાથી વેદો જોઈ કે જાણી શક્યાં નથી. તેથી પાંચે તત્વોના વેશધારી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિને નિરંજનનું

વર્ણન કરી જગતના જનોને જણાવ્યું છે.

**सक्रत सजाण सुलक्षके । दाता श्रीमंत कुवेर ॥**

**नारणदास शरणांगत । परसे गयो भव फेर ॥ ३ ॥**

સર્વજ્ઞ સકર્તાપતિ સજાણજાણ સ્વરૂપે હોવાથી તેમને પ્રાપ્ત કરવાનો પરમ પવિત્ર લક્ષ; શ્રીમંત કુવેર પ્રભુ કૈવલ મોક્ષદાતા હોય તેજ પરમ દયા કરીને દઈ શકે છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું પરમગુરુનો શરણાંગત થઈ ચરણોનો સ્પર્શ કરવાથી મારે આ ભવમાં જન્મમરણના ફેરા ફરવાના હંમેશના માટે મટી ગયા છે.

 **એક ચત્વારિંશતમ્ અક્ષર : અંગ - ૪૧** 

**दर्द दुनि चौदश दव दाजन । विशयानंद अशक तनु भाजन ॥**

**इत तनु अशक वृति विलमाई । अनंग प्रबल ज्वाला जंपलाई ॥ १ ॥**

આ દુનિયામાં ચૌદલોક સુધી કામદેવરૂપી અગ્નિ સળગી રહેલો હોવાથી સામાન્ય વિશેષ શરીરધારી સર્વે અંશો કામદેવના દવમાં દાઝી જવાથી તેના દર્દની અતિ પીડામાં મહાદુઃખ ભોગવે છે. વિશ્વના જીવો તનરૂપી પાત્રમાં વસેલા છે. તે કારણને લઈ વિષયાનંદની આશક્તિ અહોનિશ ઉઠતી હોવાથી તે જીવોનું મન વિષયોમાં લાગેલું રહે છે. "ઈત" એટલે અહીં મૃત્યુલોકના શરીરોની વિષય આશક્તિમાં સર્વ જીવોની વૃતિ વિરામ પામી છે. તેથી "અનંગ" એટલે પ્રબળ કામદેવના સળગતા અગ્નિમાં જીવમાત્ર ઝંપલાઈને સળગી રહ્યા છે. જેથી ક્ષણભર કોઈને શાંતિ નથી.

**असुज धुम्र धंधुकार जक्त सब । व्यापी असुज सुज गई सबकी अब ॥**

**तणखा तनु पसरन जब भयेउ । ताप अध्यातम प्रबल जरयेउ ॥ २ ॥**

ભવભરના જીવોની અધોદ્રષ્ટિ થવાના કારણને લઈ પોતાના સ્વરૂપની સુઝ વિસારે પડી ગઈ. તેથી અસુઝરૂપી ધુમાડો સર્વ ઠેકાણે પ્રસરી જવાથી અત્યાર સુધી

કોઈને સૂઝ પડી નથી. એવા અજ્ઞાનરૂપી અંધકાર ધંધુકારમાં જગતના સર્વ જીવો જગતની અંદર જ અથડાયા કરે છે. અધ્યાત્મ અગ્નિનો તાપ અતિ પ્રબળ સળગી રહેલો હોવાથી તે જવાળામાંથી ઉઠતાં તણખા આખા શરીર ઉપર પ્રસરી જવાથી શરીર ઘણું જ દાઝતું હોય, એક ક્ષણભર તેને સુખશાંતિ નથી.

**अधिभूत ताप तप तन तासु । अधिदैव ताप इन्द्रि दमत दव जासु ॥**

**ताप त्रिये तपतही निशदिनही । कबहु न सवांत्य सुख कोउ कीनही ॥ ३ ॥**

જગતભરના સર્વ જીવોના શરીર પાંચ તત્વોથી રચાયેલાં છે. તે પાંચે તત્વોમાંથી કોઈ તત્વ વધી જાય કે ઘટી જાય ત્યારે શરીરમાં જે વ્યાધિ થાય છે તેને આધિ ભૌતિક તાપ કહેવામાં આવે છે. તે ભૌતિક તાપમાં સર્વ જીવોના શરીર તપતા હોવાથી કોઈને ઈચ્છા પ્રમાણે સુખ મળતું નથી. આ શરીરની અંદર ચૌદદેવોના અંશ અદ્દ્શ્યરૂપે રહેલા છે. જે દેવને જે વિષયના ભોગની ઈચ્છા થાય અને તેને તે ભોગ ના મળે તો ઈન્દ્રિઓ અને અંતઃકરણ ઘણાં તપી જાય છે. તે આધિ દૈવીતાપમાં બહુ અકળાતા હોવાથી પોતાના મનની મુંઝવણમાં મુંઝાયા કરે છે. તે કારણને લઈ કોઈ તનુધારી જીવને સુખ કે શાંતિ મળતી નથી.

**खट दरसन सब जरे मतवादे । पंथवादी जरे पंथके न्यादे ॥**

**भेख आन्य सब असुजमे जरहीं । शुध्ध समज बिन स्वान्ति न परही ॥ ४ ॥**

છ દર્શનના સર્વે મતવાદીઓ જેનો જે મત હોય તે મતના દાવાની અગ્નિમાં બળી રહેલા છે. તેજ પ્રમાણે પંથના વાદીઓ પંથની સ્થાપનાના નાદમાં એટલે કે શબ્દમાં શબ્દની પકડ રાખી અમારૂ સાચુ ને બીજાનું જુઠું છે. એમ માનીને બડાઈના અહંભાવપણાની અગ્નિમાં દાઝે છે. બીજા આ ભવમાં ઘણાં ભેખધારીઓ અસૂઝ અજ્ઞાનની આગમાં બળ્યા કરે છે. પરંતુ હું કોણ ? અને મારા સ્વજાતી કર્તા કોણ ? એ શુધ્ધ સમજણ વિના કોઈના તન મનમાં સુખ કે શાંતિ થતી નથી.

**एही परकार लाय सबहु लागी । गुरु ग्यम द्रिगन जुवेतो जाय भागी ॥**

**जरत जरत गति छार भयेउ । अंकुर शुभ क्रत सबही गयेउ ॥ ५ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે આખાય સંસારમાં સર્વ ઠેકાણે જેની જે માનંદી હોય તે સાચુ મનાવવા વાદ-વિવાદની અગ્નિમાં સર્વે સળગી રહ્યા છે. પરંતુ કોઈ ગુરુગમ જ્ઞાનના ચક્ષુથી જાગૃત થઈને જુવે તો સળગતા સંસારમાંથી દુર ભાગી જઈને એકાંત દશામાં સ્થિર થઈ સુખ શાંતિ ભોગવી શકે છે. માન - બડાઈને ઈર્ષા - અદેખાઈની અગ્નિમાં બળતા બળતા ગતિ પણ બળી જઈને રાખ થઈ ગઈ છે. તેજ પ્રમાણે અંકુરને અંકુરના ક્રતરૂપી વિભૂતીઓ જેનાથી શુભકર્મ થઈ શકે એવા અક્કલ, આરત, સુરતા અને નુરતા સળગીને સર્વે સાફ થઈ ગયા છે.

**निष्फल फल सब गया विलाइ । सुक्रितवंत देह मनुष गुमाई ॥**

**अनंत जनम फल दाव देह पावे । जग दव दाजन सबही गुमावे ॥ ६ ॥**

ઈન્દ્રિઓ અને અંતઃકરણ દ્વારા કરેલા શુભ કર્મો ભૌતિક સુખની આશાવાળા મિથ્યા હોવાથી તેનો પણ નાશ થઈ ગયો. ઘણાં જન્મના પૂન્યથી મળેલો ઉત્તમ મનુષ્યાદેહ તેને પણ ગુમાવી દીધો. અનંત જન્મના કરેલા શુભ કર્મના ફળથી મનુષ્યાદેહનો દાવ પ્રાપ્ત થયેલો, તે જગતમાં વિષય કામનાનો દવ સળગી રહેલો હોય તેમાં દાઝીને બળી જવાથી સર્વ પ્રકારનું સુક્રિત ગુમાવી દીધું.

**ज्ञान भक्ति वैराग वित्त अंशनु । तेही पण दग्ध भये निरवंशनुं ॥**

**त्राह करत गुरु शरणही आवे । सुख संपत गति आनंद ही पावे ॥ ७ ॥**

જ્ઞાન, ભક્તિ વૈરાગનું વિત્ત એટલે સમૃધ્ધિ જે અંશની હતી તે કામ વિષયના અગ્નિમાં સળગી જવાથી સમૃદ્ધિ વિનાનો ખાલી અંશ નિર્વંશ થઈ ગયો. મહાદુઃખનો ત્રાહ પોકારીને જો પરમગુરુના શરણમાં આવે તો સુખ સંપત્તિનું સર્વ સુખ આનંદથી પ્રાપ્ત કરી શકે છે.

(दोहा)

**सुखद सद गति मोक्षके । गुरु शरणे पामत ॥**

**विधि विगत गति पावही । उतइत सब जानत ॥ १ ॥**

કેવલ મોક્ષના પરમ સુખની સદ્ગતિ સર્વજ્ઞ પરમગુરુના શરણમાં જે જન આવે તેને પ્રાપ્ત થાય છે. "વિધિ" એટલે યોગ્ય ગતિ સરળતાથી સમજી શકે એવી ગતિને પામી શકે છે. તેથી આ બાજુના મૃત્યુલોક અને તે બાજુના દેવલોકોની હકીકત જેમ છે તેમ જાણી શકે છે.

**जाण्य माण्य जीनकु भई । सोई सबही शिर मेर ॥**

**ईत द्रष्टा सब अनित के । तित कर्ता नित्य हेर ॥ २ ॥**

જે અધિકારી જનને ગુરુગમ ગતિની જાણ પ્રાપ્ત થાય છે તે પરમપદનું પરમસુખ હંમેશા ભોગવી શકે છે. આ બાજુ અનિત્ય જગતને ચૈતન અંશ દ્રષ્ટા હોવાથી સર્વને નિહાળે છે. પરંતુ વિનાશી અવિનાશીની સાચી સમજ પડી ત્યારે નાશવંત જગતને જોવાનું છોડી દઈ તિત રહેલા નિજકર્તાને હંમેશા પળ પળ નિહાળે છે.

**उतईत समज सरल भई । श्रीमंत कुवेर परताप ॥**

**नारणदास शरणांगत । पाये पतिपद आप ॥ ३ ॥**

આ બાજુના મૃત્યુલોકને તે બાજુના દેવલોક જોઈને જાણવાની સરલ સમજણ શ્રીમંત કુવેર પ્રભુના પ્રતાપે મને પ્રાપ્ત થઈ છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે સર્વજ્ઞ પ્રભુનો હું શરણાંગત થવાથી મારા નિજ સ્વરૂપને જાણી નિજ પતિપદને પ્રાપ્ત કરી શક્યો છું.





## દ્વિચત્વારિંશતમ્ અક્ષરઃ અંગ - ૪૨



**त्रास तनु धर भर सबहीनकु । निमत्य काल ग्रासत वितपनकु ॥**

**प्रसव प्रलये नित्य निमत्यही थावे । जे वृध्धि अंत विपु सबही समावे ॥ १ ॥**

વિશ્વભરના શરીરધારી સર્વજીવોને ત્રિવિધિના તાપનો ત્રાસં અતિ ઘણો હોવાથી શરીર રહે ત્યાં સુધી તે તાપનું કષ્ટ ભોગવ્યાજ કરે છે. જે જે શરીરનો જ્યારે નિમિત્ત કાળ આવે ત્યારે વિતપન એટલે શરીરરૂપી વેશનો નિમિત્તકાળ ગ્રાસ કરી જાય છે. જન્મને મરણ સર્વ જીવોના શરીરનું નિત્ય નિમત્ય પ્રમાણે થતું જ જાય છે. નિમિત્ત વિના કોઈનું પણ શરીર છુટતું નથી. તે સર્વ જીવોને પાંચભૂતના શરીરો પ્રાપ્ત થાય છે. તે વૃધ્ધિ પામીને જે જે શરીરનો અંતકાળ આવે ત્યારે શરીર છૂટી જાય છે. અને અલ્પ તત્વોના ભાગ મહાતત્વોમાં મળીને સમાય જાય છે.

**विष्टि विपु सफुरण जग सारा । तनु भिन्न चिन मत अपरंपारा ॥**

**वेर वरग वरतत जग मांही । त्रास सबही हास कोउ कीनु नांही ॥ २ ॥**

વ્યષ્ટિ પક્ષે ગણત્રી કરીને જોતાં અનંત શરીરો જુદી જુદી પ્રકારના હોવાથી તેનો ગણીને અંત લાવી શકાય તેમ નથી. તે સર્વ શરીરોમાં ચિન્હો જુદા જુદા હોય સર્વેના મતપણ અપરંપાર છે તેથી એકનો મત બીજાની સાથે મળતો નથી. સર્વ તનુધારી જીવોના પ્રકૃતિ સ્વભાવ ન્યારા ન્યારા હોય કર્મ અનુસાર લેણ દેણના સબંધે વેરના વરગ પણ બહુ પ્રકારના હોય છે. તે કારણને લઈ કોઈપણ જીવને આનંદ થતો નથી. એક બીજાની સાથે લેવાનો કે દેવાનો યોગ મળી આવે ત્યારે તેના શરીરમાં તેવો સ્વભાવ પ્રગટ થાય છે. અને જેની સાથે જેવું વેર હોય તે વેર વાળીને પોતે ખુશ થાય છે.

**त्राहे त्राहे महाद परम परितापु । विसरत पतिपद जेही निज आपु ॥**

**तदपी दुःख दारुण उपजयेउ । शुभाशुभ कर्म जीवकु निरमयेउ ॥ ३ ॥**

સર્વે અંશોની અધોમુખ દ્રષ્ટિ થવાથી નિજકર્તાને વિસારી દઈ પોતાના સ્વરૂપને પણ ભૂલી ગયા છે. તે કારણને લઈ શરીરના સબંધે શરીરોને વશ પડી ત્રિવિધિ તાપોનો ત્રાસ સહન નહી થવાથી મહાદુઃખના પોકારો કરે છે. શોકને સંતાપમાં ઘેરાયેલો હોવા છતાં ભયંકર મહા અઘોર દુઃખ આવી પડેલું હોય. શુભાશુભ કરેલા કર્મ નિર્માણ થયેલા જીવને ભોગવવા પડે છે.

**भुगतत कर्म कही युग विति जावे । धरे तनु जन्म अधिक कर्म थावे ॥**

**एही कर्म भुगते न होत समाधु । इत तनु तजे तित तनु कर्म बाधु ॥ ४ ॥**

જીવમાત્રએ કરેલા કર્મ ભોગવતા ભોગવતા અનેક યુગો વિતિ જાય છે. છતાં કર્મનો અંત આવતો નથી. ફરી કર્મ અનુસાર જન્મ લઈને શરીર ધારણ કરે છે. ત્યારે અધિકાધિક કર્મોનો વધારો થતો જ જાય છે. એ કર્મના ફળ ભોગવવામાં વારંવાર ઘણા શરીરો ધારણ કરવા પડે છે. પરંતુ કર્મોનું સમાધાન થતું નથી. કરેલા કર્મના અનુક્રમ પ્રમાણે પ્રારબ્ધ કર્મ જીવના સન્મુખ થાય ત્યારે તેવા પ્રકારનો દેહ ધારણ કરવો પડે છે. જે જેની સાથે જેવો ઋણા સબંધ હોય તે લેવા દેવાનું ઋણ પૂર્ણ થાય ત્યારે અહીંનું શરીર છોડીને જ્યાં જાય ત્યાં બીજું નવિન શરીર ધારણ કરવું પડે છે. તે શરીરમાં પણ તનથી મનથી અને વચનથી ઘણાં પ્રકારનાં કર્મ થાય છે.

**समाधान तनु कर्मको नव होई । अंश भुगतही छूटत कर्म सोई ॥**

**कर्मी अंश निजपद न समावे । भुगतत कर्म ग्रभ संकट जावे ॥ ५ ॥**

વિધ વિધ પ્રકારના શરીરો ધારણ કરીને સર્વ જીવો કરેલા કર્મો ભોગવે છે. પરંતુ જ્યાં સુધી કર્મનો અંત ના આવે ત્યાં સુધી છૂટી જવા રૂપી જીવનું સમાધાન થતું નથી. કરેલા કર્મો અંશો ભોગવતાં હોવાથી ભોગવતાં ભોગવતાં કર્મ ભોગવી રહે ત્યારે કર્મનું બંધન છૂટી જાય છે. પરંતુ કર્મી અંશ કૈવલપદમાં કદાપિ સમાતો નથી. છતાં કર્મ ભોગવતાં ભોગવતાં ભોગવી રહે ત્યારે તેને ગર્ભ સંકટમાં જવું પડતું નથી.

**अदल हिसाब जांहां हक वरताई । अनुकर्मी अंश थये बिनु नव जाई ॥**

**इत उत दाव कर्मको नहि पारा । अंश ना मुक्त जनम अवतारा ॥ ६ ॥**

જ્યાં સકર્તાપતિ હંમેશા બિરાજે છે. ત્યાં કૈવલધામમાં અદલ હિસાબનો હક્ક વર્તાય છે. તેથી કર્મોના અનુક્રમ પ્રમાણે ભોગવતાં ભોગવતાં કર્મનો અંત આવી રહે ત્યારે જ અંશ કૈવલધામમાં જઈ શકે છે. આ બાજુનો મૃત્યુલોક અને તે બાજુનો દેવલોક, જેની સાથે જેવી જુક્તિ બાંધીને જેવા કર્મ કરે છે તે લેવા દેવાના સબંધમાં ઘણાં જન્મરૂપે દાવ લઈને જીવમાત્ર અહીં મૃત્યુલોકને તહીં દેવલોકમાં ફર્યા કરે છે. પરંતુ કર્મના બંધનમાંથી છૂટી શકતો નથી. કરેલા કર્મનો પાર ન આવે ત્યાં સુધી જન્મો જન્મ અવતાર લઈને કર્મ ભોગવવા પડે છે.

**जेही चाहत जन प्रभुपद कोई । शरण परमगुरुको ग्रहो सोई ॥**

**करम अदल फदलही करे जेता । जब गुरु मीले सक्रत पति वेता ॥ ७ ॥**

જગતભરના કોઈપણ જીજ્ઞાસુજન પ્રભુપદ પામવાની અતિ ચાહના કરતાં હોય તેને પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુનું શરણ ગ્રહણ કરવું જોઈએ. તે સકર્તાપતિના વેત્તા મહાન સમર્થ કરુણાનિધિ ભગવાન જ્યારે મળે ત્યારે જગત રચનાની આદ્યથી અત્યાર સુધી કરેલા સર્વે કર્મો એક જ પલકમાં ફના કરી અંશને પોતાના શરણમાં લઈ લે છે.

**( दोहा )**

**परमगुरु पठवावत । निजपति परम सहेत ॥**

**जंन जानहो जुग जाहेर । अकल कला गति वेत ॥ १ ॥**

નિજકર્તા કૈવલપતિએ અતિ અંતરનું હેત ધારણ કરી સર્વજ્ઞ પરમગુરુને આ જગતમાં મોકલ્યા છે. તે અકળ ગતિના સંપૂર્ણ વેત્તા હોવાથી નિજપતિને જાહેર કરી જણાવે છે. તો હે જગતના જનો નિજકર્તાને જાણવા માટે પરમગુરુના શરણમાં આવો.

**जे परखे पद पावही । जावही जहां धणी धाम ॥**

**अटकावत ना कोउ कीत । निरभे पद विसराम ॥ २ ॥**

જે કોઈ સંત કે સજ્જન સર્વજ્ઞ પરમગુરુને યથાર્થ ઓળખી શકશે તે જન જ્યાં નિજ કૈવલધણી જે કૈવલધામમાં બિરાજે છે ત્યાં સરળતાથી જઈ શકશે. કૈવલધામના માર્ગે જતાં તે અંશને કયાંય પણ કોઈ દેવ અટકાવી શકતાં નથી. તે નિર્ભય કૈવલધામમાં જઈ અખંડ વિશ્રામ કરી શકે છે.

**तेही पदके दाता कहु । श्रीमंत कुवेर साक्षात ॥**

**नारणदास शरणांगत । बांय ग्रहे नीज तात ॥ ३ ॥**

તે કૈવલપદના દાતા સત્ શ્રીમંત કુવેર પ્રભુ સાક્ષાત પોતે જ છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે તે પરમ દયાળુનો હું શરણાંગત થવાથી એ મારા પરમ પિતા હોય, મારો હાથ પકડીને મને પોતાની સાથે રાખ્યો છે.



## ત્રયશ્ચત્વારિંશતમ્ અક્ષર : અંગ - ૪૩



**अष्ट आव्रणमांही सबही सराई ॥ तित प्रभुपद इत कबहु न पाई ॥**

**बाग बनावत विविध विगतसे । बागी अलग देखो गतिवतसे ॥ १ ॥**

ત્રણ ગુણ, ત્રણ ગણ, આદ્યશક્તિને પુરૂષ નિરંજન એ આઠ આવરણમાં સર્વે અંશો અવરાયેલા છે. તેથી તેઓ કૃત પૈકીના પદો પામવાની ચાહના કરે છે. સિર્ગુણ નિર્ગુણથી અલગ રહેલા નિજકર્તા પદને ચૌદલોક સુધી અહીં વસેલા અંશો કદાપી પ્રાપ્ત કરી શકતાં નથી. જેમ બાગનો બનાવનાર માળી વિધવિધ પ્રકારના પુષ્પોવાળા વૃક્ષો ઉછેરીને બાગથી જુદો રહે છે. એવી રીતે વિશ્વરૂપી બાગને બનાવનાર નિજકર્તા જગતરૂપી બાગથી ન્યારા રહેલા છે. તે તમારી જ્ઞાન ગતિની દ્રષ્ટિએ નિહાળીને નક્કી કરો.

**पेड मांही पोषण करन कीत पावो । मिथ्या सिध्धान्त मत सब तजी दावो ॥**

**अलग रही उदये करे सबही । फलदायक शुभ अशुभको तबही ॥ २ ॥**

બાગમાં સર્વે વૃક્ષોના મૂળને પોષણ કરનાર માળી બાગથી અલગ રહે છે. તો પછી બાગના વૃક્ષોમાં શોધ કરવાથી માળી ક્યાંથી મળી શકે ? એવી રીતે ચૌદલોક સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિને નિરંજન સુધી વિશ્વરૂપી બાગમાં નાનામોટા વૃક્ષો સમજવા. જેમ વૃક્ષોમાં શોધ કરવાથી માળી મળતો નથી. તેમ ચૌદલોક પર્યન્ત પુરૂષ પ્રકૃતિ સુધી તપાસ કરીને જોતાં નિજ કર્તાપદ પ્રાપ્ત થતું નથી. તો એ સર્વે મિથ્યા દાવા છોડીને જગતથી ન્યારા રહેલા નિજકર્તાની શોધ કરો. નિજકર્તા ન્યારા રહિને સમસ્ત જગતનો ઉદય કરે છે. તે જગતમાં આવેલાં સર્વે અંશો સારા-નરસાં કર્મ કરે છે. તેને નિજ સકર્તા સ્વામી કર્મ પ્રમાણે ફળ આપે છે.

**एही मतलब जीनु नहिन न वेता । उदभव करे कुन काम सजेता ॥**

**आगम असक सुख सबही सरावे । विविध वगे पेड जब प्रसरावे ॥ ३ ॥**

નિજ કેવલ કર્તાએ જે મતલબથી જગતની રચના કરી છે. તે મતલબને જાણનાર જગતમાં કોઈ જ ના હોય તો જગત રચવાનો હેતુ શું રહ્યો ? જે જગતને ઉત્પન્ન કર્યું છે તે ક્યા કાર્યના અર્થે કર્યું તે ના જાણી શકે તો જગતને ખીલવવાનું કોઈ પ્રયોજન રહેતુ નથી. સર્વે અંશોને આ બાજુની જગતની જાણ હોવાથી માયાના વિલાસી પદાર્થોની આશક્તિને આધિન થઈ પ્રકૃતિના માયીક પદાર્થનાં સુખની ચાહના કરે છે. વેદ શાસ્ત્રના આચાર્યોએ જુદી જુદી વગવાળા ઈષ્ટોને કર્તા મનાવી જીવોને તે ઈષ્ટોની ઉપાસનામાં વળગાડી દીધા છે. એ કારણને લઈ જગતમાં લોકો બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદ્ય શક્તિથી લઈ ચૌદલોકના દેવોને દશ અવતારો સહિત; તેમના મતોનો પસારો હિંમત ભીડીને કરી રહ્યા છે. પરંતુ નિજકર્તાને કોઈપણ જાણતાં નથી.

**फल ग्राहकही दायक दरवेशा । उत्पन्न करे तनु विविध विपु वेशा ।**

**इत मतलब यारी जे पति जानो । करी करुणा करुणेश इश मानो ॥ ४ ॥**

સર્વોત્તમ સર્વશ્રેષ્ઠ કૈવલજ્ઞાન લક્ષના અમૃતફળને ગ્રહણ કરનાર ગ્રાહક જે અધિકારીજન હોય તેને અમરફળ દેવા; સર્વજ્ઞ ગતિના અલેખ પુરૂષ "દરવેશ" એટલે અલૌકિક સંતનો વેશ ધારણ કરીને આ પૃથ્વી ઉપર પધાર્યા છે. નિજકર્તાએ જુદી જુદી પ્રકારના અનંત શરીરો જે મતલબથી ઉત્પન્ન કર્યા છે. તે સર્વે અંશોને મોજ કરવા બહુ પ્રકારના વિલાસો નિર્માણ કર્યા. તે વિલાસોનો આનંદ કરવા છતાં કોઈ અંશો વિચાર કરીને જોતા નથી કે આ જગતના રચનાર કોણ ? અને રચના શા માટે કરી હશે ? તે મતલબને ભૂલી જઈ સર્વે અંશો માયાની વગવાળા ઈષ્ટોની ઉપાસના કરે છે. પરંતુ અમે કોણ ? અને અમારા કર્તા કોણ ? એનો વિચાર અત્યાર સુધી કોઈએ કર્યો નથી. છતાં નિજકૈવલ કર્તા સર્વના ઉપર હેત રાખીને પ્રીતિપૂર્વક સર્વે નું પાલનપોષણ કરી રહ્યા છે. તે સકર્તાપતિ સમદ્રષ્ટિવાળા હોવાથી કરૂણા કરીને વિશ્વના સર્વ તનુધારી જીવોને અતૂટ ધારાએ જીવન આપી રહ્યા છે. એવા અપાર કરૂણાઓના ઈશ હોવાથી તેમને કરૂણેશ, સર્વેશ્વર સર્વાતિત કહેવામાં આવે છે. તે સર્વ ઉપાસકોએ જાણી માનીને સ્વીકાર કરવો જોઈએ.

**विश्वमा व्यापी विश्वेश्वर कहे ज्ञानी । निजपति परम प्रकाश लयो जानी ॥**

**व्यापक विभु वित विना सर्व व्यापी । शून्यवत सकारन इकार अद्यापी ॥ ५ ॥**

બ્રહ્મ પ્રકાશ વિશ્વભરમાં વ્યાપક થઈને રહેલો હોવાથી તેજ વિશ્વેશ્વર છે. એમ વેદમતના બ્રહ્મજ્ઞાનીઓ કહે છે. પણ સકર્તાપતિના અદ્વૈત સ્વરૂપનો જે પરમ પ્રકાશ છે. તેજ સમસ્ત જગતમાં વ્યાપક થઈને રહેલો છે. તે સકર્તા સિધ્ધાંતના ન્યાયે સત્ય જાણીને માનવું જોઈએ. નિજ સકર્તા સ્વામીની બાહ્યદ્રષ્ટિની સુજાણજાણ વ્યાપક વિભૂતી તેમાં સંકલ્પ ભાવના સમાયેલી હોય; તે વ્યાપક વિભૂતિના વિત્ત વિના

જગતની ઉત્પત્તિ થઈ શકતી નથી તે મૂળ કારણ વીના નિર્વિત પરમ પ્રકાશ વ્યાપક થઈને રહેલો છે. શૂન્યવત તે વિત્ત વિનાનું અકર્તાબ્રહ્મ આકાશના જેવું હોવાથી બ્રહ્મજ્ઞાનીઓએ તેનો સ્વીકાર કરેલો છે. પરંતુ જેમ આકાશ સક્રિયગતિ, ચૈતનતા અને જાણ વિનાનું હોય કોઈ તત્વકે પદાર્થ ઉત્પન્ન કરી શકતું નથી. તેવી જ રીતે "ઈકાર" એટલે અંશકે તત્વના ઉત્પત્તિ કારણ સિવાયનું બ્રહ્મ અત્યાર સુધી અકર્તા જડ રહેલું છે.

**उनते उत्पन क्यौ विश्व विलासु । ज्ञान सवित सरजनको रसालु ॥**

**सुसकवाद मत सबको तजही । सक्रतपति कर्ता सद भजही ॥ ६ ॥**

"ઉનતે" કહેતા ચૈતન વિત્ત સિવાયના અકર્તા બ્રહ્મથી વિશ્વના વિલાસ અનેક પ્રકારના ઉત્પન્ન થઈ શકતાં નથી. કારણકે તે વ્યાપક બ્રહ્મ સંકલ્પ કે ઈચ્છા સિવાયનું હોવાથી કેવી રીતે દ્વૈત વિલાસને ઉત્પન્ન કરી શકે ? સર્જનહાર સકર્તાપતિ અનંત જ્ઞાન ગતિના વિત્તવાળા હોવાથી શુધ્ધ સંકલ્પ દ્વારા પુરૂષ પ્રકૃતિની આદ્યે સમસ્ત વિશ્વ વિલાસી ચૌદલોકનો રસાલો એક પલકમાં ઉત્પન્ન કરેલો છે. તેથી હે અકર્તા મતના બ્રહ્મજ્ઞાનીઓ તમે સૂસકવાદને ત્યજી દઈ જગતરૂપી ક્રતને કરનાર સર્વ અંશોના સાક્ષી સજાતિ સકર્તાપતિને અંતરની આરતપૂર્વક ભજીને ભવબંધનમાંથી મુક્ત થાવ.

**शून्यवत सुसक अकर्ता आदु । विनये स्तुति सूनही कुन नादु ॥**

**जनहित भक्ति भजन कुन जाने । सजाण स्वरूप विन को पतियाने ॥ ७ ॥**

તે વ્યાપક બ્રહ્મ મહા આકાશના જેવું અકર્તાવત જગત રચનાની આદ્યનું શુષ્ક છે. તો પછી તમારા વિનય ભાવથી કરેલી સ્તુતિનો અવાજ કોણ સંભાળશે ? જે વ્યાપક બ્રહ્મ નિજજાણ સિવાયનું અચેત હોય તો જગત જનોના પરમ કલ્યાણ અર્થે કરેલી અનિન ભક્તિ ભજન કોણ જાણી શકશે ? એટલા જ માટે સર્વત્ર સજાણજાણ સકર્તાપતિ વિના કોઈના ઉપર વિશ્વાસ લાવવા જેવો નથી.

(दोहा)

**सजाण स्वरुपके साम्रथ । मोरसद मद हणनार ॥**

**अनिनपणुं प्रिये अति । सो कर्ता उरमे धार ॥ १ ॥**

અનંત સામ્રથતાવાળા સર્વજ્ઞ સજાણજાણ સ્વરૂપે રહેલા પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ પરમગુરુ મિથ્યા અભિમાનને હણી લઈને નાશ કરવા વાળા છે. એવા કૈવલ મોક્ષદાતા પ્રભુને અનિન દાસત્વપણાની ભક્તિ અતિ પ્રિય લાગે છે. તે સકર્તાપતિને તમારા અંતરહંગરૂપી હ્દયમાં ધારણ કરો.

**सो कर्ताके आश्रित ! भये रतिवंत जन जेह ॥**

**चरन कमल स्थिति करी । ध्रुवत अचल सनेह ॥ २ ॥**

પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ તે સકર્તા સ્વરૂપે પોતેજ હોવાથી તેમના જ આશ્રિત જે કોઈ સંત કે ભક્તજન અતિ આરતવાન થઈને, જેમ આકાશમાં તારાઓની મધ્યે ધ્રુવજીનું અચળ આસન છે. તેવી જ રીતે પરમગુરુના ચરણ કમળમાં અતિ સ્નેહ ધારણ કરીને અડગ સ્થિતિ કરવી જોઈએ.

**श्रीमंत कुवेरके शरणमे । तन मन घन खुरबान ॥**

**नारणदास धन्य जनकु । जीत जावही तीत मान ॥ ३ ॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુના શરણમાં જે કોઈ સંત કે ભક્તજનોએ પોતાના તન મન ધન સમર્પણ કરી દીધા છે. એવા અધિકારી જનોને ધન્ય છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે એવા ગુરુમુખી જન આ વિશ્વમાં જ્યાં જાય ત્યાં માન પામે છે.





## ચતુશ્ચત્વારિંશતમ્ અક્ષર : અંગ - ૪૪



**हे क्षमावान देव देवेश दयालु । उतपन अंश सबके प्रतिपालु ।।**
**जीनु जाहां जम पोक्षण ताहां करता । वितपन अंश सोइ आप समरता ।। १ ।।**

સર્વાતીત સર્વેશ્વર નિજ સકર્તા સ્વામી અસિમ ક્ષમાવાળા હોવાથી સર્વે અંશોની ભૂલો નહિ જોતાં ગુનેગાર જીવોના ગુના માફ કરે છે. એવા દેવાધિદેવ પરમ કૃપાનિધિ અનંત દયાળુ છે. તે નિજકર્તાએ સર્વે અંશોને ઉત્પન્ન કરી જગતમાં વસાવ્યાં છે. તે સર્વના ઉપર સમદ્રષ્ટિ રાખીને પાલન પોષણ પોતે જ કરી રહ્યા છે. સમસ્ત વિશ્વભરમાં જયાં જયાં જેવા ઘાટોની રચના કરી છે. તે સઘળા ઘાટોને જીવનરૂપી પોષણ એકજ સરખું પોષી રહ્યા છે. અંશોને વસવાટ કરવા માટે વિધ વિધ પ્રકારના અનેક શરીરોરૂપી વેશ અને સર્વે અંશોના ઉત્પન્ન કરનાર પણ આપજ છો તેથી સર્વના ઉપર હેત રાખીને નિહાળી રહ્યા છે.

**खेचर भुचर स्थावर सब रचना । विविध वगे वग करी एक वचना ।।**
**नियंता शुभाशुभ कर्मफल दाता । देवे जीनु जमतम घटे साक्षाता ।। २ ।।**

હે સકર્તા સ્વામી ! આપની ઈચ્છા પ્રમાણે સમસ્ત જગતને ઉત્પન્ન કર્યુ છે. તેમાં આકાશમાં ઉડવાવાળા પક્ષીઓની પણ કેટલીક જાતિ હોય, ઉડવાની રીતો પણ અલગ અલગ હોવાથી ઉડવાની ગતિના વેગ પ્રમાણે ઉડીને ફરતા હોય છે. એવી જ રીતે "ભૂચર" એટલે પૃથ્વી પર ચાલવાવાળા મનુષ્ય જાતિની આધ લઈ કેટલીક પ્રકારના પશુ અને કેટલીક કીટ જાતિ વગેરે સર્વે પૃથ્વી પર ફરવાવાળા હોય ચાલવાના પ્રકાર બધાના જુદા જુદા છે. તેવીજ રીતે સ્થાવર જાતિના વૃક્ષો સ્થિર રહેવાવાળા હોવાથી એકબીજાને મળી શકતાં નથી. તેની જાતિ પણ જુદી જુદી હોય તે જ પ્રમાણે ફુલે ફળે ને ફાલે છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે આપ સકર્તાપતિએ જુદીજુદી પ્રકારના અસંખ્ય ઘાટો

ઉત્પન્ન કર્યા તેના વગ ન્યારા ન્યારા હોય, એવી જ રીતે હલણ-ચલણ ખાનપાન અને નિંદ્રા-મૈથુનને વશ પડીને વર્તે છે. તે સર્વ ઘાટોની રચના એક વચનથી કરેલી હોય તે વચન સોહંગ પ્રણવ હોવાથી સમસ્ત જગતના ઉદયનું મૂળ કારણ છે. તે મૂળ કારણ વડે જગત નિયંતા કૈવલ નિર્માણ કરેલા જગતને નિયમમાં રાખીને વર્તાવે છે. સામાન્ય વિશેષ સર્વે અંશો શુભાશુભ જેવા કર્મ કરે તેવું ફળ આપવાવાળા ફળદાતા હોવાથી શુભ કે અશુભ્ જેણે જેટલું કર્મ કર્યું હોય તેને સાક્ષાત ઘટતું ફળ આપે છે. તેમાં ઓછું વત્તુ એક રેખ માત્ર પણ કરતાં નથી.

**तेही कर्ता कायम कुल संबके । कहु तीनु नाम सूनो अबके ॥**

**समष्टी सब जग गयहु विलाई । जे आद्य पुरुष एक पति रहाई ॥ ३ ॥**

સમસ્ત બ્રહ્માંડની આદ્યે પુરૂષ પ્રકૃતિ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરને ચૌદલોકની રચના નિજકર્તાએ પોતેજ કરેલી છે. તેમજ સ્થાવર જંગમના અનેક ઘાટો સહિત સર્વે અંશોને ઉત્પન્ન કરનાર કર્તા કૈવલ જ છે. તે નિજકર્તા કાયમના હોય સર્વે અંશો તેમના કુળના એટલે તેમની જાતના છે. તે નિજપતિના ખરા અને સાચા નામ કયા કયા છે, તે તમને કહી બતાવું છું માટે તમે સાવધ થઈને સાંભળો. જે પ્રત્યક્ષ દ્દષ્ટિએ દેખાતુ મહાન વિશાળ વૈરાટ તેને સમષ્ટિ કહેવાંમાં આવે છે. જે નિજકર્તાએ જેટલા લોક ઉત્પન્ન કર્યા છે. તે વૈરાટના વિશે ન્યારા ન્યારા ધામો નિર્માણ કરીને વસાવેલાં છે. જયારે સમષ્ટિ વૈરાટનો અવધિકાળ આવી રહે ત્યારે તે નાશ પામતું હોવાથી એક પણ તત્વ બચવા પામતું નથી. તે સમયે આદ્ય પુરુષ એક નિજપતિ અદ્વૈત સ્વરૂપે એકલાજ રહે છે.

**सक्रत जड चैतन निपजयेउ । एक रस करी तनु मलित भयेउ ॥**

**स्वराज सृष्टि उपज पुनी करके । मोज नियंता अन्तही सब हरके ॥ ४ ॥**

સકર્તાપતિએ પ્રથમ જગતની રચના કરવા માટે જડતત્વો અને ચૈતનવૃતિ યાને સજીવનવૃતિ ઉત્પન્ન કરી જડ ચૈતન બન્નેને મિલાવી એકરસ કરીને શરીરો ઉત્પન્ન કર્યા

છે. શરીરો ઉત્પન્ન કર્યા તેથી તેમને સક્રત વિશેષણ ઘટે છે. તે નિજપતિને સ્વરાજ વિશેષણ લગાડવામાં આવ્યું છે તે એવી રીતે કે પોતે સૃષ્ટિ ઉત્પન્ન કરી તે સૃષ્ટિમાં અમલ તેમનો જ ચાલે છે. જગત ઉપજાવીને અનેક શરીરોમાં પોતાના અંશો વસાવી બહુ પ્રકારની મોજ કરાવે છે. જ્યારે સૃષ્ટિનો અંતકાળ આવી રહે ત્યારે સૃષ્ટિ સમેટી લઈને નિજકર્તા લય કરી દે છે.

**करुणेश जीने करुणा उपजाई । देतही देवनकु सब पसराई ॥**

**कैवल वल जीनु उपजत नांही । तिनका अंश इत फसे जगमांही ॥ ५ ॥**

કરૂણેશ વિશેષણ ધારણ કરાવ્યું છે એટલા જ માટે કે અનેક કરૂણાઓ ઉત્પન્ન કરીને સર્વ દેવોને એક એક કરૂણા આપીને જે જે કામ કરવાનો અધિકાર સોંપ્યો છે. તે દેવ લોકો એક એક કરૂણાઓનો અમલ પ્રસરાવીને વિશ્વનો કાર્યક્રમ ચલાવે છે. તે સર્જનહારના સત્ય સ્વરૂપમાં કોઈ પ્રકારનો વળ ઉત્પન્ન થતો જ નથી. એવા સર્વે પ્રકારના વળથી રહિત તેમનું અતિ નિર્મળ સ્વરૂપ હોવાથી તેને કૈવલ વિશેષણ લગાવવામાં આવ્યું છે. પરંતુ તે નિજકર્તાએ સંકલ્પ દ્વારા સમસ્ત સૃષ્ટિને સર્જીને અનેક પ્રકારના ઘાટો વળ ભરીને બનાવ્યા. તે ઘાટોમાં પોતાના સજાતિ અંશો પ્રેરક કર્યા તે અંશોને વળનો વિકાર લાગવાથી અહીં વિશ્વમાં ફસાઈ ગયા છે.

**निजपति होइ सब अंश फसाये । देखहो हमही निज कर्ता आये ॥**

**आवो शरण हम कुल क्रत कारण । अखिल खलक रच्यो जीनु आरण ॥ ६ ॥**

નિજ કૈવલપતિ કાયમના હોય તેમના પોતાના સજાતિય અંશ આ વિશ્વમાં વસાવ્યા. તે નિજકર્તાથી જુદા પડવાના કારણને લઈ માયાના વિલાસમાં ફસાઈ ગયા છે. અંશોને ફસાયેલા જોઈને મુક્ત કરવા માટે નિજકર્તા પોતે દ્વૈતરૂપ ધારણ કરીને આ પૃથ્વી પર પધાર્યા છે. તે સર્વજ્ઞ પરમગુરુ સર્વે અંશોને જણાવતાં કહે છે કે, આ જગતની ઉત્પતિના મૂળ કારણરૂપ અમો કર્તા હોવાથી તમો અમારા શરણમાં આવો

કારણકે જગતરૂપી જંગલની રચના અમારી જ કરેલી છે. તેથી તમને મુક્ત કરવા માટે અમો આવ્યા છીએ.

**कीनु न बनत एक रोम रचीतमे । समजो सब नरनारी खचितमे ॥**

**वल नव उपजत परम दयालु । कैवल विशेषण जुओ ए रसालु ॥ ७ ॥**

નિજ સકર્તાપતિએ જગતરૂપી ક્રતની જે રચના અપરંપાર કરેલી છે. તે રચનામાં થયેલા વિભૂતિવાન ઈશ્વરોથી નવીન ઉત્પન્ન કરવા સબંધમાં શરીરનું એક રૂંવાટુ પણ બની શકે તેમ નથી. એટલા માટે ન્યાય સહિત સમજવાવાળા અધિકારીજન નરનારી તમે જ્ઞાન દૃષ્ટિએ નિશ્ચય કરીને જુઓ. એવા નિજ કૈવલ પતિના અદ્વૈત સ્વરૂપમાં કોઈપણ પ્રકારનો વળ ઉત્પન્ન થતો નથી. એવા પરમ દયામય પરમ દયાળુના પાંચ વિશેષણો પરમ કલ્યાણકારી હોવાથી અતિ અધિક રસાળ હોય તેનું ઉર્ધ્વ દૃષ્ટિએ સ્મરણ કરવાથી અંશ અનેક જન્મના પાપોમાંથી મુક્ત થાય છે.

(दोहा)

**आद्य सक्रत स्वराजही । करुणेश ही कैवल ॥**

**नाम विशेषण पतिनके । भजो निशदिन जन भल ॥ १ ॥**

આદ્ય, સક્રત, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ એ કર્તાના પાંચ નામના વિશેષણા ધારણ કરાવેલા છે. તે વિશેષણો પ્રમાણે અલૌકિક ગુણ અને ગતિ અપરંપાર સમાયેલી હોય, તે અતિ નિર્મળ પરમ પવિત્ર પરમ કલ્યાણકારી હોવાથી જે કોઈ આરતવાન અધિકારીજન દિવસને રાત ભલી રીતે રટણ કરશે તેના ભવોભવના બંધન છૂટી જશે.

**निजपति भजवा लायक । दायक दीन दरवेश ॥**

**भजे पति तज ओरनकु । अट्ठावीश कुंड तजवेश ॥ २ ॥**

નિજ સકર્તાપતિ ભજવાલાયક હોવાથી મુક્ત થવાની અપેક્ષાવાળા સજ્જનોએ અંતરની આરતપૂર્વક ગુરુગમની રીત જાણીને નિજકર્તાને ભજવા જોઈએ. "દાયક"

એટલે તે પરમપદના દાતા અનંત ઐશ્વર્યતાવાળા સર્વેશ્વર સ્વામી શરણે આવનાર સામાન્ય ગતિના જીવો ઉપર કરૂણા કરી જીવદશાથી મુક્ત કરીને મહા પરમ સુખીયા કરે છે. એવા સર્વજ્ઞ નિજપતિને ત્યજી દઈ બીજા વિજાતીય ઈશ્વરો અને દેવદેવીઓને જે ભજે છે. તે જીવો અઠ્ઠાવીશ પ્રકારના નરક કુંડોમાં જઈ અધમ યોનિના શરીરો ધારણ કરીને મહા કષ્ટો ભોગવે છે. તે દુઃખદાયી ઘાટો ત્યજીને તેમાંથી બચી શક્તાં નથી.

**तेही प्रभुपद परसावत । श्रीमंत कुवेर महाराज ॥**

**नारणदास शरणांगत । भये जब सरे सब काज ॥ ३ ॥**

તે નિજ કૈવલ કર્તાનું જે કૈવલપદ છે. તેને યથાર્થ ઓળખાવનાર મહાન સમર્થ શ્રીમંત કુવેર સર્વેશ્વર સ્વામી અનંત બ્રહ્માંડોના રાજાઓના રાજા મહાન ચક્રવર્તી મહાધિરાજ રાજા છે. શ્રી નરદેવસાગર મહારાજ કહે છે કે તેમનો હું શરણાંગત થવાથી મારા સર્વ પ્રકારના કાર્યો સિધ્ધ થયા છે. તેથી હું પરમપદને પ્રાપ્ત કરી શક્યો છું.



## પંચત્વારિંશતમ્ અક્ષર - અંગ - ૪૫



**ज्ञानवान जश जगमें सरावत । दीगवजे सूनी जश जन आवत ॥**

**अदभूत देश विगत विधि न्यारी । अकल गति कली शके न संसारी ॥ १ ॥**

કૈવલ જ્ઞાનવાન અકળ ગતિના અલેખ સંતનો યશ જગતમાં જાહેર વખણાય છે. તે અલૌકિક સંતની દિગ્વિજયની યશ કિર્તી સર્વ સાંભળીને જગતના કૈવલમોક્ષની ઈચ્છાવાળા જીજ્ઞાસુજનો શરણમાં આવે છે. તે અલેખ સંત અદ્‌ભૂત વિભૂતિઓનો વેશ ધારણ કરીને જગતમાં આવ્યા છે. તેમના વેશના વિગતની વિધી એટલે રીત. જગતના વહેવારથી જુદા જ પ્રકારની હોવાથી તે અકળગતિને અંતઃકરણની ઈન્દ્રિઓના વિષયની આશક્તિવાળા સંસારી જીવ સમજી શક્તાં નથી.

**परम विशेष गुरु परम पराई । महिमा अपरमीत कहु शुं सुनाई ॥**

**सत् पुरुष पुरुषारथ परम । कहु पध्धति सत् पुरुष के मरम ॥ २ ॥**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરુ જગત રચનાની આદ્યથી પરંપરાના કાયમજ છે. તેમનો મહિમાં અતિ અપરંપાર હોવાથી વાણી દ્વારા વર્ણન કરીને કોઈ પાર પામી શકે તેમ નથી. તે મહાન સમર્થ અલૌકિક પરમ પુરુષનો પરમ પુરૂષાર્થ કૈવલ લક્ષજ્ઞાન આપવાનો હોવાથી જગતના જીજ્ઞાસુજનોને જણાવી ભવના બંધનમાંથી મુક્ત કરવાનો છે. સર્વે અંશો કૈવલધામના વતની હોવાથી કૈવલ લક્ષજ્ઞાનનો ઉપદેશ આપીને જગતના બંધનમાંથી મુક્ત કરી કૈવલધામમાં પહોંચાડવાના ભેદની પધ્ધતિ જેમ છે તેમ કહીને તમને સંભળાવું છું.

**कैवल धाम धणी आप बिराजे । अचंत अखाडा अविगत गादी राजे ॥**

**ज्ञान सम्प्रदाय जीनु मुक्तही द्वारा । ब्रह्मक्षेत्रसे उपजत जग सारा ॥ ३ ॥**

આપ સકર્તાપતિનું કૈવલધામ સર્વાતિત સર્વની પાર આવેલું છે. તે કૈવલધામના ધણી આપ પોતે અચંત અખાડા મધ્યે અવિગત ગાદી સ્થાપેલી છે. તે અવિગત ગાદી પર આપ સ્વયં અચળ બિરાજતા હોય આપના અલૌકિક સ્વરૂપના આનંદમાં મસ્ત રહો છો. આપનો જ્ઞાન સમ્પ્રદાય જ્ઞાન સ્વરૂપે સર્વ વ્યાપક હોવાથી તેનો મુક્ત દ્વાર માયાની અનેક ઉપાધિના બંધનમાંથી જીવને મુક્ત કરવાવાળો છે. તે બ્રહ્મક્ષેત્રમાં અનેક પ્રકારના બીજગ અંકુરો નિર્માણ કરીને સમસ્ત જગત ઉત્પન્ન કર્યું છે.

**मढी गगन धुणी निर्गुण जरही । कर्मकांड काष्ट लाइ सब धरही ॥**

**साख्या सद् चिद् आनंद कहीये । नाद गोत्र परजा प्रव्रतइये ॥ ४ ॥**

મહાન આકાશરૂપી આપની મઢી આવેલી હોય તેમાં નિર્ગુણ બ્રહ્મની ધુણી અખંડ સળગી રહી છે. તેમાં બાહ્યદષ્ટિના કર્મકાંડ જપ, તપ, હોમ, યજ્ઞ આદિ કાષ્ટો લઈને નિર્ગુણ ધુણીમાં હોમી દેવામાં આવે ત્યારે બધા કર્મોરૂપી કાષ્ટો બળીને રાખ થઈ જાય

છે. હે સર્વજ્ઞ પરમગુરુ આપની શાખા સદ્ ચિદ્ આનંદ છે. તે શાખાઓ આપની મહાદ્ ચૈતન દ્દષ્ટિના ભાસથી સ્ફુરાયમાન થયેલી હોય સમસ્ત વિશ્વના કારણરૂપે છે. આપના ગોત્રનું નામ નાદગોત્ર છે. ગુરુ લક્ષના નાદ વડે શિષ્ય શાખાની થતી અભિવૃધ્ધિ થયેજ જાય છે. જે શિષ્યનો ગુરુનાદમાં લક્ષ લાગે તેને આપના સત્ શરણની પ્રાપ્તિ થાય છે.

**तिलक भाल भल ब्रह्मांड पुराने । देखो सब साख्य सुघड जे सह्याने ॥**

**वृति दिप वेणु पत्र जे आकारा । पदम पांखडी शंख मकुलाकारा ॥ ५ ॥**

અમારૂ ભાલતિલક પુરાણા બ્રહ્માંડને ભલી રીતે ભેદી નાખીને નિજઘેર લઈ જવાવાળુ છે. તેની શાખ એટલે પ્રમાણ આપીને યથાર્થ સમજાવું છું. તેથી સુઘડ અને શાણા સર્વે સંતો તમારી નિજદ્દષ્ટિએ જોઈને નિર્ણય કરો. જેવી રીતે દીવાની જ્યોત અને વાંસના પત્રનો અણીયાળો આકાર હોય છે. એવી જ રીતે તમારી વૃત્તિને નાસિકાના અગ્ર પર સ્થિર કરીને જોશો તો તે જ પ્રમાણે ભાલતિલકવત આકૃત્તિ જેવો આકાર દેખાશે. તમારી વૃત્તિને ઉર્ધ્વ પ્રદેશમાં લઈ જવાનું આકર્ષણ કરશે. તે ભાલતિલકનો આકાર કમળની પાંખડી જેવો હોય મકુલ આકારના શંખ જેવો છે.

**परम मत सत् पुरुष को एही । निजपति गति मत समजो सनेही ॥**

**भाल तिलक परवानगी पतकी । ईत उत रोकेना खूशी जीनु जितकी ॥ ६ ॥**

સર્વજ્ઞ પરમગુરુ તેજ સત્પુરૂષ હોવાથી તેમનો મત જે નિજઘેરથી સર્વે અંશો આવ્યા છે. તે નિર્જઘર પ્રથમનું હોય જ્યાં સકર્તાપતિ કાયમ બિરાજે છે. ત્યાં સર્વે અંશોને લઈ જવાનો સત્ પુરૂષનો એજ મત છે. જે નિજપતિની પરમગતિ સર્વ વ્યાપક થઈને રહેલી છે. તે ગતિની એક્તાનો પ્રત્યક્ષ અનુભવ જે સંત સજ્જને કર્યો હોય એવી નિજની સમજવાળા સ્નેહીજનો ગતિના મતને અનુસરી ચાલવાવાળા અંશ પરમપતિને મળી શકે છે. આદ્ય અંકુરનું મૂળ સ્વરૂપ તે ભાલતિલકવત્ હોય

નિજપતિના ઘરનો સધ્ધર પરવાનો છે. તે ભાલતિલકના પરવાનાને અંતર બહાર યથાર્થ સમજી તે ભાલતિલકનો નમૂનો નિજ દૃષ્ટિમાં રાખીને, જે કોઈ સંતકે સજ્જન અનુસરવાવાળાને આ બાજુના મૃત્યુલોકમાં અને તે બાજુના દેવલોકમાં પોતાની ઈચ્છા પ્રમાણે જ્યાં જવું હોય ત્યાં ખુશીથી જઈ શકે છે. પરંતુ તેને કોઈ રોકી શક્તું નથી.

**महाले मुक्त थई जन जगमांही । तन व्रजित हंस पति घर जांही ॥**

**तेहि घर गति दाता गुरु कहीये । सो शरणांगत महा पद पइये ॥ ७ ॥**

કાયા માયાના સર્વ આવરણોથી મુક્ત થઈ એવા અધિકારીજન નિજાનંદનું સુખ આ જગતમાં અહોનિશ ભોગવે છે. તેથી દેહ છતાં દેહાતીત થઈ વિદેહદશા પ્રાપ્ત કરીને જ્યાં નિજપતિ બિરાજે છે. તે નિજઘરમાં ઉર્ધ્વ દૃષ્ટિની એક્તા કરીને પરમપતિના ઘરના પરમસુખનો આનંદ અનુભવે છે. તે નિજપતિના અખંડ ઘરને જાણવાની ગુરુગમ ગતિ પરમશ્રેષ્ઠ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ પરમપદના દાતા હોવાથી તે જ ગતિને દઈ શકે છે. તે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુનું સ્વરૂપ નિત્ય સત્ય સ્વરૂપે હંમેશા રહેલું છે. તેમના શરણાંગત થઈને રહેવાથી મહા પરમપદની પ્રાપ્તિ થાય છે.

( दोहा )

**पदति परमगुरुकी कही । लही सुक्षम गती जेह ॥**

**निज अधिकारी जनकु । सम्पत समजण एह ॥ १ ॥**

પરમશ્રેષ્ઠ પરમદયાળુ પરમ કૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરુએ પરમપદ પામવાની જે ગમ કહી બતાવી છે. તે અથ થી પુરૂષાર્થનો પ્રારંભ કરી ઈતિ એટલે જે પદમાં વિરામવાનું છે, ત્યાં સુધીની ગુરુગમ ગતિ જણાવી છે. તે અતિ સુક્ષ્મ હોય નિજ સ્વરૂપની સુજાણજાણની દૃષ્ટિથી જોવાવાળા હશે તેજ ગ્રહણ કરી શકશે. નિજ સ્વરૂપની સ્થિતિમાં જે સ્થિર થયેલા હશે, એવા અધિકારીજન પરમગુરુની સુજાણજાણનો આશ્રય લઈને નિજ સ્વરૂપે થઈને પતિપદને પ્રાપ્ત કરી શક્યાં છે. અંશની જે સુજાણજાણરૂપી

સમજણ છે. તે સમજણથી છ સંપત્તિનો સંચય કરીને નિજ સ્વરૂપે થઈ પરમપતિને મળી શકાય છે. તે સંપત્તિ અક્કલ, આરત, સુરતા, જ્ઞાન, ભક્તિને વૈરાગ છે. આ છ સંપત્તિ અલૌકિક હોય તેની બરાબરીમાં જગતની કોઈપણ સંપત્તિ આવી શક્તી નથી.

**तेही संपत श्री सावट । माहाद मते मजबूत ॥**

**अंश तेही अंशी सम । गति ज्ञान अदभूत ॥ २ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે જે કોઈ અધિકારીજન સર્વજ્ઞ પરમગુરુના શરણાંગત થયા છે. તેને અલૌકિક અતિ ભવ્ય અખૂટ સંપત્તિ પ્રાપ્ત થઈ છે. તે સકર્તાપતિને મળવાના મહામતવાળા અતિ મજબૂત દ્રઢતાવાળા છે. તે પરમ એશ્વર્યતાવાળા થવાથી એવા અંશ અંશી સમાન હોય, અતિ અદ્‌ભુત જ્ઞાન ગતિના અધિપતિ બને છે.

**श्रीमंत कुवेरके शरणकु । नारणदास चित चहाय ॥**

**आश्रित अनवे थई रहे । सोई परमपद पाय ॥ ३ ॥**

શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે મારા ચિત્તમાં શ્રીમંત કુવેર પ્રભુના ચરણોની અતિ ચાહના થવાથી તે પરમ દયાળુના આશરે રહી દેહ રહીત દેહાતીત થઈને પરમપદને પામી શક્યો છું.



## ષટ્ચત્વારિંશતમ્ અક્ષર - અંગ - ૪૬



**क्रत कारण कर्ता क्रत तीत । तेही गति लहे बिनु जन निरवित ॥**

**वितकी विगत गति अगम जनाउ । निज चैतन गुरु ग्यम से पाउ ॥ १ ॥**

જગતરૂપી ક્રતના કારણરૂપ નિજકર્તા કેવલ અલગ રહેલા છે. તે નિજકર્તાને ઓળખવાના લક્ષજ્ઞાનરૂપી વિત્ત સિવાયના જગતના જનો નિર્વિત રહેલા છે. તે નિજપતિના પદને પામવાનું લક્ષજ્ઞાનરૂપી જે વિત્ત છે. તે અગમ્ય હોવા છતાં સુગમતાથી જાણી શકાય એવો ખુલાસો કરીને સમજાવું છું કે, જે નિજ ચૈતન સ્વરૂપ

છે તે યથાર્થ ઓળખાવીને ગુરુગ્યમથી પ્રાપ્ત થઈ શકે છે.

**अमरमंत्र जप अमर अनादु । वितपन जग उनकी सब आदु ॥**

**संत हे सकल शिर इष्ट भवेता । दीरघ उपासना दीये निज वेता ॥ २ ॥**

ભગવાન કરૂણાસાગરે કેવલ મોક્ષની ઈચ્છાવાળા જીજ્ઞાસુજનોને જે અમરમંત્ર આપ્યો છે. તે અનાદિનો હોય ઉત્પન્ન થયેલું રૂપરંગવાળુ સમસ્ત જગત આદીનું છે. ઉત્પન્ન થયેલા જગતમાં જેટલા અંશો મનુષ્ય શરીર ધારણ કરવાવાળા છે. તે સર્વના શિર ઉપર સંત ગતિને પામેલા સંતો ઈષ્ટ સમાન છે. તે સંતોને કેવલવેત્તા ભગવાન કરૂણાસાગરે દિર્ઘ ઉપાસના કરવાનો અધિકાર આપ્યો છે.

**द्वे सहस्त्र सत साठ जे जापु । अमरमन्त्र घडी खटके समापु ॥**

**श्रेष्ठ उपास सन्तनकु जे दीयेउ । उनते लघु सुक्ष्म जप कीयेउ ॥ ३ ॥**

ભગવાન કરૂણાસાગરના ઉપાસક દીક્ષાધારી સંતોને તનમન સ્થિર કરી વૃત્તિની એકાગ્રતાએ અમરમંત્રના જાપ બે હજાર એક્સોને સાઈઠ (૨૧૬૦) જપવાના છે. તે અમરમંત્ર ના જાપ છ ઘડી પૂરી થાય ત્યારે સમાપ્ત થાય છે. તે શ્રેષ્ઠ ઉપાસના સંત પુરૂષોને આજ્ઞા કરીને દેવામાં આવી છે. સંત સિવાયના હરિજનોને થોડા મંત્રોના જાપ જપવાની સુક્ષ્મ ઉપાસના કરવાની બતાવી છે.

**जाप सप्तसे पुनि वीस जे करही । भोर भये शुध्ध थइने समरही ॥**

**नित्य नेम करनके ए समापु । मलिन अहंग तजी ग्रहो शुध्ध आपु ॥ ४ ॥**

હવે તે હરિજનોને અમરમંત્રના જાપ સાતસોને વીસ (૭૨૦) જપવાના છે. તે એવી રીતે કે સુર્ય ઉદય પહેલા પ્રાતઃકાળે તનમનના વિકારો ત્યજી દઈ અતિ શુધ્ધ થઈને આરતપૂર્વક સ્મરણ કરવાનું છે. તે હરિજનોને નિત્ય નિયમ પ્રમાણે અમરમંત્રના જાપ બે ઘડી જપવાથી સમાપ્ત થાય છે. મલિન પ્રકૃતિના ભાવવાળું મિથ્યા અભિમાન ત્યજી દઈને અંતરદષ્ટિને નિર્મળ કરી તમારૂ નિજ સ્વરૂપ આપનપુને ગ્રહણ કરો.

**उनते लघु हरिजन लघुतामे । हरत फरत समरण करे जामे ॥**

**हरि गुरु सन्तकी करत सेवाई । सेहेज वर्तमान परमपद पाई ॥ ५ ॥**

ઉપર જણાવેલા હરિજનોથી નાના ભક્તજનોએ દાસત્વપણે નમ્રતાભાવ ધારણ કરીને હરતાં ફરતાં શ્વાસે શ્વાસે સજાગ રહીને "કૈવલ" મંત્રનું સ્મરણ કરતાં રહેવું. નાના ભક્તજનોએ હૃદયના શુધ્ધભાવથી દાસત્વપણે ગુરુ સંતની સેવામાં હરિની સેવા સમાય જાય છે, તે ગુરુ સંતથી હરિ જુદા રહેતા નથી એવું સમજીને સેવા કરવામાં આવે તો તે સેવા હરિને પણ અંગિકાર થાય છે. આ રીતે કોઈના પ્રત્યે રાગદ્વેષ કે વેરઝેર રાખ્યા સિવાય સહેજ ભાવે સરળતાથી વર્તમાન કરનારને પરમપદની પ્રાપ્તિ થાય છે.

**तीनु उपासक निज सरजन के । लहे निज मौक्ष परोक्ष नमनके ॥**

**हरिजन जन मीलतही सनेसु । सत् परमात्म कहे बिन वेशु ॥ ६ ॥**

સંત, હરિજન અને લધુ હરિજન એ ત્રણે ઉપાસકો નિજ સર્જનહારના હોવાથી પરમગુરુના ઉપદેશ અનુસાર આચરણ કરનારને પ્રત્યક્ષ કૈવલમોક્ષની પ્રાપ્તિ થાય છે. પ્રત્યક્ષ મોક્ષ પામેલા ઉપાસકજન કૈવલપદને પોતાના મનથી એક નિમિષ માત્ર દુર ગણતાં નથી. નાના હરિજન વધુ સમજણવાળા હરિજનને સ્નેહપૂર્વક મળે છે. ત્યારે દેહભાવને દુર કરી અંશ બંધુત્વ ભાવે મળીને ભેખધારી સંત નહિ હોવા છતાં આપણે એક જ નિજકર્તાના અંશો છીએ, એમ સમજીને "સત્ કૈવલ પરમાત્મા" કહીને નિજલક્ષના રંગમાં રંગાઈ જવું.

**हरिजन संतही मिलत देदारा । सत् कैवल साम्रथ सत् सारा ॥**

**देश विदेशी मीले पुनि संत जबही । अहो जय कैवल हंसा कहे तबही ॥ ७ ॥**

જ્યારે હરિજનને સંત મળે ત્યારે હરિજને બે હાથ જોડીને "સત્ કૈવલ સાહેબ" કહીને નમસ્કાર કરવાં અને સંત પુરૂષે "સત્ સામ્રથ" બોલીને કરેલા નમસ્કાર પ્રેમ

સહિત સ્વીકારી લેવા. એકબીજાથી દુર રહેનાર સંતો એકબીજાને જ્યારે મળે ત્યારે "અહો જય કૈવલ હંસા" કહીને પરસ્પર પ્રેમપૂર્વક ભેટવું.

**दंडवत उपासना जेह बरनी । करे जन जेह धन्य उनकी करनी ॥ ८ ॥**

ભગવાન કરૂણાસાગરની ઉપાસના અને દંડવત કરવાની રીત વર્ણન કરીને બતાવી તે પ્રમાણે જે જે અધિકારીજન પરમગુરુના કહેવા મુજબ કરી શકશે. તેની કરણીને અહો ધન્યવાદ છે કે તેણે મનુષ્યદેહ ધરીને સફળ કર્યો.

**( दोहा )**

**दंडवत उपासना । निज कर्ता सबंधी ज्ञान ॥**

**संत सजन समजो सबे । मानहो सुघड सह्यान ॥ १ ॥**

દંડવત કરવાની રીત ઉપાસનાની સમજણ અને કર્તા સાથે સબંધ જોડવાનું જ્ઞાન જે કહી બતાવ્યું તે પ્રમાણે સર્વે સંતો અને સજ્જનો યથાર્થ સમજીને આચરણ કરશો. બીજા સુઘડ અને શાણા મનુષ્યો જેમ છે તેમ જાણીને સત્ય માની સ્વીકાર કરશો.

**कैवल मोक्ष के कारणे । परमगुरु गति लाय ॥**

**तनुधर आद्य तलबही । निज पतिपदे पठवाय ॥ २ ॥**

અંશોને કૈવલ મોક્ષ પ્રાપ્ત કરવાના હેતુથી મહાન સમર્થ પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુ ગુરૂગમ ગતિ લઈ ને વિશ્વમાં પૃથ્વી પર પધાર્યા છે. જગત રચનાની આદ્યથી અત્યાર સુધીમાં નિજકર્તાના અંશો શરીરો ધારણ કરીને બંધનવશ થયેલા છે. તેમને બંધનમાંથી મુક્ત કરી કૈવલપદે પહોંચાડવાની ભગવાન કરૂણાસાગરને તીવ્ર તાલાવેલી લાગી છે.

**पठवावतही परमगुरु । श्रीमंत कुवेर सत् नाम़ ॥**

**नारणदास शरणांगत । ग्रहे चरन विसराम ॥ ३ ॥**

કૈવલજ્ઞાનના અલૌકિક વચનો સાંભળીને જે જે અંશો આરતવાન થઈ સર્વજ્ઞ

પરમગુરુના શરણમાં આવ્યા, તેમને ભગવાન કરૂણાસાગરે કૈવલધામમાં પહોંચાડી દીધા. શ્રીમંત કુવેર પ્રભુનું જે નિત્ય સ્વરૂપ સોહંગ હોય તેનું વિશેષણ સત્‌નામ છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે શરણ ગ્રહણ કરીને શરણાંગત થઈ, ચરણમાં રહી અખંડ વિશ્રામ લઈ વિરામ પામ્યો છું.

 **સપ્તચત્વારિંશતમ્ અક્ષર : અંગ - ૪૭** 

**खटे स्नेह साधन सब अनुसरही । धीरज ध्यान निजपतिसु धरही ॥**

**भोजन सुक्ष्म करे लघु आहारा । वारि सुक्षम पीये जुगत समारा ॥ १ ॥**

નિજ સ્વરૂપે થવાની શુભ ઈચ્છાવાળા સંત સજ્જનોએ અતિ સ્નેહપૂર્વક છ સંપત્તિને સાધ્ય કરવા જે નિતિ-નિયમો બતાવવામાં આવ્યા છે. તેને અનુસરી છ સંપત્તિને સાધવાનો પ્રારંભ કરવો. અતિ સાવધ થઈને ધીરજ ધારણ કરી તન મનની દૃઢતાપૂર્વક નિજપતિનું ધ્યાન ધરવું. લક્ષ ધ્યાન કરવાવાળા ઉપાસકોએ સાત્વિક સુક્ષ્મ ભોજનનો અલ્પ આહાર કરવો. જેટલા પ્રમાણમાં સુક્ષ્મં આહાર કર્યો હોય એવી જ રીતે પાણીને શુધ્ધ કરી ઓછું પીવું.

**सुक्ष्म सेन जाग्रत अधिकाई । वचन वाद बहु करे नहि ताइ ॥**

**चलन हलन सुक्ष्म समवरती । अनुबंधन बंधन ना आकरती ॥ २ ॥**

ઓછો આહાર લેવાવાળા ઉપાસક નિંદ્રાપણ બહુ ઓછી લેતાં હોવાથી અધિક જાગૃત રહે છે. જાગૃત રહી તે કોઈ પ્રતિવાદી સાથે વધારે પડતુ બોલીને મિથ્યા વચનોનો વાદ કરતાં નથી. એવા અધિકારીજન હાલવા ચાલવાનું બહુ ઓછા પ્રમાણમાં કરતાં હોય; વૃત્તિના વેગને સમાવી સ્થિર કરવા સમ સંપત્તિનું આચરણ કરે છે. અહંપણાના અભિમાનનો ત્યાગ કરી સહેજા સહેજ ભાવે વ્રેહ વૈરાગની આકૃતિ બંધનમાં ના આવે એવી નિર્લેપ વૃતિ રાખીને અભ્યાસ કરે છે.

**समवरति कोरम गति जानत । दम इन्द्रि नेमे तप जन मानत ॥**

**उपप्रतिती आस्तिक बुध कहीये । तितिक्षा तिक्षण त्रक बुध लहीये ॥ ३ ॥**

વિપરીત સંજોગો જોઈને કાચબો પોતાના અંગો સંકોચીને સમાવી દે છે. એવી જ રીતે સમ સંપત્તિના સાધક પુરુષો પોતાની વૃત્તિને સ્થિર કરી સમાવવા બાહ્ય દ્રષ્ટિના માયાના વાતાવરણથી હંમેશા દુર રહે છે. ઈન્દ્રિઓ ઉપર સંપૂર્ણ સંયમ લાવીને ઈન્દ્રિયોને નિયમમાં રાખી વર્તે છે. તેને જ તપસ્વી કહેવામાં આવતો હોય તે દમ સંપત્તિને સાધ્ય કરે છે. ઉપપ્રતિતી સાધક પોતાની નિર્મળ બુધ્ધિની આશક્તિએ અવિનાશી પદની ચાહના કરે છે. તિતિક્ષા.સંપત્તિના સાધક અધિકારીજન પોતાની તિક્ષણ બુધ્ધિના તર્કથી ઉજાગ્રત રહીને અનિત્ય પદાર્થોનો ત્યાગ કરી નિત્યપદની ખોજ કરે છે.

**श्रध्धा धारीये द्रढ अचल अघादु । समाधान भयो गयो छुट विवादु ॥**

**खट सम्पति साधक समजुगता । जेही जनकु अरगत नर मुगता ॥४॥**

સંપૂર્ણ શ્રધ્ધાવાળા સાધકજન પોતાના મનમાં અતિ ધીરજને ધારણ કરી દ્રઢતાપૂર્વક અંતરવૃત્તિને નિજલક્ષમાં અચલ કરી રાખે છે. અચલવૃત્તિની અતિ સ્થિરતાએ વૃત્તિ નિજ લક્ષાકાર થવાથી અગાધગતિ પ્રાપ્ત થાય છે. દેહપક્ષનો અતિ અભાવ થવાથી સંકલ્પનો અંત આવી જાય છે. ત્યારે વૃત્તિ નિજ સ્વરૂપમાં લીન થઈ સ્વરૂપાકારે થઈ જાય છે. તે સમાધાન સંપત્તિ જેને પ્રાપ્ત થાય છે, તેને આ બાજુના વાદવિવાદ સર્વે છૂટી જાય છે. બાહ્ય જગતની કોઈપણ અભિલાષા ઉઠતી નથી. તેને સમાધાન સંપતિ કહેવામાં આવે છે. પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરુની કૃપાએ જેને છ સંપત્તિ સંયુક્ત સાધ્ય થાય છે. એવા અધિકારીજનને છ સંપત્તિઓની અતિ અદભૂત ગતિ હસ્તગત થાય છે. એવા પુરૂષ દેહ છતાં જીવન મુક્ત થઈને નિજાનંદનું સુખ ભોગવે છે.

**निजपति परम दुलहाकी दुलानी । दिन दिन सुघड सोहाग दे आनी ॥**

**प्रेम पोशाक निज जनकु सोहावत । अलंकार लक्षण प्रिये प्रभु भावत ॥५॥**

આ જગતમાં જે કોઈ સંત કે સજ્જનો નિજપતિ પરમ પ્રભુને વરીને તેમની પતિવ્રતાઓ થયા છે. તેના ઉપર પરમપતિ અતિ પ્રસન્ન થઈને દિન પ્રતિદિન અનેરા અનેરા અતિ સુઘડ સોહાગો લાવી આપે છે. જે જન નિજપતિની પ્રિયે પત્નિ થઈને રહ્યા છે. તેને સકર્તાપતિ અતિ પ્રેમના પોશાક ધારણ કરાવીને અતિ સુંદર શોભાવે છે. અલંકાર એટલે ઘરેણા સદ્ લક્ષણના જેવા કે દયા-ક્ષમા, શીલ-સંતોષ, શાંતિ-સમતા, સરળતા-સુચિતા, નમ્રતા એવા વિધ વિધ પ્રકારના મનગમતા ઘરેણા પરમપતિ પોતાની પ્રિય પત્નિને પહેરાવીને અતિ ખૂશ થાય છે.

**विज्ञान बांय बल पतिको कहीये । ज्ञान बांय जडीतव चीप लहीए ॥**

**रेहेम द्रष्टि द्रिग काजल सारत । उमंग फुलेल अंग मुख धारत ॥६॥**

નિજ સકર્તાપતિનો વિજ્ઞાનરૂપ બળવાન હાથ કહ્યો તેજ સોહંગ હોય, તે સોહંગરૂપ હાથ વડે; જે અંશ પતિનો સતી સોહાગણ થયેલો છે તેના જ્ઞાન સ્વરૂપ ઓહંગરૂપી હાથે સ્મરણ રૂપી ચુડો, સતરૂપી સોનાની ચીપ જડાવીને તે સોહાગણ થયેલા અંશને નિજપતિ પહેરાવે છે. તેની અતિ સુંદર શોભા જોઈને નિજપતિ પણ બહુ હરખાય છે. તે નિજ સકર્તા સ્વામી પોતાની રહેમ દૃષ્ટિરૂપી કાજલ સોહાગણ થયેલા નિજ અંશની સુજાણજાણ રૂપી ચક્ષુમાં આંજે છે. ત્યારે નિજપતિ સાથે અતિઘણું હેત વધી જાય છે. પોતાના અંતરહંગના અતિ ઉમંગરૂપી ફુલેલ યાને અત્તર નિજ સ્વરૂપરૂપ અંગે છાંટીને ગુહ્ય ગમરૂપ સુજાણજાણના મુખ ઉપર લગાવે છે.ત્યારે અતિ પ્રફુલ્લીત થઈને પતિ સાથેના પરમાનંદમાં મગ્ન બની જાય છે.

**अंश दुलहानी दुलहापति परम । प्रभु जे रिझावनको एही धरम ॥**

**श्रीमंत कुवेर सुख सागर शरणे । नारणदास आये अशरण शरण ॥७॥**

ઉપર વર્ણન કરી બત્તાવ્યુ તે પ્રમાણે વર્તીને નિજ પતિધર્મને અનુસરી જે અંશ

સોહગણ સતી બનીને નિજપતિનો થઈ રહે છે. તેના ઉપર સકર્તાપતિની રીઝ થાય છે. ત્યારે નિજપતિ પોતાના સંગમાં સદાય રાખીને તેને પરમ સુખનો અખંડ આનંદ કરાવે છે. મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર પ્રભુનું શરણ મહા પરમસુખના સાગરરૂપ છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે આ જગતમાં મને કોઈ સહાય કરવાવાળા નહિ મળવાથી અત્યાર સુધી અથડાયો છું. પરંતુ ઘણાં જન્મના સુક્રિતનો ઉદય થવાથી આપના પરમ સુખ સાગરના શરણે આવ્યો છું. તેથી મારા મનના સર્વે મનોરથ પૂર્ણ થયા છે:

(દોહા)

**अहंपणे अविगत रत । बुद्धिवंत नर धिर ॥**

**साधन संपत करी शके । जन पावत सुख शिर ॥१॥**

જે અંશ નિજ સ્વરૂપે થયો છે. તે સાચો સબંધ સમજી શક્યો છે. તે પોતાના શુધ્ધપણા વડે શુધ્ધ ગૌરવ ધારણ કરીને અવિગત પતિ સાથે પૂર્ણ અખંડ પ્રિતી બાંધી છે. એવા મહાન બુદ્ધિશાળી ધૈર્યવાન નરવીર જગતમાં કોઈ વિરલાજન થઈ શકે છે. એવા શુરવીર નર હોય તેજ છ સંપત્તિ સાધીને સર્વશિર રહેલું પરમશ્રેષ્ઠ પરમપતિનું સુખ પ્રાપ્ત કરી શકે છે.

**मोक्ष मोज जनकु भइ । हलमल हरि हजूर ॥**

**मुक्त थई महाले जन । प्रगट इश गति नुर ॥२॥**

કોઈક જવરલા જન સર્વજ્ઞ પરમગુરુ પક્ષના થયા છે. તેમને નિજપતિના કૈવલમોક્ષની પરમમોજ પ્રાપ્ત થઈ છે. તેથી હરિરૂપ કૈવલકર્તા સાથે હળીમળીને તેમની હજૂરમાં સન્મુખ રહી શકે છે. કારણકે સિર્ગુણ અને નિર્ગુણ બન્ને આવરણોથી મુક્ત થયેલા હોવાથી નિજ સકર્તાપતિનું પરમસુખ ભોગવે છે. તેથી અનેક કરૂણાઓના ઈશ કરૂણેશ પતિનું અલૌકિક નૂર તે અધિકારીજનના અંતર હૃદયમાં પ્રગટ થાય છે.

**महेर महाद दधि सम रही । जीलत सुखनी शिर ॥**

**श्रीमंत कुवेर शरणांगत । दास नारण जन धिर ॥ ३ ॥**

પરમશ્રેષ્ઠ પરમ દયાળુ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુની મહાદ મહેર સાગર સમાન હોવાથી સર્વના શિર ઉપર પરમ શ્રેષ્ઠ સુખ તે સુખના સાગરમાં હું અહોનિશ ઝીલી રહ્યો છું. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું ધૈર્યને ધારણ કરી સત્ શ્રીમંત કુવેર પ્રભુનો શરણાંગત થઈ રહ્યો છું.



## અષ્ટચત્વારિંશતમ્ અક્ષર - અંગ-૪૮



**इत इतकी गति इत वहेवारा । व्रत येसी लक्ष चहु लक्ष सुमारा ॥**

**जांहां जीनुं जेही तनु सबंध सरावे । इत उत मत गति कोहु न पावे ॥१॥**

અહીં પૃથ્વી ઉપર આવેલા મુત્યુલોકના શરીરો મૃત્યુલોકના જ ઉત્પન્ન થયેલા હોવાથી અહિંનો વહેવાર અને વર્તન અહિંનું જ કરે છે. એવા ચોરાસી લાખ યોનિના ઘાટોમાં વસેલા જીવો પોતાના ઘાટને સંભારીને ચાલે છે. એવી જ રીતે જે જે યોનિના ઘાટો જે યોનિમાં ઉત્પન્ન થયા હોય તે તેની સાથેનો સબંધ રાખીને તેની જ ચાહના કરે છે. અહિં મૃત્યુલોકમાં ઉત્પન્ન થયેલા શરીરધારી જીવો દેવલોકના મતની ગતિને કોઈપણ જાણતાં નથી.

**खग तनु सबंध खगहीमे करही । तन सम मिथुन भोजन अनुसरही ॥**

**कीट करत कीटमही वहेवारा । पशु लहत पशुका वरतारा ॥२॥**

ખગ એટલે આકાશમાં ઉડીને વિચરણ કરવાવાળા જેની જે જાત હોય તેની સાથે જ સબંધ રાખે છે. જેનું જેવું અને જેટલું શરીર હોય તે પ્રમાણે મૈથુન અને ભોજનનો વ્યવહાર કરીને વર્તે છે. કીટ જાતિના જીવો પૃથ્વીને સ્પર્શ કરીને ચાલવાવાળા કીટ કીટની સાથેજ વહેવાર કરે છે. પશુઓ પણ જે જાતિના હોય તેજ જાતિમાં વહેવાર

અને વર્તન કરે છે.

**जलचर जंतु जलमे वर्तमानुं । जाति जाति व्रततही गत ज्ञानु ॥**

**स्थावर सबंध स्थावरको करही । इनु वहेवार ओरसे न सरही ॥३॥**

જળ તનુધારી જીવો જળમાં રહેતાં હોય જળમાં જ વિચરણ કરીને જેની જે જાતિ હોય તે પ્રમાણે તેની ગતિ પહોંચતી હોવાથી તેમાંજ વર્તમાન કરે છે. સ્થાવર જાતિના જીવો સ્થાવરની સાથેજ સબંધ ધરાવતાં હોય છે. સ્થાવર જાતિનો વહેવાર બીજી કોઈ જાતિથી થઈ શકે તેમ નથી.

**मनुष तनु करे मनुषसु प्रिती । ओर जाति संग सबंध सो अनीति ॥**

**प्रेत प्रिती ईनु जात जांहां करही । तनु करत वर्तमान अनुसरही ॥४॥**

મનુષ્ય તનુધારી જીવો મનુષ્યની સાથે જ પ્રીતિ કરે છે. બીજી અન્ય જાતિનો સંગ કરી સબંધ રાખે તો તેને મોટી અનીતિ કહેવામાં આવે છે. પ્રેત યોનિને પામેલા જીવો જ્યાં એમની પ્રેત જાતિ હોય તેની સાથે પ્રીતિ કરતાં હોય છે. જે જે જાતિના શરીરોની રચનાનું કૃત નિજકર્તાએ કરેલું છે. તે પ્રમાણે તેને વશ પડીને સર્વ જીવો વર્તમાન કરે છે.

**सुर सुरलोक सबंध सुख पयेउ । उडघन असक इनुमे व्रतयेउ ॥**

**जांहां जिनु जात सबंध सुख पावा । ओर संगति सुख रखत नां ठाहावा ॥५॥**

દેવલોકો દેવલોકની સાથેજ સબંધ રાખીને તે દેવલોકના સુખ ભોગવે છે. એવી જ રીતે તારાઓ પણ તેમની જ જાતમાં વર્તનને વહેવાર કરે છે. જ્યાં જેની જાત હોય તેની સાથે સબંધ ધરાવીને સુખ ભોગવે છે. જેની જે જાત હોય તેની જાત સિવાય બીજી અન્ય જાતિ સાથે સંગ કરીને સુખની ચાહના રાખતા નથી.

**इत मतवाद सुख सबही सरावे । तित पतिपद वृत्ति कोउन करावे ॥**

**जग जगवृत्तिमा फसावनहारा । असूज असत बहु करत पसारा ॥६॥**

"ઈત" એટલે અહીં મૃત્યુલોકમાં દરેક જાતિના શરીરોવાળા તેમની જાતિનો જ મત રાખીને તેમની જાતનું સુખ ભોગવવાની ચાહનાઓ કરે છે. જગતના સર્વલોકની પાર જ્યાં નિજકર્તા પતિનું પદ આવેલું છે. ત્યાં કોઈ દ્રષ્ટિ કરીને સાચા સુખની ચાહના રાખતા નથી. આ જગતમાં જ્યાં જ્યાં જેવા શરીરો છે. ત્યાં તેની સાથે પ્રિતી રાખીને જગતભરના જીવો જાતિ માનંદીના વહેવારમાં જ ફસાએલાં છે. કોઈ પણ અંશને સાચા જુઠાનો નિર્ણય કરવાની સમજ નહીં હોવાથી અસમજથી જુઠામાં સુખની આશક્તિ રાખીને તેનો બહુ પસારો કરે છે.

**इत इतका सुख लहे जग जेता । मिथ्या मनोरथ कहे जन सवेता ॥**

**निज कैवल वेत्ता गुरु परम । मिलत सोई सब पावही मरम ॥ ७ ॥**

અહીં મૃત્યુલોકમાં જેટલી જાતિના જે જે લોકો છે. તે તેમની જાતના વહેવારોનું સુખ ભોગવતા હોય તે સુખને જાણે છે. પરંતુ વેદશાસ્ત્રના હિમાયતી વિદ્વાનો અને શાસ્ત્રીઓ કહે છે કે જગતના વહેવારોનું સર્વે સુખ મિથ્યા છે. પરંતુ જ્યારે કૈવલવેત્તા સર્વજ્ઞ પરમગુરુ ભગવાન કરૂણાસાગર મળે ત્યારે જ સકર્તા સત્ કૈવલને પ્રાપ્ત કરવાનો મર્મ એટલે લક્ષજ્ઞાન તેઓ આપીને જીવોને મુક્ત કરે છે.

(દોહા)

**सवेत जन सुख कारन । धरत हरि अवतार ॥**

**अनेक अंश शरणांगत । लेई पठये भवपार ॥१॥**

આત્મ દર્શી, પરમાત્મા દર્શી ને બ્રહ્મજ્ઞાની પુરૂષોની સમજ અને માન્યતા એવી છે કે અમે પોતે જ બ્રહ્મરૂપ છીએ, એવા નિશ્ચયથી નિજકર્તાને જાણી શક્યા નથી. એ કારણને લઈ તમે કોણ અને તમારા સજાતિ કર્તા કોણ ? એ સાચુ સમજાવવાના હેતુથી હરિ એટલે નિજપતિ પોતે ભગવાન કરૂણાસાગર દ્વૈતરૂપ ધારણ કરીને અહીં પૃથ્વી પર પધાર્યા છે. તે પ્રભુના પરમ પ્રભાવ ને અલૌકિક જ્ઞાન સાંભળી અનેક અંશો શરણાંગત થયા. તે સર્વેને પરમ દયાળુએ સંસારરૂપી ભવની પાર પહોંચાડી દીધા.

**जे पठये प्रभुपद विषे । पुनरपी धरे नहि देह ॥**

**तेही जनकु इत इतनको । तीतको पावही छेह ॥२॥**

જે જે અંશો ભગવાન કરૂણાસાગરના શરણમાં આવ્યા તે સર્વે અંશોને સર્વજ્ઞ પરમગુરુએ પરમ પ્રભુના નિજ કૈવલધામમાં પહોંચાડી દીધા. તે અંશોને ફરીથી બીજો દેહ ધારણ કરવાનો રહેતો નથી. એવા અધિકારી અંશો ઈત ઈતનકો એટલે દેવલોક તેમજ મૃત્યુલોક તે સર્વ આ બાજુના હોવાથી જન્મ મરણવાળા છે એવું સાચુ સમજી શકવાથી સર્વલોકની પાર છેવટે આવેલું કૈવલધામ પ્રાપ્ત કરી શક્યા છે.

**छेह लहे गुरु परमसे । श्रीमंत कुवेर सुलक्ष ॥**

**नारणदास शरणांगत । छुटही इतको पक्ष ॥३॥**

જે જે અધિકારીજન ભગવાન કરૂણાસાગરના શરણમાં આવ્યા તેને પરમ દયાળુએ આપનપુ અને નિજ પતિપદની એક્તાનો લક્ષ આપ્યો. તે લક્ષને ગ્રહણ કરીને સમજી શક્યા કે સમસ્ત જગતના અંતે સર્વની છેવટે નિજકર્તાનું ધામ આવેલું છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુનો હું શરણાંગત થવાથી આ બાજુનો સઘળો પક્ષ છૂટી ગયો છે.



## નવ ચત્વારિંશતમ્ અક્ષર - અંગ-૪૯



**ब्रह्म व्यापक सतंतर समहीरा । इनको अंश इत प्रणव समीरा ॥**

**कहु द्रष्टांत सूनो सब चित लाइ । समजी सकत सो गुरु गम पाई ॥१॥**

અરૂપી બ્રહ્મ સ્વતંત્રપણે એક જ સરખુ સર્વમાં વ્યાપક થઈને રહેલું હોય, હીર એટલે શુધ્ધ સત્વરૂપે છે. તેનો અંશ જે પ્રણવ પવનરૂપે જગત રચનાના સર્વ શરીરોમાં જીવનરૂપે આવેલો છે. તેનું દષ્ટાંત કહીને સમજાવું છું. તેથી જે જે અધિકારીજનો હોય તે તમારા ચિત્તને સાવધ કરીને સાંભળશો. પરંતુ જેણે ગુરુની ગમ પ્રાપ્ત કરી હશે

તેજ જન સાચુ સમજી શકશે.

**व्यापक विभु जीनुं मांही सम शक्ति । बिन अंकुर द्रुमकी ना ज्यां विभक्ति ॥**

**उगही अवन्य अंकुर बिन कबहु । श्रोत समज करी देखो अब सबहु ॥२॥**

જે વિભૂ સર્વ વ્યાપક થઈને રહેલી હોવાથી તેનામાં સમશક્તિ સમાયને રહેલી છે. બીજ અંકુર વિના પૃથ્વીમાંથી વૃક્ષ ઉગીને જુદુ દેખાતું નથી અને પૃથ્વી વીના અંકુરો ઉગી શકતા નથી. પરંતુ પૃથ્વી અને અંકુરોનો યોગ મળે ત્યારે જ વૃક્ષ ઉગે છે તે. હે અધિકારી શ્રોતાજનો તમે સમજી લઈને સર્વે હમણાંજ નક્કી કરશો.

**द्रुम विभक्ति करी शकत न अवनी । भिन्न विभाग उत्पत्य भवोभवनी ॥**

**ऐही चतुराई अंकुर कुन करता । उदे अस्त फल उपजावन हरता ॥३॥**

વૃક્ષનો ઉદય કરીને જુદો વિભાગ પાડવાની સક્રીય ગતિ પૃથ્વીમાં નથી. એવી જ રીતે અનેક પદાર્થોના વિભાગ જુદા પડીને તેનો ઉત્પત્તિ ક્રમ ભવોભવથી ચાલ્યો આવે છે. એવી અદ્‌ભૂત ચતુરાઈવાળા અંકુરના કરનાર કર્તા કોણ હશે ? તેમજ વૃક્ષનો ઉદય કરી તેને ફળ લગાડીને ફરીથી અસ્ત કરનાર અકળ કળાની ગતિવાળા સર્જનહાર કોણ હશે ?

**अवनि अचल पद अखंड सदाई । सजाति उपज सो तो सदा रहाई ॥**

**अष्टकुल परवत भु भवित सजाति । गुने गुन व्रतत क्षितिसे न विजाति ॥ ४ ॥**

પૃથ્વીનું પદ અચલ હોવાથી સદાના માટે અખંડ રહી શકે છે. પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલા પૃથ્વિની સજાતિનાં પદાર્થો તે પણ કાયમ રહી શકે છે. આઠકુળ પર્વતો પૃથ્વીની સજાતિના હોવાથી પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલા છે. આઠકુળ પર્વતો પૃથ્વીની જેમ જ વર્તી રહ્યા છે. કારણકે તે પૃથ્વીની સજાતિના હોય વિજાતિ નથી.

**अवन्य सजाति द्रुम पलव पसारा । अंकुर अवन्य पल्वनसे न्यारा ॥**

**अंकुर सजाति क्षिति पलवन नांही । उनहुको एकता उदे करे ज्यांही ॥ ५ ॥**

પૃથ્વીની સજાતિના વૃક્ષો હોવાથી પલ્લવીત થઈને પસારો કરે છે. પૃથ્વી અને પલ્લવથી અંકુરો ન્યારા રહેલા છે. હવે પૃથ્વી અને પલ્લવન અંકુરની સજાતિ નથી. જેમાંથી અંકુરોનો ઉદય થયો છે. તેમાં તેની દ્રષ્ટિ લાગેલી હોય દ્રષ્ટિ દ્વારા તેની એકતા રાખીને જ અંકુરો રહેલા છે.

**समशक्ति ब्रह्मा व्यापक सहीरा । तत पल्लवन जड प्रणव समीरा ॥**

**अंश अंकुर इत अलग अजाति । क्रता विना नहि कोउ इतसे सजाति ॥ ६ ॥**

તે નિજ સકર્તા સ્વામીની બાહ્ય સજાણજાણ દ્રષ્ટિ અને ભાવના તેમજ ઈચ્છા સાથે સંયુક્ત મળીને બ્રહ્મમાં વ્યાપક થઈને રહયા તે સહીર ગતિને સમશક્તિ કહેવામાં આવે છે. તે સહીર સમશક્તિમાંથી જડ પ્રણવ ઉત્પન્ન થયો અને તે પ્રણવના પોષણથી તત્વો પલ્લવીત થઈને પસારાનો વિસ્તાર થયો છે. અંશરૂપી અંકુરો આ બાજુ આવવા છતાં અજાતિ હોવાથી અલગ રહે છે. નિજ સકર્તા સ્વામી વિના આ બાજુ અંશનું કોઈપણ સજાતિ નથી.

**ब्रह्म से उपज ब्रह्म भाव न भयेउ । एकोहं बहुमत याहां प्रवर्तयेउ ॥**

**जांही से उपज तांही सम सरजत । एकता अनवे अंशपदे अरजत ॥ ७ ॥**

જે પ્રણવ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલો માનવામાં આવે છે. તે બ્રહ્મ ભાવાભાવ રહિત છે. તો પછી પ્રણવને કેવી રીતે ઉત્પન્ન કરી શકે ? ત્યારે આ બાજુ જગતની દ્રષ્ટિએ જોતાં એક જ બ્રહ્મ બહુરૂપે થઈને ઘણાં મતોનો પસારો થયેલો છે. એ મૂળ કારણનો કોઈએ વિચાર કર્યો નથી. જે બ્રહ્મમાંથી પ્રણવ ઉત્પન્ન થયેલો હોય છેવટે તેજ બ્રહ્મમાં સમાઈ જાય છે. તે બ્રહ્મની પાર સર્જનહાર સકર્તાપતિ આવેલા હોવાથી તેમની સ્વજાતિના અંશ વય રહિત થઈને સકર્તા પતિના સ્વરૂપમાં ભળી જાય છે.

**( दोहा )**

**अेकता अंश अंशीपदे । जथारथ जम जोय ॥**

**विष्टि समष्टि समजके । समजु समजो सोय ॥ १ ॥**

અંશોની એકતા સ્વજાતિ સકર્તાપતિ સાથે હોવાથી સર્વજ્ઞ પરમગુરુના લક્ષજ્ઞાન દ્વારા જેમ છે તેમ જાણીને સમષ્ટિ બ્રહ્માંડ અને વિષ્ટિના અનેક ઘાટો જેમાંથી જે તત્વની ઉત્પત્તિ થઈ હોય; તેના વિભાગો વહેંચવાની સમજણ સદ્ગુરુ પાસેથી પ્રાપ્ત કરીને એ પ્રમાણે વહેંચણીનો વિવેક કરવામાં આવે તો; દેહ છતાં અંશ નિજ સ્વરૂપે થઈને અંશ અંશીપદની એકતા કરી શકે છે.

**तेही समजण तो सार हे । शिर पतिपरम पुरेश ॥**

**ब्रह्म सतंतरके मत । समास क्यम करेश ॥ २ ॥**

તે સમજણ સર્વે સમજણનો સાર છે, તે સારમાંથી અતિ શ્રેષ્ઠ સાર હોય, સર્વે અંશોના શિર ઉપર સજાતિ પરમપતિ પૂરવેશ્વર રહેલા છે. તેમને યથાર્થ જાણીને તે સમજણ વડે પ્રાપ્ત કરી શકાય છે. બ્રહ્મ સતંતર મતવાળુ વ્યાપક વિજાતિ હોવાથી તેમાં અંશોનો સમાસ કેમ કરીને થઈ શકે ?

**समासतो श्री गुरु करे । श्रीमंत कुवेर सत् वाण ॥**

**नारणदास निश्चे कहे । परखो पद निरवाण ॥ ३ ॥**

સર્વ અંશોનો સમાવેશ સજાતિય સકર્તાપતિના પદમાં મ્હાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ પોતાના સ્વમુખની સત્યવાણી દ્વારા કરાવી આપે છે. શ્રી નરવેદસાગર મહારાજ નિશ્ચય કરીને કહે છે કે સિર્ગુણ નિર્ગુણના કારણરૂપ તેનાથી પર આવેલું કેવલપદ તેને તમે પરખો.



## પંચાશતમ્ અક્ષર : અંગ - ૫૦



**द्वे धणी सब शिर सब तिनु अंश । उपजये जब पति पितुकी वंश ॥**

**वंश विपुवत भयेउ विरामी । तेही तेही अंश सकल शिर स्वामी ॥ १ ॥**

સર્વે અંશોના શિરપર બે ધણી રહેલા હોય સઘળા અંશો તેમના જ ઉત્પન્ન કરેલા છે. અંશોને ઉત્પન્ન કર્યા તેથી પતિનો સબંધ લાગે છે. વંશના સબંધે કરી પિતાનું નાતુ

ગણાય છે. જ્યારથી અંશોનો વંશ વૃધ્ધિ પામ્યો ત્યારથી વિજાતિ તત્વોનો વેશ ધારણ કરીને સર્વે અંશો વેશમાં જ વિરામ પામ્યા છે. જે જે અંશોએ જેવા જેવા ઘાટ ધારણ કર્યા તે ઘાટોના રૂપ બની ગયા. તે સર્વે અંશોના શિર ઉપર એક નિજકર્તા સ્વામી છે.

**शुभाशुभ कर्म विपु वश भयेउ । ग्रभ संकट वटघट विलसयेउ ॥**

**तनो अस्मि तनु बंधन जगमे । करे वर्तमान वहेवार वग वगमे ॥ २ ॥**

તે સર્વ અંશોએ શુભાશુભ કર્મો કર્યા તે કર્મ અનુસાર જેવા કર્મ કર્યા હોય તેવા દેહને ધારણ કરી દેહના ભાવે દેહવશ પડીને તે રૂપ થઈ ગયા. તે અંશો ગર્ભસંકટવત થઈ જવાના કારણને લઈ ઘટ એટલે જે ઘાટ પ્રાપ્ત થયો હોય તે ઘાટના ભોગ ભોગવીને આનંદ માણવા લાગ્યા. સર્વે અંશો જેવા જેવા શરીરોમાં રહ્યા છે. તે શરીરના સંગે સંગદોષ લાગવાથી પોતાને ભૂલી જઈ શરીર તેજ હું છું. એમ માનીને શરીરનું અભિમાન કરે છે. તે શરીરનું અભિમાન ધારણ કરવાથી આ જગતમાં સર્વ અંશો શરીરના બંધનવશ થયા છે. જે જે જાતિનું શરીર ધારણ કર્યું હોય તે જાતનો વગ રાખીને વહેવાર વર્તન કરે છે.

**स्वयम अंश कर्म वश नव होई । कर्म फलदायक ईश शिर सोई ॥**

**देखहो ज्ञानी गुनी सब गतियारु । धणी बिनु कुन करही भवपारु ॥ ३ ॥**

હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમે કહો છો કે હમારા પોતાના સ્વરૂપને કર્મદોષ લાગતો નથી. તો પછી કર્મવશ કેમ કરીને થઈ શકે ? એવું તમારૂ માનવું છે તો સાંભળી લ્યો કે સર્વ અંશોના શિર ઉપર શુભાશુભ ફળના દેનાર ફળદાતા સર્વેશ્વર સ્વામી નિઘા રાખીને બેઠેલા જ છે. એટલા જ માટે હે જ્ઞાનીઓ ! ગુણીજનો ! તમારી ગતિ પ્રમાણે નિહાળીને નિશ્ચય કરોકે જો શિર ઉપર નિજધણી ના હોય તો ભવપાર કોણ કરશે ?

**आपही आप चैतन चिद् रुपा । स्वयम शुध्ध सद कहत स्वरुपा ॥**

**तिनकु दोषन क्यम संभवतु । आपनी वृत करी शके तो भवतु ॥ ४ ॥**

હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમે કહો છો કે અમો આપોઆપ સ્વયં ચૈતન ચિદ્ સ્વરૂપે

છીએ; વળી તમારૂં માનવું એવું છે કે અમે પોતે શુદ્ધ સદ્ સ્વરૂપે છીએ એ વાત સાચી છે. પરંતુ તેને દોષ કેમના લાગે ? લાગે જ છે. તે નીચે પ્રમાણે જણાવીએ છીએ. તે જાણીને તમારી નિજદ્રષ્ટિએ જોઈને નક્કી કરશો. આપણાં અંતરમાં જે જે ઈચ્છા થાય તે પ્રમાણે વૃત્તિ ત્યાં પહોંચી જતી હોય, કર્મની પ્રવૃત્તિ થવા લાગે છે. જેવું કર્મ થાય તેવો દેહ ધારણ કરવો પડે છે. એટલે જન્મ મરણનું કારણ આપણી વૃત્તિ છે. જો વૃત્તિ આપણી જ હોય તો તે કર્મનો દોષ આપણને કેમ ના લાગે ?

**कहत ज्ञानी गुरु करत निवारा । गुरु जग त्रपके हरि अवतारा ॥**

**तिनको जे न्याव समजावहु नीति । जग वहेवार समजी जुवो रीति ॥ ५ ॥**

વૃત્તિ દ્વારા કરેલા કર્મનો દોષ અંશ સ્વરૂપને લાગે છે અને ભોગવવા પણ પડે છે. એ સકર્તા સિદ્ધાંતનો ન્યાય સાંભળીને બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે કરેલા સર્વે કર્મોનું નિવારણ ગુરુશ્રી કરી શકે છે. ફરીથી બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે જગતપક્ષે જોતાં ગુરુને હરિના અવતારરૂપે માનવામાં આવ્યા છે. હવે સકર્તા સિધ્ધાંતનો ન્યાય સાંભળી લ્યો. આદ્યથી જગતના વ્યવહારની રીત ચાલતી આવે છે. તે દ્રષ્ટાંત ઉપરથી ન્યાય સહિત નીતિને સમજી વિચારીને નિર્ણય કરી જોશો.

**अेक नरपत जग रैयत कहावे । शिर सब अमल अेक वरतावे ॥**

**अदल हक वरतावत नरपत । निज तखतको एही जे सत् मत ॥ ६ ॥**

દ્રષ્ટાંતે જેમ પૃથ્વીપતિ રાજા રાજ્ય કરનાર એક જ છે. તે રાજાનો અમલ જગત પૈકીની સર્વ રૈયતના શિર ઉપર વર્તાય છે. સર્વ રૈયતના શિર ઉપર એક જ રાજાનો અદલ ન્યાય વર્તાય છે. તે ન્યાયવાન રાજાના તખતનો એક જ સત્મત છે તે સમજી વિચારીને વિવેક કરશો.

**न्युनाधिक काम नरपत न करही । रैयत काम कामदारसु सरही ॥**

**सोही कामदार रिझावन नरपत । अमल हुकम तिनु सब बकसत ॥ ७ ॥**

રૈયત પૈકીનો એક માણસ મોટો ગુનો કરે અને બીજો માણસ નાનો ગુનો કરે તે ગુનેગાર માણસના ગુનાનો નિકાલ કરવા પોતે રાજા જતાં નથી. પરંતુ રાજાના અમલના અધિકારી કામદાર ગુનેગારના ગુનાઓનો નિકાલ કરી સમાધાન કરી આપે છે. એટલે રૈયતનું કામ કામદારથી જ સિધ્ધ થાય છે એમ જાણવું. રૈયત પૈકીનો ગુનેગાર માણસ ગુનો માફ કરવાની અરજ કામદારને કરે છે. તે ગુનેગારની વાત ધ્યાનમાં લઈને કામદાર રાજાના સન્મુખ જઈને ગુનેગારની વાત યુક્તિપૂર્વક કરીને રાજાને રીઝાવે છે. ત્યારે મહારાજા રીઝીને તેને સર્વ સત્તા બક્ષીને અધિકાર આપે છે. ત્યારે કામદાર ગુનેગારને બોલાવીને ગુનો માફ કરવા સબંધમાં પ્રથમ તેને કબૂલ કરાવે છે કે હવેથી તારે ફરીને કોઈપણ ગુનો કરવો નહિ. એ શરત કબૂલ રાખતો હોય તો, ગુનાની માફી આપવામાં આવશે. તે પ્રમાણે ગુનેગાર માણસે મોટો ગુનો કર્યો છે. એવું વિચારીને શરત કબૂલ કરી ત્યારે કામદારે ગુનાની માફી આપીને મુક્ત કર્યો. હવે તેનો સિદ્ધાંત એવો છે કે ચક્રવર્તી રાજાની જગ્યાએ નિજ કૈવલ કર્તા જાણવા. તેમની સર્વ સત્તાના પરમશ્રેષ્ઠ અધિકારી સર્વજ્ઞ પરમગુરુ છે. એમ સમજવું. સામાન્ય વિશેષ સર્વે અંશો તેમની રૈયત છે. તે રૈયતરૂપે જે અંશો સામાન્ય ગતિના હોવાથી તેમને હું કોણ ? મારા કર્તા કોણ ? એ નહિ જાણવારૂપી મોટામાં મોટી ભૂલ પડેલી છે તે ભૂલને કારણે ઘણાં ગુનાઓ થાય છે. તે ગુનાઓ માફ કરી છોડાવનાર ભગવાન કરૂણાસાગર એક જ છે. તેમનું પરમ કલ્યાણકારી નામ સાંભળીને કોઈ ભાગ્યશાળી મનુષ્ય ભગવાન કરૂણાસાગરની શોધ કરશે તો સંતો દ્વારા ઓળખવાની ભાળ મળશે. જયારે ભાળ મળે ત્યારે કોઈ નિર્મળવૃત્તિના સંત પાસે કૈવલ લક્ષનો ઉપદેશ લઈ નિતિ નિયમ પ્રમાણે વર્તી આચરણ કરીને કૈવલ લક્ષને અમલમાં મૂકવામાં આવે તો જીવન મુક્ત થઈ જવાય છે. તે વાત નિઃસંદેહ છે.

( दोहा )

**ज्ञान भक्ति वैरागही । खट सम्पति उरधार ॥**

**उपचीन लक्षण शुभको । जो ग्रहेवे सत् सार ॥ १ ॥**

જે સંત સજ્જને આપનું આપ નિજ સ્વરૂપ યથાર્થ જાણીને ઓળખ્યું છે. તે સ્થાવર જંગમના સર્વ ઘાટોમાં અવિગત ગતિને જ જોતાં હોય છે. કોઈ અધિકારી જીજ્ઞાસુજન તેમના શરણમાં આવે તો પરમગુરુના નિત્ય વ્યાપક સ્વરૂપનો લક્ષ સમજાવીને તેને ભવ બંધનમાંથી મુક્ત કરે છે. જેને પોતાના નિજ સ્વરૂપનો અનુભવ થયો છે તે જગતના અનેક શરીરોમાં અંશના અકળ સ્વરૂપને જ જુએ છે. નિજ સ્વરૂપને જાણવાવાળા સંત પુરુષ પતિપક્ષના થયેલા હોવાથી સર્વે અંશોને સહોદર ભાવે અંશ દ્રષ્ટિથી જોતાં હોય છે. તેમની સુરતા જ્ઞાન સ્વરૂપે થવાથી સર્વ ઘાટોમાં તેને એક જ આત્મા દેખાય છે. એવા સ્વરૂપની સ્થિતિવાળા જ્ઞાનીઓનું મન ધ્રુવ સમાન મજબૂત સ્થિર થઈ ગયું હોય છે. તે અનેક અનિત્ય પદાર્થો ત્યજી દઈ નિજ સ્વરૂપના આનંદને જ ભોગવતા હોય છે. તે નિજ સ્વરૂપાકારે જેની દ્રષ્ટિ થઈ ગઈ છે.તેમને અષ્ટાંગ યોગ કે પંચમુદ્રા સિધ્ધ કરવાની ભ્રાંતિ ભાંગી જાય છે. તેઓ સરલ એક આત્મા જાણીને સર્વજ્ઞ ગમગતિવાળા થાય છે. તે સિદ્ધાંતે એમને સત્ સ્વરૂપ સિવાય બીજું કંઈ પણ દેખાતું નથી. તેને નિજ સ્વરૂપના જ્ઞાનની સ્થિતિ થઈ છે એમ કહી શકાય છે. ભક્તિના અધિકારી પ્રેમીજનને સર્વજ્ઞ પરમગુરુની અનિન ભક્તિ પ્રિય લાગે છે. તે ભક્તિના અધિકારનું વર્ણન કરીને જણાવું છું તે શુધ્ધ સ્નેહવાળા જીજ્ઞાસુજનો તમે સાવધ થઈને સાંભળો. તે ભક્તજન સ્થિતિ પ્રજ્ઞવાન થયેલા ગુરુ સંતને જોઈ પોતાના તન મન ધન કુરબાન કરી નાખે છે. તે ભક્તજનને ગુરુ સંત સાથે જુદાપણાનું જરાપણ અંતર નથી. તે ભક્તજન સર્વજ્ઞ સ્વતંત્ર ગતિના નિરંતર સબંધવાળા થયા છે. તેથી તેમના અંતરનો ભાવ ભગવાનમય થઈ ગયેલો હોવાથી ભેખને ભગવાન્ એક જ સ્વરૂપે દેખાય છે. તેમના અંતરમાં આવાહન પરમગુરુના નિત્ય સ્વરૂપનું જ કરે છે. તે અનિનભાવે કહે છે કે હું આપનો દાસ હોય

સેવક છું અને આપ મારા સ્વામી સચરાચરમાં (સ્થાવર-જંગમમાં) એક જ છો. એ ભક્તિના અધિકારનું વર્ણન કરી જણાવ્યું તે જીજ્ઞાસુ સમજણવાળા હશે એજ ગ્રહણ કરી શકશે. હવે વૈરાગના પદનું વર્ણન કરીને જણાવું છું. તે કોઈ વિરલાજન હશે તેજ સમજીને આચરણ કરી શકશે. જે વૈરાગ્યવાન થયા હોય, તે પોતાના દેહ સહિત માતાપિતા કુટુંબ પરિવારની આઘ લઈ જ્યાં સુધીના સગાસબંધીઓ હોય તે સર્વ ઉપરથી સ્નેહ છોડી દઈ એમની સાથેના દરેક સઘળા વહેવારનો પણ ત્યાગ કરે છે. કામદેવ સાથેના સર્વે કાળા કરમ ત્યજી દઈ વૃત્તિને નિર્મળ કરી સમસ્ત વિશ્વને કરનાર એક સર્વજ્ઞ કર્તાને જ ભજે છે. જે આશારૂપી અમરવેલીનું લીંગ અંશવૃતિને લપટાઈને રહેલું છે. જ્યારે કરૂણાનિધિ પાસે આપણે જ્ઞાન ગતિની માગણી કરીએ ત્યારે સર્વજ્ઞ પ્રભુ કહે છે કે તારી આશારૂપી અમરવેલીનું આળ જેટલા પ્રમાણમાં ઉતરશે. તેટલા જ પ્રમાણમાં તને જ્ઞાનગતિ પ્રાપ્ત થશે. જ્યારે સંપૂર્ણ અમરવેલીનું આળ ઉતરી જાય ત્યારે જ અંશ પરમગુરુનો શરણાંગત થઈ શકે છે. જે પારસના સ્પર્શથી લોઢું પલટાઈને સોનું બની જાય છે. તેની બહુ કિંમત આવે છે. તે ન્યાયે પરમગુરુના ચરણ સ્પર્શથી જીવદશા છૂટી જાય ત્યારે અંશગતિ પ્રાપ્ત થાય છે. તે અંશગતિનું જ્ઞાન જેને પ્રાપ્ત થાય છે. તે ગતિના સંત કે ભક્તજન જ્યાં જાય ત્યાં જીજ્ઞાસુઓનો દેહભાવ દુર કરીને નિજ સ્વરૂપનો અનુભવ કરાવે છે. આવી રીતે તે આ જગતમાં પોતે શોભે છે અને ભક્તિ ભાવવાળા બીજા ઘણાં સજ્જનોને શોભાવે છે. ઉપર જણાવેલો વૈરાગ જ્યાં સુધી અંતરમાં ઉત્પન્ન ના થાય ત્યાં સુધી દિલમાં લાગેલો દાગ જતો નથી. ત્યાં સુધી શરીરો ઉપર પ્રકૃતિના વિકારોનો ચઢેલો મળ યુગોના યુગ વીતી જાય તો પણ જતો નથી. તે પ્રકૃતિના મળમાં નિજકર્તાના સર્વે અંશો ખૂંપી ગયા છે. તેને મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ વિના કોણ કાઢી શકે તેમ છે ? પરમગુરુ સિવાય કોઈ જ નહિ. જે વૈરાગનું નિરૂપણ કરી બતાવ્યું એવા વૈરાગ વિના પરમગુરુની અનિન ભક્તિ થઈ શક્તી નથી. જ્યાં સુધી એવી ભક્તિ કરવામાં ના આવે ત્યાં સુધી નિજ સ્વરૂપની સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. એ

સ્વરૂપનું જ્ઞાન ના થાય ત્યાં સુધી નિજ કર્તા સાથે એકતાનો લાગ લાગતો નથી એમ સમજવું. હવે ખટ સંપત્તિ પૈકી પહેલી સંપત્તિનું નામ "સમ" કહેવામાં આવે છે.તેનું સંક્ષેપમાં નિરૂપણ કરીને જણાવવામાં આવે છે. તે નિજ સ્વરૂપની ખોજ કરવાવાળા જે સંત સજ્જનો હશે. તેજ લક્ષમાં લઈને આચરણ કરી શકશે. "સમ" કહેતા આપણાં શરીરમાં દસ ઈન્દ્રિયો રહેલી છે. "સમ" એટલે તેને શાંત રાખવા અંતરમાંથી ઉઠતી આશક્તિને સમાવી દેવી તે "સમ" સંપત્તિના સાધકને સુઘડ સંત શાણા ગણવામાં આવે છે. બીજી સંપત્તિનું નામ "દમ" એટલે પ્રણવ. પ્રણવને સાધ્ય કરવા ઈન્દ્રિયોના બાહ્ય વહેવારને ત્યજી દેવો અને પ્રધાનપણે દમ રેચક-પૂરક થાય છે. તેની સાથે પ્રીતિ બાંધીને તેના ઉપર વૃત્તિને સ્થિર કરવી તે બીજી સંપત્તિ છે. હવે "ઉપપ્રતિતિ" એટલે બાહ્ય ભૌતિક પદાર્થો ભોગવીને જે આનંદ થાય છે. તેવા પદાર્થો પર કદાપિ પ્રીતિ કરવી નહિ તેનુ નામ "ઉપપ્રતિતિ" છે. "તિતિક્ષણા" એટલે અતિ તીવ્ર ભાવનાથી અતિ ઉજાગ્રત રહીને સદ્‌ગુરુએ આપેલા નિજલક્ષનું આલોચન કરવું. તે દરમ્યાન જેટલો સમય બેસવાનો નિશ્ચય કર્યો હોય તેની વચ્ચે કોઈ વિઘ્ન આવે તો ચલિત થઈને ડગવું નહિ. તે વિઘ્નો ભૂખ, તરસ, ઠંડી, ગરમી અને આસનવાળી બેસતાં શરીરને કોઈપણ પીડા થતી હોય તો પણ સહન કરી લેવું તેને "તિતિક્ષણા" સંપત્તિ કહેવામાં આવે છે. "શ્રધ્ધા" સાધન એટલે પ્રણવને સાધ્ય કરવા સબંધમાં સદ્‌ગુરુએ જે સમજ આપી હોય તે પ્રમાણે સંપૂર્ણ શ્રદ્ધા રાખીને અભ્યાસ કરવો. હવે નિજ સ્વરૂપને પ્રત્યક્ષ જાણવા સર્વજ્ઞ પરમગુરુએ સ્વમુખે કહેલા વચનોમાં સ્વરૂપે થવાનું માર્ગદર્શન આપેલું છે. તેને વિધવિધ પ્રકારે અંતરદ્રષ્ટિથી નિરિક્ષણ કરીને જેવી રીતે સમજાવવામાં આવ્યું છે. તે રીત સમજી લઈને વૃત્તિને સ્થિર કરવી તેનું નામ "શ્રધ્ધા" સંપત્તિ છે. "સમાધાન" એટલે જે સત્ય સાર પાંચ દેહ અને પાંચે દેહના તત્વોથી અંશ સ્વરૂપ અલગ રહેલું છે. તેને વૃત્તિ દ્વારા નિશાન રાખીને સ્વરૂપના લક્ષનું ચિંતન કરતાં કરતાં સંકલ્પનો લય થઈ જાય ત્યારે વૃત્તિ સ્વરૂપાકારે થાય છે. તે નિજ સ્વરૂપ અલૌકિક હોય કોના જેવું છે તે વાણી દ્વારા કહી શકાય તેમ નથી. આ છઠ્ઠી સંપત્તિનું નામ "સમાધાન" છે. જ્ઞાન

ભક્તિને વૈરાગ્ય તેમજ છ સંપત્તિનું વર્ણન કરીને જણાવ્યું તે જે ગુરુમુખી અધિકારીજન હશે. તે જ હૃદયમાં ધારણ કરી શકશે. જ્ઞાન ભક્તિ વૈરાગ સહિત જેણે છ સંપત્તિ સાધ્ય કરી છે. તેની અલૌકિક ઐશ્વર્યતાનો પ્રભાવ તેના નેણવેણ અને વર્તનમાં પ્રગટ દેખાય છે. બાહ્ય દ્રષ્ટિએ જોતાં શુભ ચિન્હો પ્રત્યક્ષ દેખાય છે પણ છુપા રહેતા નથી. જેણે અંશ અંશીપદની એકતાનો સત્યસાર ગ્રહણ કરીને અંશીપદમાં અખંડ સબંધ જોડી દીધો છે. તેને કોઈપણ કાર્ય કરવાનું બાકી રહેતું નથી.

**इश्वरीये दे अंशकु । अनंत ब्रह्मांडाधीश ॥**

**तेही आवत अवतारही । सकल इशना इश ॥ २ ॥**

અનંત બ્રહ્માંડોને ધારણ કરી રાખનાર સર્વ સત્તાધીશ નિજ સકર્તાપતિ તેમના ઉપાસક અંશોને વિશેષ ઐશ્વર્ય વિભૂતિ કરૂણા કરીને આપનાર, એવા અધિકારી અંશોનો ઉધ્ધાર કરવાના હેતુથી અનેક ઈશ્વરોના ઈશ અધિપતિ અવતાર લઈને પૃથ્વી પર પધાર્યા છે.

**करुणेशकी करुणायके । श्रीमंत कुवेर अवतार ॥**

**नारणदास शरणांगत । अनंत अंश भवपार ॥ ३ ॥**

નિજ કરૂણેશપતિ અનેક કરૂણાઓના ઈશ પોતાની પરમ ગતિ જે સર્વ વ્યાપક છે તેમાં કેટલીક કરૂણાઓ સમાવીને તે અકળ ગતિના પુરૂષ પરમ વિભુતિઓનો વેશ ધારણ કરીને શ્રીમંત કુવેર સ્વરૂપે આ પૃથ્વી પર પ્રગટ થયા છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે તે સર્વજ્ઞ પ્રભુનો હું શરણાંગત થયો છું, તે પ્રભુએ પરમ કરૂણા કરીને મારા સહિત અનંત અંશોને ભવપાર કરી દીધા છે.





## એક પંચાશતમ્ અક્ષર : અંગ - ૫૧



**द्वैत इत दाव साचो शुभ सजही । शुध्ध समज इत वितकी मजही ॥**

**आप अकेल गगनाकार गतिसे । अनन्त साम्रथ सरजनकी मतिसे ॥ १ ॥**

નિજ સકર્તાપતિએ પોતાના સજાતિય અંશોને ચેતાવી નિજધામ પ્રાપ્ત કરાવવાના હેતુથી અદ્વૈત હોવા છતાં દ્વૈતરૂપ ધારણ કરવાની ઈચ્છા કરી, ત્યારે અકળ રહેલી સોળ વિભૂતિઓ, સોળકળા અને સોળ ચિન્હો સહિત સાચો શુભ અલૌકિક શણગાર સજીને દ્વૈતરૂપે ભગવાન કરૂણાસાગર આ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે. કારણકે જે શુધ્ધ સમજણ હું કોણ ? ને મારા કર્તા કોણ ? તે કર્તાને ભજવા માટે જે વિત્ત બક્ષીસ આપવામાં આવ્યું હતું તે સાચવીને જમાં રાખવાનું હતું. પરંતુ અધોદ્રષ્ટિ થવાથી પોતાને ભૂલી ગયા ત્યારથીજ દેહભાવ વાળા થઈને માયાના વહેવારમાં આપેલી મૂડી ખોટનો વેપાર કરવામાં ખર્ચવા લાગ્યા. તે મૂડી ઓહંગ પ્રણવરૂપે હોય તેને જતન કરીને જાળવી રાખી સુલટ દ્રષ્ટિએ સદ્‌ઉપયોગ કરવામાં આવે તો ભગવાન કરૂણાસાગરના નિત્ય સ્વરૂપનો મેળાપ થઈ શકે છે. એ સાચી શુધ્ધ સમજણ આપવા ભગવાન કરૂણાસાગર દ્વૈતરૂપે પ્રગટ થયા છે. ભગવાન કરૂણાસાગરની ગતિ જે ચૈતન બ્રહ્મ આકાશની જેમ સર્વ વ્યાપકરૂપે રહેલી હોય તે ચૈતન બ્રહ્મના શિર ઉપર પોતે એકલમલ સ્વરૂપે બિરાજેલા છે. તે "મતિ" એટલે પોતાની બાહ્યવૃતિમાં સર્જન કરવાનું અનંત સામ્રથ સમાયેલું હોવાથી એક પલકમાં ખલક ઉત્પન્ન કરી શકે છે.

**शास्त्रत सरल विष्टि विपु सरजीत । उत्पन्न करी तिनु आप रहे वरजीत ॥**

**द्वैत मे महा मजबूत मनोरथ । शुं शा थको तेहेनो कहु ते अरथ ॥ २ ॥**

નિજ સકર્તાપતિએ પોતાની અકળગતિમાં અનંત સામ્રથતા રહેલી હતી. તેના વડે મહાતત્વો નિર્માણ કરીને તે મહાતત્વો દ્વારા સરળતાથી વિશ્વની રચનાના વ્યષ્ટિ

ઘાટો એટલે વિધવિધ પ્રકારના અનેક શરીરો ઉત્પન્ન કર્યા. તે સર્વ ઘાટો ઉત્પન્ન કરી સમસ્ત જગતથી આપ પોતે અલગ રહ્યા છે. નિજ કૈવલ કર્તાએ અનંતલોકની જે દ્વૈત રચના કરી તેમાં નિજપતિનો અંતર બાહ્ય હેતુ મહા મજબૂત સમાયેલો છે. નિજ સકર્તાપતિને પ્રથમ ઉપજાણ ઉપજી તે ઉપજાણને જોઈ પોતાને દ્વૈત ઉમંગ થયો. ત્યારે પોતે શુધ્ધ સંકલ્પ કર્યો તે સંકલ્પમાં દ્વૈતભાવ ના મનોરથો સમાયેલા છે. તે અર્થ નીચેની ચોપાઈમાં બતાવવામાં આવ્યો છે.

**एकोहं बहु जीनु आद्य वचन । संमत निगमकी साख्य सचन ॥**

**बहु पसरन सोइ द्वैत विलासा । निज उमेद सरजीत इतिहासा ॥ ३ ॥**

આદ્ય સકર્તાપતિ પ્રથમ અદ્વૈત સ્વરૂપે રહેલા હતાં. ઉમંગ થયા પછી પોતાની અલૌકિક મોજનો દ્વૈત પસારો કરવાની ઈચ્છા થઈ ત્યારે પ્રકાશ બ્રહ્મમાંથી અપાર કરૂણામય આદ્ય વચનરૂપે સોહંગ બ્રહ્મનો ઉદય કર્યો. તેમાથી બહુ પ્રકારના અગણિતરૂપો નિર્માણ થયા છે. એક જ બ્રહ્મમાંથી દ્વૈત વિલાસ થયો છે તે વેદો પણ સમંત થઈને પોતાના વચનો દ્વારા સાચી શાખ પૂરે છે. નિજપતિએ પોતાની ઈચ્છાવૃત્તિ સોહંગમાં વ્યાપક કરીને સોહંગ દ્વારા વિધવિધ પ્રકારના દ્વૈત વિલાસવાળો બહુ પસારો કર્યો છે. નિજકર્તાએ દ્વૈત ઉમંગનો ભાવ જે સંકલ્પમાં ભર્યો હતો. તે પ્રમાણે આ બાજુના જગતનો આનંદકારી વિલાસ ઉત્પન્ન થયો છે.

**प्रजा पुरुष मही हुती सम सोई । देखत द्वैत हरखत जीनु जोई ॥**

**अंग मदन मन मोज नहि आपे । द्वैत प्रसुत सुख प्रगट अमापे ॥ ४ ॥**

આદ્ય અનાદિના નિજ કૈવલ પુરૂષમાં અનેક અંશોરૂપી પ્રજા સમરૂપે સમાયેલી હતી. જ્યારે નિજ કૈવલકર્તાએ પોતાની શુદ્ધ સંકલ્પ વૃત્તિ દ્વારા દ્વૈતરૂપે અનેક અંશો ઉત્પન્ન કરીને અંકુરોમાં વસાવ્યા. તે વિધ વિધ પ્રકારનું રમણ કરતાં જોઈ નિજ સકર્તાપતિને ઘણો જ હર્ષ ઉત્પન્ન થયો. અંશોને રમણ કરતાં જોઈ નિજપતિને વિચાર

આવ્યો કે પોતાના અંતર હંગનો ઉમંગ અદ્રષ્ટરૂપે અંતરમાં જ હોય ત્યાં સુધી આનંદ અનુભવાતો નથી. એ અંતર હંગના ઉમંગને દ્વૈતરૂપે બાહ્ય પ્રગટ કર્યો ત્યારે અતિશય અમાપ આનંદનું સુખ અનુભવાયુ તેથી અતિ હર્ષ પામ્યા.

**प्रथम पुरुष आदि प्रगटयेउ । बिनु प्रकृति प्रजा नव भयेउ ॥**

**तितको सुख इत कोहु नहि माने । इत नहि कोउ तितकु कुन जाने ॥ ५ ॥**

આદ્ય નિજ સકર્તાપતિએ પોતાની ઈચ્છાવૃતિમાંથી પ્રથમ આદિ પુરૂષ નિરંજનને ઉત્પન્ન કર્યા. પરંતુ શક્તિ વિના પ્રજાનો પસારો થાય નહિ એમ નક્કી થયું. નિજ કૈવલકર્તાના ધામનું સુખ અહીં કોઈ માનતું નથી. તે કૈવલધામનો અંશ કોઈપણ આ બાજુ આવ્યો નથી. તે કૈવલના ધામનું સુખ બીજો કોઈ હતો જ નહિ તો કોણ કોને કહી શકે?

**अविलोकन उभये अंरस परसही । आनन्द उमंग हलमल रसही ॥**

**एही उभये अति सुख सजनेतु । द्वैत रही सुख लहे सोई बडवेतु ॥ ६ ॥**

આદિ પુરૂષ નિરજંન, અવ્યાક્ત આદ્યશક્તિ બંને અરસ પરસ મળી નિરંજન પુરૂષ શક્તિનું અને શક્તિ નિરંજન પુરૂષનું નિરિક્ષણ કરવા લાગ્યા. તે બન્ને હળીમળીને મિલાપ કરતા આનંદને ઉમંગ અતિ ઘણો વધી ગયો. તે આનંદ ઉમંગનાં રસમાં તલ્લીન થઈ ગયા છે. "એહી ઉભયે" એટલે પુરૂષ નિરંજનને શક્તિ બન્ને એકબીજાનું અવલોકન કરતાં જે અતિશય સુખનો આનંદ થયો. તે સુખના શણગારની ઉપમાં અનેરી હોવાથી તેને નેતિ કહી છે. સૃષ્ટિની આદ્યમાં પ્રથમ નિરંજન પુરૂષ દ્વૈત સુખનો આનંદ ભોગવતા ભોગવતા તેમના અંકુરી તત્વના કારણને લઈને કોઈ મારા નિજપતિ હોવા જોઈએ; એવો અલૌકિક વિચાર આવ્યો ત્યારે આદ્ય શક્તિને ત્યાગી દઈ નરવેદ વૈરાગને ધારણ કરી નિજપતિને શોધવા મહા શૂન્યમાં જઈને અખંડ તપ કરવા લાગ્યા. તપસ્યા અને ધ્યાનના યોગે પરમપતિનો સાક્ષાત્કાર થયો. એવા પુરૂષ મહાન મોટા ભાગ્યવાન કહી શકાય કે જેણે દ્વૈત વિલાસ કરતાં કરતાં નિજકર્તાને યથાર્થ જાણી શક્યાં. તેમને અનેકવાર

ધન્યવાદ ઘટે છે

**द्रिगन समस्त साक्षी सूर न्यारा । उत इतके अंश निरखनहारा ॥**

**मात बालक प्रसवत तिनु प्रीति । हरखत पये उपजत रस रीति ॥ ७ ॥**

વિશ્વંભરના સર્વ શરીરોમાં નેત્રો આવેલા છે. તે નેત્રોને પ્રકાશની પુષ્ટિ આપનાર સાક્ષીવત સૂર્ય અંતરિક્ષમાં ન્યારો રહેલો છે. છતાં સર્વ ચક્ષુઓને પ્રકાશનું પોષણ સૂર્યથી મળતુ હોય, પ્રકાશથી જ નેત્રો સર્વને નિહાળી શકે છે. નેત્રોની પ્રીતિ સાક્ષી સૂર્ય સાથે અવશ્ય રાખવી જોઈએ. અને સૂર્યનું હેત સર્વ ચક્ષુઓ પર એક સરખું જ છે. તે પ્રમાણે સજાતિની અરસ પરસ સમજણ હોય તો તેનું હેત ઘણું વધી જાય છે. અને આનંદ પણ પ્રેમથી જ થતો હોય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે અહીં મૃત્યુલોકમાં આવેલા સર્વ અંશો અને "ઉત" એટલે દેવલોકમાં રહેલા સઘળા અંશો તે અનેક અંશોના સાક્ષી સકર્તાપતિ સમસ્ત જગતથી અલગ રહેલા છે. તે સકર્તાપતિ સાક્ષીનું હેત સર્વ અંશો પર હોવાથી નિજદ્રષ્ટિએ સર્વને નિહાળે છે. તો આપણે અંશો તેમની સજાતિના છીએ તો નિજપતિ સાથે અતિશય હેત રાખવું જોઈએ. કારણકે આપણને તેમણે જ ઉત્પન્ન કરેલા હોવાથી આપણને જાણે છે, જીવન આપે છે, નિહાળે છે અને હેત પણ રાખે છે. તો આપણે નિજપતિ સાથે હેત કેમ ના રાખવું જોઈએ ? તે નિજકર્તા સાથે હેત રાખવામાં આવે તો ઘણાં ખુશ થઈને હરખીને પ્રસન્ન થાય છે. જેમ માતુશ્રી પોતાના બાળકને જન્મ આપ્યા પછી તેના પ્રત્યે ઘણું હરખીને હેત પ્રીતિ રાખે છે. અને એ પ્રેમ પ્રિતિના વહાલપણને લઈને માતુશ્રીના સ્તનમાં દુધ ઉત્પન્ન થાય છે. એવી પરસ્પર પ્રેમની રીત અનેરી છે. તે તમો વિચાર કરીને જુઓ.

**( दोहा )**

**पोक्षण सु पतिपदको । निश्चे थयो द्रढ थाप ॥**

**इतसे ना कोउसे बने । समजो सकल अबाप ॥ १ ॥**

પુરૂષ પ્રકૃતિની આદ્યથી લઈ ચૌદલોક સહિત સમસ્ત વિશ્વના નાના મોટા સર્વ શરીરોને સકર્તાપતિ જીવનરૂપી પોષણ આપે છે. એ સ્વ અનુભવથી મને નિશ્ચય થયો છે. તેથી દ્રઢતાપૂર્વક નિજપતિનું સ્થાપન કરૂ છું. "ઈતસે" એટલે અહીં જગતના વિષે સામાન્ય અંશ હોયકે વિશેષ હોય, પરંતુ જીવન પોષવાનું કાર્ય કોઈથી બની શકે તેમ નથી. માટે હે અકર્તાવાદી બ્રહ્મજ્ઞાનીઓ બાપ હોવા છતાં તમો અબાપ થઈને કેમ બકવાદ કરો છો ? એ પરમપિતાને ઓળખવાનો પ્રયત્ન કરો.

**ईत उपजे जे विधि जम । तम कही शके न कोय ॥**

**अकल कला रचनारकी । समजु समजो सोय ॥ २ ॥**

"ઈત" એટલે આ બાજુના જગતમાં દેવ, દાનવ કે માનવ, સ્થાવર-જંગમ સહિત જે રીતે ઉત્પન્ન થયા છે. તે અકળ કળાને આ સમસ્ત જગતમાં કોઈ કહી શકે તેમ નથી. એવી અગમ્ય અકળ કળા જગતના રચનાર નિજ સકર્તાપતિની છે. એવી ઉત્તમ સમજણવાળા સંત સજ્જનો તે સમજણને તમો અવશ્ય સમજવા પુરૂષાર્થ કરો.

**श्रीमंत कुवेर शरणांगत । आय परेहु जन जेह ॥**

**नारणदास उत इतको । मरम लहे शुध्ध तेह ॥ ३ ॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુના શરણમાં જે ભાગ્યવાન સંત કે સજ્જન આવી પડે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે આ બાજુ મૃત્યુલોકનો અને તે બાજુના દેવલોકનો શુધ્ધ ભેદ ગ્રહણ કરીને તે સર્વનો જાણકાર થાય છે.



#  દ્વિપંચાશતમ્ અક્ષર : અંગ - ૫૨ 

**अकल पुरुष निज धाम अलोकी । अज अद्वैत अलख नहि लोकी ॥**

**तांहां जेही जम तम यांहां न होइ । यांहां जम छे तम तांहां नव कोई ॥ १ ॥**

શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે કોઈને કળ્યામાં ના આવે એવા અકળ ગતિવાળા પરમ પુરૂષ અલૌકિક પોતાના અવિનાશી ધામમાં અખંડ બિરાજે છે. તે જન્મ રહિત અજન્માં હોવાથી કોઈપણ અક્ષરના લેખમાં આવી શકતાં નથી. તે સ્વયં અદ્વૈત સ્વરૂપે કાયમ હોય ત્યાં લૌકિક જેવી દ્રશ્ય વસ્તુ કોઈ જ નથી. નિજ સકર્તાપતિના કૈવલધામમાં જે સુખકે આનંદ અલૌકિક દ્રષ્ટિએ જે કંઈ જોવામાં આવે છે એવું જગતમાં કંઈ નથી. અને અહીં આ વિશ્વમાં ઘણાં પ્રકારના શરીરો અને શરીરથી ભોગવવાના ઘણાં પદાર્થો તેમજ નામ રૂપ ગુણ વગેરે નિજધણીના ધામમાં અહીંયા છે તેવું ત્યાં કશું જ નથી.

**दिव्य देह वये विन ज्यां निज वस्तु । अखिल अंश उदे करन नमस्तु ॥**

**नमो निज धाम नमो देव दयालं । नमो निज अंश सबके प्रतिपालं ॥ २ ॥**

ત્યાં કૈવલધામમાં અતિ દિવ્ય દેહવાળા અંશો નિવાસ કરે છે. ત્યાં દેહ સિવાયની સકર્તાપતિની નિજ વસ્તુઓ છે; ત્યાં અનેક અંશોનો ઉદય કરનાર નિજપતિને હું નમસ્કાર કરૂં છું. તે નિજધણીના ધામને પણ હું નમસ્કાર કરૂં છું એવી જ રીતે દેવાધિદેવ અનંત દયાળુ નિજપતિદેવને હું નમસ્કાર કરૂં છું. આપ નિજપતિ પોતાના સર્વે અંશોનું પ્રતિપાલન કરનાર આપને હું નમસ્કાર કરૂં છું.

**नमो सर्व आद्य अन्त नहि जीनकी । नमो सक्रत जड चेतन करनकी ॥**

**नमो स्वराज राज अखंड रहावे । आद्य उदये अंत सरव समावे ॥ ३ ॥**

જેને આદ્ય કે અંત લાગતા નથી. એવા નિજપતિને હું નમસ્કાર કરૂં છું. જડને

ચેતન સંયુક્ત મેળવીને રચના કરનાર આપ સક્તપતિને હું નમસ્કાર કરૂં છું. આપનું સ્વરાજ રાજ અખંડ તપે છે એવા નિજપતિ આપને નમસ્કાર કરૂં છું. આદ્ય જગતનો ઉદય કરનાર અંતે સમાવીને સમેટી લેનાર એવા આદ્ય કર્તાને હું નમસ્કાર કરૂં છું.

**नमो करुणेश करुणाके सिन्धु । अंश उत्पन्न पोक्षण दीनबंधु ॥**

**नमो कैवल वल वरजीत स्वामी । भुक्षण विशेषण नहि कोई दामी ॥ ४ ॥**

આપ અનેક કરૂણાઓના ઈશ અધિપતિ કરૂણાસિંધુ સર્વ અંશોને ઉત્પન કરી પોષણ કરનાર દીનબંધુ કરૂણેશ પતિને હું નમસ્કાર કરૂં છું. આપને વળથી રહિત "કૈવલ" વિશેષણરૂપી ભુષણ ધારણ કરાવેલું છે. એવા વિશેષણને ધારણ કરી આપની બરાબરી કરી શકે એવો કોઈ જ નહિ હોવાથી એવા સર્વાતીત કૈવલ સ્વામીને હું નમસ્કાર કરૂં છું.

**पंच विशेषण अंग जीनु सोहावे । अनंत ब्रह्मांड पति सोई कहावे ॥**

**तेही कर्ता कायम कुल एकु । प्रगट कीये प्रभु जगत अनेकु ॥ ५ ॥**

પંચ વિશેષણના આભૂષણથી જે અતિ સુંદર શોભી રહ્યા છે. એવા અનંત બ્રહ્માંડોને ઉત્પન્ન કરનાર નિજ કૈવલપતિ આપજ છો, એવા નિજપતિ આપને હું નમસ્કાર કરૂં છું. એવા કાયમ કર્તા આપ જાતે એક જ હોવા છતાં આપે અનેક જગત ઉત્પન્ન કર્યા છે. એવા અનંત શક્તિઓવાળા નિજપતિને હું નમસ્કાર કરૂં છું.

**नमो अहंग अनवये निज हंसु । नमो उदे विष्टि समष्टि सरवंशु ॥**

**नमो नायक धणी धन्य स्वधामी । तनु धर अंश सकल शिर स्वामी ॥ ६ ॥**

આપ દેહ સિવાયના સ્વરૂપવાળા હંસ પુરૂષ હોવાથી આપને હું નમસ્કાર કરૂં છું. વ્યષ્ટિ સમષ્ટિ સર્વનો ઉદય કરનાર આપ નિજપતિને નમસ્કાર કરૂં છું. આપ સર્વે અંશોના શિર પરમ શ્રેષ્ઠ છો તેમજ આપને અનેકવાર ધન્ય છે કે આપ સ્વધામમાં અખંડ બિરાજેલા છો. સર્વ તનુધારી અંશોના શિર સ્વામી હોવાથી આપને હું નમસ્કાર કરૂં છું.

**नमो निज आप व्याप नहि पोते । सरवज्ञे सत् असत् न जोते ॥**

**नमो जांहां एक अनेक न करता । नमो जाहां आस्ति नास्ति नहि वरता ॥ ७ ॥**

આપને નમસ્કાર કરૂં છું કે આપ વ્યાપક નહિ હોવાથી અદ્વૈત સ્વરૂપે પોતે એકલા જ રહો છો. આપ સદાય સર્વજ્ઞે સત્ય સ્વરૂપે રહેલા હોય, જ્ઞાન દૃષ્ટિએ જોતા રેખમાત્ર અસત્ નથી. જ્યાં અનેક કર્તાઓ નથી એવા નિજ ધામમાં આપ એકલા જ રહ્યા છો. એવા આપ નિજપતિને હું નમસ્કાર કરૂં છું. જ્યાં કોઈપણ વસ્તુની નાસ્તિ નથી. એવા આસ્તિ અવિનાશી આપ અખંડ બિરાજો છો. એવા નિજપતિ આપને હું નમસ્કાર કરૂં છું.

**नमो जांहां पून्य नहि पाप प्रवेशा । नमो चैतन जड तनु नहि वेशा ॥**

**नमो श्री परमगुरु प्रभु प्रसाये । श्रीमंत कुवेर धन्य धणी द्रशाये ॥ ८ ॥**

આપના નિજધામને પણ હું નમસ્કાર કરૂં છું, જ્યાં પાપ કે પૂન્ય પ્રવેશ કરી શકતાં નથી. આપને હું નમસ્કાર કરૂં છું કે આપના સ્વધામમાં જડ ચૈતનના સબંધવાળો કોઈ દેહજ નથી. એવા શ્રી પરમગુરુને હું વારંવાર નમસ્કાર કરૂં છું કે મને પ્રભુના પદનો સ્પર્શ કરાવ્યો છે. એવા સમર્થ શ્રીમંત કુવેરને અનેકવાર ધન્ય છે કે મને નિજધણીના દર્શન કરાવ્યા.

**श्री गुरु परम प्रताप पुनितके । बरनन करी शके कोइ अनितके ॥**

**अनित उपासी जग भरमयेउ । काल माया वश अंश विपतयेउ ॥ ९ ॥**

શ્રી પરમગુરુનો પ્રતાપ પરમ પવિત્ર છે. ઉપર કરી બતાવેલું વર્ણન અનિત્ય દેહધારી કોણ કરી શકે તેમ છે ? નાશવંત દેવ કે દેવીઓની ઉપાસના કરવાવાળા જગતના જનોને ભરમાવીને ભૂલવણીમાં ભટકાવે છે. અનિત્ય ઉપાસક જીવો કાળમાયાને વશ પડી જન્મ મરણની વિપત્તિના ઘણાં કષ્ટ ભોગવે છે.

**अंश विपत देखी दीन दयालु । तनुधर आय आप प्रतिपाळु ॥**

**श्रीमंत कुवेर करुणाके सिन्धु । नारणदास दीन के दीन बन्धु ॥ १० ॥**

સામાન્ય ગતિના સર્વ અંશોને મહાદુઃખી જોઈ ગરીબોને સહાય કરનાર અવ્યક્ત વિભૂતિઓનું નિર્મળ શરીર ધારણ કરીને, પ્રત્યેક જીવોનું પાલન પોષણને રક્ષણ કરવા પ્રભુ પોતે પધાર્યા છે. શ્રીમંત કુવેર પ્રંભુ કરૂણાઓના સાગર છે. શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હે સમર્થ પ્રભુ ! મારા જેવા ગરીબના બેલી થયા છો. એવી રીતે બીજા કેટલાંય ગરીબ જીવોના બેલી થઈને પરમ કલ્યાણ કરશો.

( दोहा )

**संवत ओगणीस साल अष्टमी । सक शालीवाहन ॥**

**विरोध क्रत समछर । अषाढ सुद बीज दिन ॥ १ ॥**

વિક્રમ સંવત ઓગણીસો આઠની સાલે શાલીવાહનનો સક ચાલતો હતો. ત્યારે વિરોધકર સંવત્સર અષાઢ સુદ બીજનો દિવસ હતો.

**भोमवार ने पुष्प नक्षत्र । रथ यात्रानो योगं ॥**

**गाम पीपलीया मांही कीधो । अक्षर भिन्न गति भोग ॥ २ ॥**

તે દિવસે મંગળવાર, પુષ્પ નક્ષત્ર ને રથયાત્રાનો યોંગ હતો. ગામ પીપળીયામાં ગ્રંથની રચના પૂર્ણ કરી છે. જે જે અક્ષરમાં ભિન્ન ભિન્ન જ્ઞાન વર્ણન કરી જણાવ્યું, તે અલૌકિક જ્ઞાનગતિનો હું ભોગવટો કરી શક્યો છું.

**करुणाकर करुणा करी । रह्या हृदेमे निज रुप ॥**

**मन वाणीमे वसी रह्या । विसर न द्रिगन सरुप ॥ ३ ॥**

કરૂણાના કરનાર ભગવાન કરૂણાસાગરે કરૂણા કરી મારા હૃદયમાં નિજરૂપે આવીને બિરાજમાન થયા. મન વાણીમાં વસીને મને અતિ અદ્ભૂત જ્ઞાનનો ઉચ્ચાર કરાવ્યો. મારા નિજચક્ષુ આગળ સ્થાપિત થયેલા હોવાથી હું એક ક્ષણભર તેમને વિસરતો નથી.

**रोमरोममा रमी रह्या । श्रीमंत कुवेर साक्षात ॥**

**नारणदास निमित मात्र । आरोपण वचनात ॥ ४ ॥**

મારા રોમરોમમાં જ્ઞાનગતિરૂપે રમી રહેલા હોય, શ્રીમંત કુવેર પ્રભુ સાક્ષાત્ મારા વિચારમાં, ભાવનામાં, દ્રષ્ટિમાં જ્યાં દ્રષ્ટિ કરૂં ત્યાં તેમના સિવાય બીજું કંઈ જોઈ શકતો નથી. પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે વચનોનું આરોપણ કરવા સબંધમાં હું નિમિત્ર માત્ર છું. પરંતુ આ જ્ઞાન ગતિનો પ્રકાશ કરવાવાળા આપ શ્રીમંત કુવેર પ્રભુ પોતે જ હોય, આ ગુરુગમ વાણીનું વર્ણન કરી જણાવનાર આપ જ છો.

**इति श्री नरवेदसागर रचीत सिध्धांतबावनी ग्रंथ समपूरण**

**सत कैवल साहेब**



# ચતુર્દેહ પંચતત્વ વિભાગ પંચીકરણ
# (નરવેદસાગર રચિત)



## સ્થૂલ દેહ

પ્રથમ "સ્થૂલદેહ"ને વિષે પંચ તત્વના પચીસ વિભાગ રહેલા છે.

| આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથ્વી |
|---|---|---|---|---|
| કામ | બલકરન | નિંદ્રા | સળેખમ | હાડ |
| ક્રોધ | ધાવન | બગાસુ | મૂત્ર | માંસ |
| લોભ | પસરન | આળસ | વિર્ય | નાડી |
| મોહ | સંકોચન | ભૂખ | રક્ત | ત્વચા |
| ભય | સોચ | પ્યાસ | પ્રસેત (પરસેવો) | રોમ |

આ પચીસ વિભાગ મિલકે સ્થૂલ દેહ હોતે ભયે।

## સુક્ષ્મદેહ

દ્વિતીય "સુક્ષ્મદેહ" ને વિષે પંચતત્વના પચીસ વિભાગ રહેલા છે.

| આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથ્વી |
|---|---|---|---|---|
| મન | પ્રાણ | શ્રોત (કાન) | વાચા | શબ્દ |
| બુધ્ધિ | અપાન | ચક્ષુ | પાણિ (હાથ) | સ્પર્શ |
| અહંકાર | સમાન | ત્વચા | પાદ | રૂપ |
| ચિત્ત | વ્યાન | ઘ્રાણ (નાક) | ગુદા | રસ |
| નચિત્ત | ઉદાન | જીવ્હા | લિંગ | ગંધ |

આ પચીસ વિભાગ મિલ કે સુક્ષ્મદેહ હોતે ભયે.

## કારણ દેહ

તૃતીય કારણદેહને વિષે પંચ તત્વના પચીસ વિભાગ રહેલા છે.

| આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથ્વી |
|---|---|---|---|---|
| ઔકાશ | ભ્રાન્તિ | મૂઢત્વ | મૃદુત્વ | મૌનત્વ |
| વિસ્મૃતિ | સંકિત્વ | રૂઢત્વ | પોષત્વ | બલત્વ |
| આવ્રણ | સલિત્વ | કૃતઘ્નત્વ | હલાહલ | જલત્વ |
| નિરાવ્રણ | શોષત્વ | અવિચારત્વ | કલેદ | પીડાકરણ |
| પ્રાણત્વ | ધિર્યત્વ | સકલેત્વ | ધારણ | કઠીણત્વ |

એ પચીસ વિભાગ મિલકે કારણદેહ હોતે ભયે

## મહાકારણ દેહ

ચતુર્થ "મહાકારણ દેહ"ને વિષે પંચ તત્વના પચ્ચીસ વિભાગ રહેલા છે.

| આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથ્વી |
|---|---|---|---|---|
| પૂર્ણ | અજીત | અદાહ્ય | અકલેદ | અસંશય |
| આસંગ | અછેદ | ઉરધપદ | જગજીવ | કારણ |
| વ્યાપક | પરાત્પર | પ્રકાશ | જોતી | પાવન |
| સર્વબીજ | નિર્મલ | ચૈતન | રસ | સંસિધ્ધ |
| અખંડ | અજર | મન અધ્યાસ | અમૃત | અપાર |

એ પચીસ વિભાગ મિલકે "મહાકારણ દેહ" હોતે ભયે એવમ્ વિધિ સાંખ્ય યોગ તત્વ સે જાણો.

(દોહા)

**साख्य योग देह चतुरको । कहे तत्वसो भेद ॥**
**निजानंद कैवलपद । ताथे रहे अभेद ॥ १ ॥**

હવે તત્વોની સંખ્યાનો યોગ મેળવીને નિજકર્તાએ ક્રિયાવૃત્તિ દ્વારા જે જે તત્વોના ભાગ મેળવીને ચારદેહની રચના કરી છે. તે જીજ્ઞાસુજનો સરળતાથી સમજી શકે એવી રીતે તે તત્વોનો ભેદ ખુલ્લો કરીને કહી બતાવવામાં આવ્યો છે. ભેદ દ્રષ્ટિએ દેખાતા તત્વોથી બનેલા ચારે દેહોથી સર્વે અંશોના નિજ સ્વરૂપને અખંડ આનંદ આપનાર કૈવલપદ અભેદ રહેલું છે.

**ताथे रहे अभेद । भेद गुरुगम ते पावे ॥**
**कथीत नारणदास । आन्य कछु नहि मिलावे ॥ २ ॥**

તે અભેદ કૈવલપદને યથાર્થ જાણવાનો ભેદ પરાપાર આવેલી ગુરુગમ ગતિમાં

રહેલો છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે કૈવલપદ ગુરુગમ વિના અન્ય કોઈપણ સાધનોથી મેળવી શકાતું નથી.

**मिले तत्वसु तत्व । सत्व इनही विधि जाने ॥**
**धे धाता अनुसार । सूत्र सब एक बखाने ॥ ३ ॥**

તત્વોના ન્યૂનાધિક વિભાગ જે જે મહાતત્વોમાંથી ઉત્પન્ન થયેલા હોય તેનો અવધિકાળ આવતાં તેમાં જ મળી જાય છે. સત્વનો પણ વિભાગ મહાસત્વમાંથી આવેલો હોવાથી એવી જ રીતે મહાસત્વમાં ભળી જાય છે. "ધાતા" ધ્યાન ધરનાર સર્વે અંશો નિજજાણ સ્વરૂપે હોવાથી "ધે" પદ સજાતિય સકર્તાપતિનું ધ્યાન ધરે તો સજાતિએ સળંગ સૂત્રવત થઈ જાય છે. ત્યારે વખાણવા યોગ્ય એક કૈવલપદ જ રહે છે.

**तत्वातित सो पद सद् । महाद् पुरुष गम ज्ञान ॥**
**ओर सब ओरली कहे । ग्रही तन वेश बखान ॥ ४ ॥**

સર્વે તત્વોની પાર આવેલું તે સકર્તાપતિનું પદ સદા સદોદિત સત્ય સ્વરૂપે રહેલું છે. તે અલૌકિક મહાદ્ પુરૂષ જે અંશ ઉપર દયા કરીને જ્યારે ગમગતિ આપે ત્યારે જ તેને નિજપતિને ઓળખવાનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આપની નિજગમ સિવાયના આ બાજુ ભવભરના સર્વે ઉપાસકો નામ રૂપવાળા ઈષ્ટોને ગ્રહણ કરી વાણી દ્વારા વેશધારીઓના જ વખાણ કરી ગયા છે.

**बखान कीये सब वेशके । खट नव पुराण अढार ॥**
**चार वेद ओरु इतिहास ल्यौ । रची रहे ठोरो ठोर ॥ ५ ॥**

સગુણ મતના સર્વ ઉપાસકોએ પાંચ તત્વોના તનુધારી ઈષ્ટોના બહુ પ્રકારે વખાણ કરેલા છે. તેનું પ્રમાણ ચારવેદ, છ શાસ્ત્રો, નવ વ્યાકરણો, અઢાર પુરાણો અને ઈતિહાસોમાં તપાસ કરી જોતાં જણાય છે કે, જગતભરમાં જ્યાં ને ત્યાં સર્વ ઠેકાણે સગુણ ઈષ્ટોની સ્થાપના કરેલી હોવાથી; તે ઈષ્ટોના વખાણની વાણીના આવેશમાં વિશ્વભરના લોકો નિજ સ્વરૂપનું ભાન ભૂલીને અનિત્યને નિત્ય માની વિશ્વાસે વળગી

રહ્યા છે.

**ताथे वर्जीत वस्त हे ! परमगरु सानसे पाय ॥**

**छेवट सदन निज पतिपद । सो गम गति बकसाय ॥ ६ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે ચારવેદ, છ શાસ્ત્રો, નવ વ્યાક્રણો અને અઢાર પુરાણોની આદ્યે જે જે વર્ણન કરીને જણાવ્યું છે, તે સર્વેના મતથી સત્ય વસ્તુરૂપે નિજકર્તાનું પદ અલગ રહેલું છે. તે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કૃપાવંત થઈને પોતાની ગમગતિ બક્ષીસ આપે ત્યારે જ્યાં નિજપતિ સ્વયં બિરાજે છે. તે છેવટના નિજઘરની પ્રાપ્તિ થઈ શકે છે.

**॥ इति श्री चर्तुदेह पंचतत्व विभाग पंचीकरण सम्पूर्ण ॥**

સંત કન ગુરૂ



તુકારામ ની જય હો

**સત્ કૈવલ સાહેબ**

# ખટ સંપત્તિનો ભાવાર્થ

**सम इन्द्रिको अशक समावन सुघड सह्याना ।**
**दम विषे वहेवार तजी रखे दम परधाना ॥ १ ॥**

કેવલમોક્ષની ઈચ્છા રાખનાર સંત સજ્જનોએ છ સંપત્તિ અવશ્ય સાધ્ય કરવી જોઈએ. તે છ સંપત્તિનું સંક્ષેપમાં નિરૂપણ કરીને પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ જીજ્ઞાસુજનોને જણાવતાં કહે છેકે, આપણાં પ્રગટ સ્થૂલદેહમાં જે દશ ઈન્દ્રિયો આવેલી છે. તેને "સમ" એટલે સ્થિર યાને શાંત રાખવા અંતઃકરણમાંથી ઉઠતી આશક્તિને સમાવી દેવી. તે ઉઠતી આશક્તિને સમાવી દેનાર ગુરુમુખી સુઘડ અને સહ્યાના એટલે મહાન બુધ્ધિશાળી ગણાય છે. આ પ્રમાણે ઈન્દ્રિઓ ઉપર સંયમ રાખીને આચરણ કરવામાં આવે તો ધીમે ધીમે "સમ" સંપત્તિ સાધ્ય થાય છે. હવે "દમ" સંપત્તિની સમજણ એવી રીતની છે કે બાહ્યદ્રષ્ટિએ ઈન્દ્રિઓ દ્વારા જે જે વહેવાર કરીએ છીએ તે જોવાનો, સાંભળવાનો, બોલવા ચાલવાનો કે લેવાદેવાનો સર્વ વહેવારનો ત્યાગ કરીને બાહ્ય દ્રષ્ટિને અંતરવૃત્તિમાં લીન કરી. તન મનની સ્થિરતાપૂર્વક "દમ" એટલે પ્રણવને પ્રધાનપણે વર્તાવી તેના ઉપર અંતરદ્રષ્ટિ રાખીને અમરમંત્રનું આવાહન કરવું. એવી રીતે નિત્ય નિયમ પ્રમાણે અંતરની આરતપૂર્વક અભ્યાસ કરવામાં આવેતો "દમ" સંપત્તિ સિદ્ધ થાય છે.

**उपरतिति हास नासकी रखे न कबही ।**
**तितिक्षणा तितिक्षण पणे वरते अंतसकरण तबही ॥ २ ॥**

બાહ્યદ્રષ્ટિએ સ્થૂલ શરીરથી ભોગવી શકાય એવા છ રસની આદ્ય લઈ ઉત્પન્ન થયેલા કેટલાક ભૌતિક પદાર્થો ભોગવવાથી મન આનંદ પામે છે. તે સર્વે નાશવંત હોવાથી તેને ભોગવવાની પ્રીતિ મનમાં કદાપિ રાખવી નહિ. કારણકે સારાસારને સમજી તેનો નિર્ણય કરી અસારને ત્યજી દઈ સાર વસ્તુમાં અખંડ પ્રીતિ રાખવી. તેને "ઉપરતિતિ" સંપત્તિ કહેવામાં આવે છે. આ બાજુના મૃત્યુલોક અને તે બાજુના

દેવલોકના ભોગો અંતરવૃત્તિમાથી ત્યજી દઈ સર્વલોકની પાર રહેલા નિજ કૈવલપદમાં વૃત્તિનું નિશાન રાખીને; જાગ્રતમાં અતિ ઉજાગ્રતપણે રહીને જોઈ જાણીને પરખી લઈ તેને પ્રાપ્ત કરવા નિજ અંતઃકરણમાં તે પ્રમાણે વર્તવું. તેને "તિતિક્ષણા" સંપત્તિ કહે છે.

**श्रध्धा साधन संजुक्त वचनार्थ विविधी विलोके ।**
**समाधान सत् सार अन्वय गति अर्थ अलोके ॥ ३ ॥**

પરમગુરુએ આપેલા લક્ષબોધના સાધનમાં પૂર્ણ શ્રધ્ધા રાખીને નિજ સ્વરૂપે થવા સબંધમાં વચનો દ્વારા વર્ણન કરીને જે સમજાવવામાં આવ્યું છે. તેને સૂક્ષ્મ દ્રષ્ટિએ વિધવિધ પ્રકારે નિરખી પરખીને નિશ્ચય કરી તે આશયમાં પોતાની અંતરવૃત્તિને સ્થિર કરવી. તેને "શ્રધ્ધા" સંપત્તિ કહેવામાં આવે છે. હવે "સમાધાન" સંપત્તિમાં અતિ સાવધ રહી સચેતનપણે જે વય રહિત અનવે ગતિ અલૌકિક છે. તે છેવટનો સત્યસાર હોવાથી સચિંતક દ્રષ્ટિએ તેનું ચિંતવન કરવાથી સંકલ્પનો વેગ સમી જાય છે. ત્યારે વૃત્તિ નિજ સ્વરૂપાકારે થાય છે. તેને "સમાધાન સંપત્તિ" કહેવાય છે.

**अे खट संपतिसे वृत विरामी संत भयेवु ।**
**शरण गये जे जन मोक्ष पद प्रगट पयेवु ॥ ४ ॥**

ઉપર દર્શાવેલી છ સંપત્તિઓને સાધ્ય કરીને એવા કોઈક વિરલા પુરૂષો બાહ્યવૃત્તિને અંતરવૃત્તિમાં સમાવી, અંતરવૃત્તિને નિજ સ્વરૂપમાં વિરામી સંતદશાની ગતિ પ્રાપ્ત કરી શકયા છે. એવા જે સંત સર્વજ્ઞ પરમગુરુની અખંડ એકતામાં રહેવાવાળા હોવાથી એવા સંતના શરણમાં જે કોઈ જીજ્ઞાસુજન જાય તેને પ્રગટ કૈવલમોક્ષ પ્રાપ્ત કરાવી આપે છે.

**श्रीमंत कुवेरके शरण सुघड महा संत सद्याना ।**
**नारणदास निज आस पतिपद परम पयाना ॥ ५ ॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુના શરણમાં સુઘડ શાણાં સંતો હંમેશા રહે છે. પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હું પણ સર્વજ્ઞ પ્રભુના શરણમાં રહી નિજ પતિપદને પ્રાપ્ત કરી શક્યો છું.

**॥ इति खटसंपत्ति समपूरण ॥**



**भेखकी टेक संसारमे शेष हे । वेश विस्तारके यार बहोरा ॥**
**वस्तु वेशातित विश्व बुजे नहि । सत्गुरु बाल लहे सार पूरा ॥ १ ॥**

આ ભવરૂપી સંસારમાં સર્વોત્તમ ભેખધારી જેણે અતિ નિર્મળ વૈરાગ ધારણ કરેલો છે. જે સમસ્ત જગતનો ઉદય કરનાર સર્જનહાર સકર્તાપતિ સર્વલોકની છેવટે રહેલા હોય, તે નિજપતિ સિવાય બીજું કોઈ જ નથી. તે પરમપતિને પ્રાપ્ત કરવાનો ટેક જે વૈરાગ્યવાન સંતે લીધેલો છે. તે એવી રીતનો છે કે નિજધણીના હુકમમાં રહી તેની આજ્ઞાઓનું પાલન કરવું. તેમના મત વિરૂધ્ધ ચાલવું નહિ અને તેમના શરણમાં અખંડ પ્રીતિ રાખીને અહોનિશ સ્મરણ ધ્યાન કરવું. તે વૈરાગ્યવાનના તનમાં મનમાં અને વચનમાં તેમજ તેમની દ્રષ્ટિમાં અને ભાવનામાં સર્વાંગે સર્વજ્ઞ પરમગુરુ વસેલા હોવાથી તે સર્વજ્ઞ પ્રભુ સિવાય તેમને બીજું કાંઈપણ દેખાતુ નથી. એવી અલખની અટલ ટેકવાળા આ જગતમાં કોઈ જવરલા જન જ હોય છે. બીજા વેશધારીઓનો વિસ્તાર આ વિશ્વમાં બહુ પ્રકારનો છે. તે બાહ્ય દ્રષ્ટિના વેશને જોઈ તેમની સાથે પ્રેમ કરવાવાળા ઘણાં મનુષ્યો છે. તે ભૌતિક પદાર્થના ફળની આશાએ સેવાપૂજા કરે છે. પરંતુ વેશરૂપ ઘાટોથી પર સત્યનિત્યને અખંડ વસ્તુ અલગ રહેલી છે. તેને વિશ્વના મનુષ્યો જાણતા કે સમજતા નથી. પરંતુ જે સમર્થ સદ્‌ગુરુના બાળક બનીને પોતાના તન મન ધન તેમના શરણમાં સમર્પણ કરીને યોગ્ય અધિકાર પ્રાપ્ત કર્યો છે. તે સદ્‌ગુરુ કૃપાથી સત્યનો પૂરો સાર સમજીને સ્થિર થયા છે.

**सार मे सार देदार भरपुर हे । अखंड अद्वैतमे हमार नुरा ॥**
**सत्गुरुके यार देदार दरश्या जबी । प्रगट महेबूर निज आप सुरा ॥ २ ॥**

સઘળા સંસારનો સાર સત્ય અને નિત્ય સ્વરૂપે એક સોહંગ શ્વાસા છે. તે અણુની આદ્યથી લઈ સ્થાવર જંગમ અને સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપક છે. તે ગતિરૂપી સારમાં -

વિશેષ સારરૂપે સકર્તાપતિએ પોતાના સજાતિ અંશો નિજજાણ સ્વરૂપે વસાવ્યા છે. તે અંશોને દ્વૈતભાવ થવાથી ઓહંગ પ્રણવ ઉત્પન્ન થયો તે પરમકારણથી લઈ સ્થૂલ સુધીના પાંચે દેહોમાં પૂરક થયો છે. તેમાં અંશોની નિજવૃતિનો ચૈતનભાસ ઓહંગ દ્વારા પિંડપિંડ પરત્વે ભરપૂર ભરાઈને રહેલો છે. એવી જ રીતે પરમવિશેષ પરમશ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરુની દ્રષ્ટિનો મહદ ચૈતન ભાસ સમષ્ટિ સોહંગમાં વ્યાપક થઈને બ્રહ્માંડની આદ્યે વિશ્વભરના અનેક પિંડોને જીવનરૂપી પોષણ આપે છે. હવે કોઈ વિરલા સંત સજ્જન જેણે ખટ સંપત્તિ સાધ્ય કરી હોય, તેમની દૃષ્ટિ અખંડિત અદ્વૈત બ્રહ્મમાં સ્થિર થાય છે. તેથી મહાદ ચૈતનનો ભાસ તેની દિવ્ય દૃષ્ટિએ જોઈ શકે છે. ત્યારે સોહંગ સદ્‌ગુરુના શિર ઉપર રહેલા નિજધણી પરમ વિશેષ પરમગુરુના સર્વજ્ઞ સજાણજાણ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. તે પરમગુરુની પરમ કરૂણાથી સકર્તાપતિ સાથે એકતા કરવાનો પૂરણ પ્રેમ પ્રગટ થાય છે. તે પૂરણ પ્રેમ પ્રગટ થવાથી સૂર્ય સમાન પોતાના નિજ સ્વરૂપનો યથાર્થ અનુભવ કરી શકે છે.

**आप उद्योत प्रकाश जलहल भया । गया अज्ञान सब तिमिर तूरा ॥**
**श्रीमत कुवेरके शरणमे सुख हे । दास नारण लही रहे हजूरा ॥ ३ ॥**

તે અંશને સર્વજ્ઞ પરમગુરુ નિજપતિ સાથે એકતા કરાવે છે, તે સમયે ઝગમગતો અપરંપાર પ્રકાશ થવાથી બ્રહ્મની અસ્મિનો અજ્ઞાનરૂપી જે અંધકાર હતો. તે સર્વે દૂર થઈ જાય છે. પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે સત્ શ્રીમત્ કુવેર પ્રભુના સજાણજાણ શરણમાં પરમાનંદનું પરમ સુખ રહેલું છે. તે સુખને ગ્રહણ કરી હું અખંડ હજૂરમાં રહુ છું.

**રેકતો સમપૂરણ**





**संत लक्ष सूनो सब सजनेतु ॥ परम क्रिपाल द्रोह नहि हेतु ॥**

**क्षीमावंत सत् जीनु भासन ॥ नीघा रहित द्वंद सब साहासन ॥ १ ॥**

હવે જે અલેખ ગતિના સંત સદા સદોદિત હંમેશા સહેજ દશામાં રહે છે. તેમના લક્ષણ કહી બતાવું છું તે સર્વે સજ્જનો તમે શુદ્ધ સાવધ થઈને સાંભળો. તે પરમ ઉપકારી સંત પોતે પરમ કૃપાળુ હોવાથી કોઈપણ જીવ પરત્વે દ્વેષ કરતાં નથી. પરંતુ તેમનો હેતુ સર્વ જીવોનું પરમ કલ્યાણ કરવાનો છે. તેથી સર્વ જીવો અનેક જન્મોથી બહુ પ્રકારના ગુનાઓ કરતાં કરતાં આવ્યા છે અને અત્યારે પણ ગુના કરી રહ્યા છે. છતાં કોઈપણ જીવના ગુના જોયા સિવાય પોતે અપાર ક્ષમાવાળા હોવાથી દયા દ્રષ્ટિએ સત્ય વાણી ઉચ્ચારીને સર્વ જીવોને જણાવે છે કે તમે કોણ ? અને તમારા સજાતિ કર્તા કોણ ? તે અલૌકિક જ્ઞાન ઉપદેશ આપીને જગતના જનોને જાગ્રત કરે છે.તેમની અલૌકિક દ્રષ્ટિ માયાની અનેક ઉપાધિઓથી રહિત હોવાથી માયાના સબંધવાળા બહુ પ્રકારના વહિવટથી જીવોને મુક્ત કરી નિજઘેર પહોંચાડવાનો તેમના અંતરનો આશય છે.

**पर उपगार रुदे नही ममता ॥ देहो अस्मी पख तजी ग्रहे समता ॥**

**काम परे बुधी थीर रहेउ ॥ इन्द्रि जीत कोमलता ग्रहेउ ॥ २ ॥**

તે મહાન સમર્થ સંતના શરણમાં જે જે જીજ્ઞાસુજન આવે તેને પરમ ઉપદેશ આપીને પરમપદે પહોંચાડવાનો પરમ ઉપકાર કાયમ કરતાં રહે છે. પરંતુ તેમના હૃદયમાં કરવાપણાની રેખમાત્ર મમતાં રાખતાં નથી. તેમણે સર્વે દેહોનો પક્ષ ત્યજી દીધો છે. તેથી તેમને દેહનું અભિમાન કદાપિ થતું જ નથી. તે સંત પોતે સમદ્રષ્ટિવાળા હોવાથી વિશ્વભરના તનુધારી જીવોને સમાન દ્રષ્ટિથી જુએ છે. તે સંત પુરૂષ કામદેવથી પર થઈ ગયેલા હોવાથી સદાય તેમની બુધ્ધિ અતિ સ્થિર રહે છે. તે ઈન્દ્રિજીત થયેલા છે તેથી તેમની સર્વે ઈન્દ્રિઓ કોમળ બની ગયેલી હોવાથી, તેમને બાહ્યદ્રષ્ટિની એકપણ આકાંક્ષા

ઊઠતી નથી.

**सदाचार संग्रेहे नहि कबहु ॥ लघु आहार त्रपती नहि अबहु ॥**

**हरदे शीतल विचारही नित्य ॥ धर्म आपनो ग्रहे तजी अनित्य ॥ ३ ॥**

એવા સંત સદાય સત્યનું આચરણ કરવાવાળા હોય નિજ સ્વરૂપની સ્થિતિમાં હંમેશા રહે છે. તે ભૌતિક કોઈપણ પદાર્થોનો સંગ્રહ કદાપી કરતાં નથી. તે સંત સદાય સૂક્ષ્મ આહાર કરે છે. પરંતુ તેમનું શરીર રહે ત્યાં સુધી તૃપ્તિ થાય એટલો આહાર કરતા નથી. તેમનું હૃદય અતિ શિતળ હોવાથી નિત્ય એટલે નિજ સ્વરૂપના વિચારમાં અહોનિશ રહે છે. નિજ સ્વરૂપને યથાર્થ અનુભવી સકર્તાપતિની એકતામાં અખંડ રહેવું. તે તેનો સત્ય ધર્મ છે. નિજ આપનપુ ને પતિપદ સિવાય જે કંઈ અનિત્ય છે. તે સર્વે ત્યજી દીધું છે.

**सावधान ओरु रहित विकारा ॥ धीरजवंत दया अधिकारा ॥**

**शोक मोह ओरु क्षुधा पिपासा ॥ जरा मृत्यु तजी खट पासा ॥ ४ ॥**

તે સંત મહાપુરુષ "સાવધાન" એટલે અતિ સચેતનપણે રહીને તન મનના સર્વે વિકારોથી રહિત નિર્વિકારી થઈને પરમદશા ભોગવે છે. તેમણે અતિ ધૈર્યતાને ધારણ કરેલી હોવાથી પરમ દયાના અધિકારમાં દરીયા સમાન છે. તે સંત દેહાતીત થયેલા હોવાથી શોક-મોહ, ભુખ-તરસ અને જન્મ મરણ એ છ પ્રકારના પાશના બંધનમાંથી મુક્ત થઈ નિર્ભય દેશના નિવાસી થયા છે.

**आप मान अपमान न जाने ॥ ओसनीको बहु मानही गने ॥**

**जो कोई शरणांगतही आवे ॥ ताकु जौ त्यौ ज्ञान उपजावे ॥ ५ ॥**

તેમના દેહભાવનું અહંપણું છૂટી જવાથી માન કે અપમાન તેમના મનમાં અસર કરતાં નથી. એવા નિર્મળ સંતની જગતના લોકો નીંદા કરે, કોઈ કડવું વચન કહે તેમજ ભલેને કોઈ અયોગ્ય અપવાદ કરે છતાં તે સંત મને માન આપીને મારી પ્રશંસા કરેછે.

એવું સમજીને ખુશ થાય છે. જગતનો કોઈપણ જીજ્ઞાસુજન તે સંતના શરણમાં આવે તો તેના નામરૂપ ગુણનું મિથ્યા અભિમાન છોડાવી સારાસારને સમજાવી આત્મજ્ઞાન આપીને નિજ સ્વરૂપનો જાણકાર કરે છે.

**सबकु मित्र शुभाशुभ जाने ॥ द्रढ विश्वास सकल हरि माने ॥**
**गुरु आधिन दीन होय रहेउ ॥ साधनको बल कदी न ग्रहेउ ॥ ६ ॥**

આ જગતમાં સંખ્યાબંધ મનુષ્યો છે. તેમાં કોઈ કોઈ શુભ કર્મ કરવાવાળા અને વધારે પડતાં અશુભ આચરણ કરવાવાળા હોવા છતાં સર્વને મિત્ર સમાન એક સરખા જાણે છે. તે પ્રભુ પરાયણ થયેલા સંતને સકર્તાપતિ પરત્વે દ્રઢ વિશ્વાસ છે. તેથી જગત ભરના શરીરધારી સર્વ અંશોને એક હરિરૂપ માને છે. એવા જે સંત દીનતાને ધારણ કરી મહાન સમર્થ સદ્‌ગુરુના શરણમાં આધિન થઈ સદ્‌ગુરુની આજ્ઞાઓને અનુસરે છે. તે સંતને ગુરુ કૃપાથી અલૌકિક સાધન પ્રાપ્ત થયેલું હોવા છતાં પોતાના દેહ સબંધી દેહના ઉપયોગ માટે તે સાધનના બળનો જરાપણ ઉપયોગ કરતાં નથી.

**हरि गुरु संत सत् करी माने ॥ कबहु भूली न आपु आने ॥**
**येसे संत नीज संत कहावे ॥ ताके संग भक्तिको पावे ॥ ७ ॥**

સદ્‌ગુરુ પક્ષના થયેલા અધિકારીજન હરિ, ગુરુ અને સંતને સત્ય સ્વરૂપે માને છે. કારણકે લૌકિક દ્રષ્ટિએ જોતા ત્રણ પદ જુદા ગણાય છે. પરંતુ જ્ઞાનની દ્રષ્ટિએ ગતિ દ્વારા સળંગ સૂત્રવત હરિ, ગુરુને સંત એકમેક પણે રહેલાં છે. એવી જે એમની અલૌકિક નિજજાણમાં નક્કી થયેલું છે. તે હરિ ગુરુ સંતને ભૂલી જઈ નામરૂપ ગુણવાળો દેહધારી પ્રત્યક્ષ દેખાઉં છું. તેજ હું છું એવું અભિમાન કદાપિ કરતાં નથી. એવા જે સંત નિજ સ્વરૂપાકારે થયેલા હોવાથી સકર્તા સ્વામીની એકતામાં રહી અખંડ આનંદ ભોગવે છે. એવા સંતનો સંગ અંતરની આરતવાળા કોઈ સજ્જન કરી શકે તો સર્વજ્ઞ પ્રભુની અનિન ભક્તિનો અધિકાર પ્રાપ્ત થાય છે.

**देश ओरु काल रहित सब आत्मं ॥ चीदानंदमये प्रभु परमात्म ॥**

**ए लक्षण नीज संत सोहावे ॥ परमगुरु देवे जब पावे ॥ ८ ॥**

વ્યષ્ટિ પક્ષે જોતાં અનેક શરીરોરૂપી પાત્રો આવેલા છે. તે સર્વ શરીરોરૂપી પાત્રમાં ઓહંગરૂપી જળ પાત્રના માપ પ્રમાણે ભરેલું છે. તે જળમાં ચૈતન ચિદ્ સ્વરૂપનો ભાસ પડવાથી તેને ચિદાભાસ કહેવામાં આવે છે. તે આત્મા સ્વરૂપ સર્વ ઘાટોમાં એક જ હોય તેને દેશકાળ લાગતો નથી. તે સંત મહાપુરૂષની દ્રષ્ટિ ઊર્ધ્વગામી થયેલી હોવાથી તે ચૈતન ચિદ્રૂપ પરમાત્મામય બનીને પ્રભુપદમાં એકમેક થઈને રહ્યા છે. ઉપર વર્ણવી બતાવેલા સર્વે લક્ષણ સર્વજ્ઞ પરમગુરુ કૃપાવંત થઈને બક્ષિસ કરે છે. ત્યારે જ પ્રાપ્ત થાય છે. તે લક્ષણો સહિત સંત નિજ સ્વરૂપાકારે થઈને અતિ શોભે છે અને ભક્તિ ભાવવાળા હરિજનોને શોભાવે છે.

**पुरन क्रीपा जीनु मीलही सोहाग ॥ नीजपतिको जीनुकु अनुराग ॥**

**श्रीमत कुवेर सांमी सद साचे ॥ नारणदास नीज चरनपे राचे ॥ ९ ॥**

એવા જે સંત પોતાના તન મન ધન સર્વજ્ઞ પરમગુરુને સમર્પણ કરી તેમના થઈ રહ્યા છે. તેમના ઉપર કરૂણાસિંધુ પ્રભુ પૂર્ણ કૃપા કરીને પતિવ્રતાનો પૂરો સોહાગ બક્ષીસ આપે છે. તે અતિ સુંદર સોહાગ સજીને નિજપતિની પતિવ્રતા સોહાગણ થઈને પરમપતિ સાથેનો અતિ પ્રેમ વધી જાય છે. ત્યારે પતિવ્રતા પતિથી ભિન્ન રહી શકતી નથી. મહાન સમર્થ સત્ શ્રીમત્ કુવેર પ્રભુ અખંડ અવિનાશી હોય મારા સાચા સ્વામી છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે નિજ સ્વામીના ચરણમાં લોલીન થઈને નિવાસ કરી હંમેશા રહ્યો છું.

**॥ पद ॥ रवेणी समपूरण ॥**

## ॥ पद ॥ राग कनडो ॥

**आज मनोरथ पुरन जान्यो ॥ सब सुखदायक लायक स्वामी ॥**

**महेर करी मोइ दीयो नीज बान्यो ॥ आज ॥ टेक ॥ १ ॥**

પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે; કે "આજ" એટલે અત્યારે જ હમણાં તુરત જ મારા મનમાં જે પૂર્ણ પરમપદ પામવાનો ભાવ હતો. તેને યથાર્થ હું જાણી શક્યો છું. કારણકે મને પરમ સુખ દેનાર અતિ યોગ્ય લાયકાતવાળા મહાન સમર્થ શ્રીમત્ કુવેર સ્વામી મળ્યા છે. તે પરમ દયાળુએ મારા ઉપર મહેર કરીને નિર્મળ વૈરાગ્યના નિજ બાનાનો ભેખ આપ્યો છે.

**नयेति निगम तित संत पोकारे ॥ अज अद्वैत अलखही बखान्यो ॥**

**लखीत लेख लक्ष वेख विपुधारी ॥ मीलत मम सुख सबही सरान्यो ॥ आज ॥ २ ॥**

ચારવેદોએ નિર્ગુણ વ્યાપક બ્રહ્મની નેતિ નેતિ કહીને વિરામ પામી ગયા છે. "તિત" એટલે નિર્ગુણ બ્રહ્મની પાર આવેલું સકર્તાપતિનું પદ તેને કોઈ વિરલા સંત પોકાર કરીને કહે છે; કે તે પદ અતિગુપ્ત, અજન્માને અદ્વૈત કોઈ અક્ષરના લેખમાં લખી ન શકાય એવા અલખ પુરૂષ છે. એમ વર્ણવીને વખાણ કરી ગયા છે. તે અદ્વૈત અલેખ પુરૂષ લક્ષ દ્વારા પ્રાપ્ત થવાના લેખ મારા ભાગ્યના યોગમાં લખાયેલા હોવાથી, તેમણે અલૌકિક વિભૂતિઓનો વેશરૂપ અતિ દિવ્ય દેહ ધારણ કરીને, મને મળ્યા ત્યારે મારા મનના મનોરથ પરમપદ પામવાના "સરાન્યો" એટલે પૂર્ણ થઈ ગયા છે.

**भई सोहागन सांमीकी संघे ॥ रंग लग्यो दुख भंग भयान्यो ॥**

**चरन कमल मुकरंदके कारन ॥ धरत असक मुधपही मन मान्यो ॥ आज ॥ ३ ॥**

મારા સર્વાતિત સ્વામીનો સંગ કરીને સોહાગણ થઈ છું. તેથી અતિપ્રિય પિયુની સાથે પૂર્ણરંગ લાગ્યો ત્યારે મારા જન્મ-મરણના દુઃખનો મહા ભય ભાગી ગયો. તેથી

મારા નિજાનંદ આનંદનો પાર રહ્યો નથી. મારા પરમ પિયુના ચરણ કમળની સુવાસ સુગંધી લેવા મારૂં મન ભ્રમરની જેમ અતિ પ્રેમ આસક બનીને તેમના ચરણોમાં લીન થઈ ગયું. ત્યારે મારૂં મન માન્યુ. તેથી હવે ચરણ કમળ છોડીને ક્યાંય જવાની ઈચ્છા કરતું નથી.

**मुक्ति चतुर सबही जन चाहत ॥ नवधासे मनही लपटानो ॥**

**तीत पति रहत वित नहि पावे ॥ एही विधि भव भरमेही भूलान्यो ॥ आज ॥ ४ ॥**

સાયુજ, સાલોકય, સામિપ્ય અને સાનિધ્ય એ ચાર પ્રકારની મુક્તિને જગતભરના મનુષ્યો ચાહે છે. તે મુક્તિઓ પ્રાપ્ત કરીને મુક્તિઓનું સુખ ભોગવવા નવ પ્રકારની ભક્તિમાં સર્વે લોકોના મન લપટાયા છે. (નવધા ભક્તિના પ્રકાર : (૧) શ્રવણ (૨) કિર્તન (૩) પૂજન (૪) વંદન (૫) સેવા (૬) સ્મરણ (૭) સખા (૮) દાસ્ય (૯) આત્મ નિવેદન) સગુણ અને નિર્ગુણની પાર નિજપતિ રહેલા છે. તેમને પ્રાપ્ત કરવાના વિત્તરૂપે નિજલક્ષને જગતના જનો જાણતાં નથી. તે કારણને લઈ ભવભરના જીવો ભવના વહેવારની રીત પ્રમાણે ચાલતા હોવાથી ભ્રમમાં ભૂલા પડીને ભવોભવ ભટક્યા કરે છે.

**गुन शक्ति कीनु जोत्य उपासी ॥ केतेक दसु दरवेस सरान्यो ॥**

**अखंडपति जीनु गति सचराचर ॥ सो साहेब सबके न पेचान्यो ॥ ५ ॥**

વિશ્વના ઘણા મનુષ્યો બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને શક્તિની ઉપાસના કરે છે. અને કોઈક કોઈક યોગનું સાધન કરવાવાળા યોગી પુરૂષો જ્યોતિનારાયણને જગતકર્તા માનીને જ્યોતમાં જ વિરામ પામેલા છે. તેમજ કેટલાંક જગતનાં જનો દશ અવતારોને કર્તા માની તેમને પામવાની ચાહના કરે છે. સામાન્ય વિશેષ સર્વે અંશોના એક અખંડ નિજપતિ સર્વના શિર ઉપર રહેલા છે. તેમની ગતિ સ્થાવર જંગમના સઘળા ઘાટોમાં વ્યાપક થઈને રહેલી છે. તે ગતિના પ્રકાશક સર્વ અંશોના સાહેબ હોવા છતાં કોઈએ

તેમને જેમ છે તેમ જાણીને ઓળખ્યા જ નથી.

**अनंत ब्रह्मांडपति रती मम अंकित ॥ पूरव समंध सनेहते जान्यो ॥**

**श्रीमत् कुवेरके चरन कमल पर ॥ दास नारणको ही मन मान्यो ॥ आज ॥ ६ ॥**

અનંત બ્રહ્માંડોના નિજપતિ મારી સાથે પ્રીતિ રાખીને મને મળવાના લેખ લખી નક્કી કરી રાખેલા હોવાથી, પૂર્વના સબંધની પ્રીતિના કારણને લઈ સ્નેહ કરીને આજે મને મળ્યા છો. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે સત્ શ્રીમત્ કુવેર પ્રભુના ચરણ કમળમાં નિવાસ કરીને અખંડ રહેવા મારૂં મન માન્યુ છે.

**॥ इति श्री ॥ पद ॥ राग कनडो समपूरण ॥**

સંત ગુરુ શ્રી જુઠારામ ની જય હો.





## નરવેદસાગર રચિત સ્તુતિ



**સોહમ સદપદ સરજ, અકળ ગતિ પતિ અવિનાશી ॥**

**અરૂઢ અચ્યુત અવે અજર, ચરાચર ગતિ પ્રકાશી ॥ ૧ ॥**

સોહમ સદ્ તે સમસ્ત લોકના ઉદયનું આદિ કારણ સત્ય સ્વરૂપે પરમ શ્રેષ્ઠ પદ હોઈ, સરજ કહેતા સમતોલપણે સહેજાસહેજ સ્વરૂપે રહેલું છે. અકળ એટલે ઈન્દ્રિઓ કે અંતઃકરણ દ્વારા કળી ન શકાય એવી અવિનાશી નિજપતિની પરમગતિ અકળ રહેલી છે. તે જગતની કોઈપણ રૂઢીમાં આવી શકે તેમ નથી. અચ્યુત અવે એટલે માયાની અનેક ઉપાધિથી તેમજ તેના સર્વ અવયવોના આવ્રણથી રહિત અસંખ્ય કાળના અંતે જરે કે ખરે નહિ એવી અજરામર ગતિ સ્થાવર જંગમના સર્વ ઘાટોમાં પ્રકાશી રહી છે.

**સહીર ભયે શૂન્ય સત્વ, મહત્વ મત ઉમંગ ઉઠાયે ॥**

**અનંત શક્તિ જીનું માહાંય, મોજ મનોરથ ઉપજાયે ॥ ૨ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે નિજકર્તાએ પોતાની ચૈતન ગતિ પ્રકાશીને શૂન્ય સમાન જે અક્રિય બ્રહ્મ હતું. તેના વિશે રહેલું જે મહાતત્વ, તેમાં જગત રચવાનો જે પોતાનો મતલબ પડેલો હતો. તેથી ઉમંગ ઉઠાયે એટલે દ્વૈત ઉમંગનો ઉદય કરી અંતરબાજ વૃતિના પોષણથી બ્રહ્મરૂપી શૂન્યમાં મહાતત્વરૂપી બીજના વિશે જે સત્વ એટલે અંકુર હતું. તેને વ્યાપક સહીર ગતિવાળું સજીવન કર્યું. સકર્તાના જે નિજ સ્વરૂપમાં અનંત દિવ્ય શક્તિઓ અવ્યક્તપણે સમાઈને રહેલી છે. તે સકર્તાપતિએ સ્વેચ્છાએ મહાદ્ મોજરૂપ દ્વૈત ઉમંગ ઉત્પન્ન કર્યો છે.

**આપ અકેલ નહિ બેલ ખેલ, બિનુ ખૂદ કીનું માલિક ॥**

**ઉપજાવ્યો અહંમેવ ભેવ, ભવાટી રચ્યું ખ્યાલિક ॥ ૩ ॥**

હે સકર્તાપતિ ! આપ અનાદિકાળથી એકલા જ હોવાથી બેલ એટલે આપના

સંગમાં સાથીદાર બીજો કોઈ હતો જ નહિ. તેમજ જગતનો ખેલ પણ કર્યો ન હતો. તે સમયે આપ ખુદ માલિકને કંઈક કરવાની અચાનક ઈચ્છા થઈ ત્યારે પોતાની અંતરવૃત્તિમાં ભાવ ઉપજાવીને ભેવ એટલે, તે ભાવમાં રહેલા ગુપ્ત આશયને પ્રકાશમાં લાવી ભવ ખેલની રચના કરીને ખ્યાલીક એટલે ખેલના ખ્યાલી આપ ન્યારા હોઈ તટસ્થ રહ્યા છો.

**ખ્યાલિકી અતિ ખાંત્ય, ખલક જીનું કીયે સંકલ્પસે ॥**

**પ્રૌઢ પસારા પરમ મરમ, મુદત કલપસે ॥ ૪ ॥**

ખ્યાલી એટલે તે સર્વજ્ઞ સજાણજાણ સકર્તાપતિએ પોતાની ખાંત્ય એટલે અતિ હોંશ પૂર્વક શુધ્ધ સંકલ્પ દ્વારા જગતનો ખેલ રચ્યો છે. તેનો પસારો પ્રૌઢ કહેતા મહાન વિશાળ હોઈ પરમ એટલે નિજપતિનો પરમ પ્રકાશ જ્યાં સુધી પસરેલો છે. ત્યાં સુધી જગતનો પસારો કરેલો છે. તે રહસ્યથી ભરેલા પસારાના ખેલની મુદત એક કલ્પ પર્યંતની જાણવી.

**સદ્ ચિદ્ આનંદ અંગ, વિશેષણ જીનું શોભિત સદ્ ॥**

**સદ્ પર સદા અખંડ, ચિદ્ વિભક્તિ કરન કદ ॥ ૫ ॥**

સદ્ ચિદ્ ને આનંદ સકર્તાપતિની મહાદ મોજરૂપ અંગ છે. તે સોહંગ સ્વરૂપ જેના અંગિકૃત વિશેષણો આદ્ય, સક્રત, સ્વરાજ કરૂણેશ અને કૈવલ હોઈ તે સકર્તાના સજાણ સત્યપદમાં શોભી રહ્યા છે. તે સજાણ સદ્‌પદ કાયમ અખંડ રહેલું છે. તેમાંથી ચૈતન ચિદ્ દ્વારા વિભક્તિ એટલે તત્વોના વિભાગ ક્રિયાવૃત્તિ દ્વારા પોખીને જડ ચૈતન એકરસ કરી કદ એટલે વિશાળ વૈરાટની રચના વ્યાપક બ્રહ્મના અંતરપટમાં ગર્ભિતરૂપે નિર્માણ કરી છે.

**આનંદ અમિત વિલાસ હાસ, જીનકુ અતિ પ્રિયે ભવ ॥**

**રચિત સૃષ્ટ જીનું ખચિત, અનુભવ પુની ભયે ભવ ॥ ૬ ॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજકર્તાએ દ્વૈત વિલાસનો હેતુ ધારણ કરીને અમિત કહેતા

અમાપ આનંદનો અમીરસ પોખીને અનેક પ્રકારના રૂપ ગુણવાળા વિલાસી જડ બીજગોની રચના કરી; તે ભવરૂપ વિલાસ સકર્તા ધણીને બહુ પ્રિય હોવાથી, વિલાસને જોઈ પોતે હર્ષ પામે છે. તે સર્જનહારે જગત રચના ખચિત એટલે નિશ્ચયપૂર્વક ફરીથી પોતાના સ્વઅનુભવથી કરેલી હોઈ આ ભવ પોતાનો જ ઉત્પન્ન કરેલો છે.

**ભવાટિ ભલ ભેદ ભયે, ભલ નિજ રચનાકી ॥**

**સરજન શુધ્ધ સંકલ્પ રચી, પુનિ એક બચનાકી ॥ ૭ ॥**

જે ભવ રચનાનો અલૌકિક ભેદ છે. તેમાંથી ભલ ભેદ એટલે અનેક ઘણો સારો ભવ રચનાનો ખેલ કર્તાએ પોતેજ કરેલો છે. આ સર્વનું સર્જન શુધ્ધ સંકલ્પ દ્વારા કરીને ફરીથી એક બચનાકી એટલે સમસ્ત જગત સોહંગ પ્રણવના આધારે રાખેલું છે.

**સાંસ્નત વાધ્યું સરલ વિવિધી, વિભક્તિ ભિન્ન ભવ ॥**

**વિષ્ટિ વિપુ પસાર તખત, જડ તનુ બનાય સબ ॥ ૮ ॥**

નિજકર્તાએ પૂર્વે નિર્માણ કરેલા જડ બીજગોમાંથી સાંસ્નત એટલે સંચરૂપ ઘાટોની વૃધ્ધિનો વિસ્તાર સરલતાપૂર્વક વિવિધી એટલે અનેક પ્રકારે થતો હોવાથી તેના વિભાગોની રચના જુદી જુદી રીતે એકબીજાની સરખામણીમાં આવી ન શકે એવા સર્વ જડ શરીરોરૂપી તખત, અંશોને બિરાજવા માટે નિજકર્તાએ અલગ રહીને ભવનું સર્જન કર્યુ છે.

**હિરણ ગર્ભ અજર અમર, ચરાચર ચલે કલપ લગી ॥**

**મુદત મહાદકી મોજ કલ્પ બીનુ, કોઈ ન શકે ભગી ॥ ૯ ॥**

હિરણ્યગર્ભ એટલે જડ ચૈતનની ઓતપ્રોત રસબસ ગતિ, ઓહંગ પ્રણવના વિશે પોખેલી છે. તે અજરામર રહેલા સોહંગ પ્રણવના આધારે સ્થાવર જંગમની પ્રણાલિકાંનો ખેલ એક કલ્પ સુધી ચાલુ રહે છે. જે કરૂણેશ પતિએ સંકલ્પનો વેગ ભરીને મહાદ્ મોજનો વિલાસ એક કલ્પ સુધીની મુદતનો કરેલો છે, તે કલ્પ પૂરો થયા વિના તેને કોઈ

ભાંગીને અટકાવી, મટાડી કે વધઘટ કરી શકે તેમ નથી.

**મધ્ય પોક્ષણ જીનુ જમતમ, તિનુ દેતહી આહારા ॥**

**અનંત મોજ મજબુત, મહેર મહારાજ પસારા ॥ ૧૦ ॥**

સકર્તાપતિ સમસ્ત પસારાના મધ્યમાં રહી સર્વ ઘાટોને એક સરખું જીવન પોષે છે. તથા જ્યાં જેવા ઘાટો ત્યાં તે પ્રમાણે સર્વ ઘાટોને ખાનપાન આદિ આહાર પણ આપી રહ્યા છે. તે વિશ્વરૂપ વિલાસની અનંતમોજ મહામજબૂત હોઈ, સકર્તાપતિએ ઉત્પન્ન કરેલી છે. તેથી વ્યષ્ટિ સમષ્ટિ અને સામાન્ય વિશેષ સર્વ અંશના શિર કૈવલ અધિપતિ મહારાજા હોવાથી જગત વિલાસના પસારા સહિત સજાતિય અંશો પર મહેર દ્રષ્ટિ રાખી રહ્યા છે.

**ભુલે આપ પતિપક્ષ, દક્ષ હેરક કુણ કરતાં ॥**

**અંત સમષ્ટિ સર્વ પર, પસરન હક હરતાં ॥ ૧૧ ॥**

જ્યારે સર્વ અંશો પોતાના સ્વરૂપને તેમજ નિજપતિને ભૂલી જાય ત્યારે પરમપતિના લક્ષમાં રહેવાની દક્ષ એટલે પ્રવિણતા કે ચતુરાઈ રહી શકતી નથી. તે કારણને લઈ અંશો હેરક એટલે મને નિહાળનાર નિજકર્તા કોણ છે ? તે જાણી શકતાં નથી. છતાં જગતના વ્યષ્ટિ પસારાના અંતસુધી તેના ઉપર કરૂણા દ્રષ્ટિ પસારીને સકર્તાપતિ સર્વને નિહાળે છે. તે નિજકર્તાને સૃષ્ટિ કરવાનો તથા હણવાનો સર્વ હક્ક પોતાનો છે.

**આનંદ કંદ અખંડ અખિલ, પતિ અંશ સબનકે ॥**

**આદ્ય મધ્ય નહિ અંત, અતંત અનાદિ તબનકે ॥ ૧૨ ॥**

સર્વ અંશોના શિરછત્ર કૈવલપતિ પરમાનંદના મૂળરૂપે અખંડ હોઈ, અખિલ સૃષ્ટિના તેમજ સર્વ અંશોના સ્વામી છે. તે નિજકર્તાને આદ્ય મધ્ય કે અંત લાગી શકતાં નથી. તેમજ સર્વ પ્રકારના તત્વોથી ન્યારા અનાદિના નિજસ્વરૂપે અદ્વૈત રહેલા છે.

**મોજ કારણ મહારાજ સાજ, સબ સૃષ્ટ બનાવત ॥**

**પૂરે અંતર અહંમેવ ભેવ, ગતિ સોઈ જનાવત ॥ ૧૩ ॥**

અનાદિ સકર્તાને જ્યારે દ્વૈત મોજ કરવાનો ઉમંગ થાય છે, ત્યારે ચકવેગતિના મહારાજા તત્વો સામગ્રીના શરીરોવાળી સૃષ્ટિ બનાવે છે. બનાવવાનો મતલબ એ છે કે, જ્યારે પોતાના અંતરમાં ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે સજાતિ અંશોને મર્મ ભરેલા અદ્ભૂત પરાક્રમની અનંત ગતિને જણાવે છે. એજ પોતાના દ્વૈત વિલાસની મોજનો ખરો હેતુ છે.

**લહુ મમ અંશ સજાત, અંશ મોઈ લહત ન કોઈ ॥**

**પોક્ષણ કરનકી પ્રીત, રીત્ય રસરૂપ ન હોઈ ॥ ૧૪ ॥**

કરૂણેશપતિ કહે છે કે મારા સજાતિ સર્વ અંશોને હું યથાર્થ જાણી શકુ છું, પરંતુ કોઈ અંશ મને સરલતા પૂર્વક જાણી શકતાં નથી. છતાં અલૌકિક કર્તાની સજાતિ અંશોને પોષણ કરવાની પ્રીતિ હોવાથી નિજકર્તા પોતાની રીત પ્રમાણે રસ ધરાવીને પોષણ કરે છે. તે જીવનરૂપી પોષણ અરૂપી અને અવ્યક્ત છે.

**સાચ સબંધ સ્નેહ, નેહ નહિ પતિ તરફકે ॥**

**જકતરૂપ જગ તાત, ભ્રાત્ય ભૂલી ભયે નરપકે ॥ ૧૫ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે સર્જનહાર સર્વનું પોષણ કરી રહ્યા છે. છતાં તે નિજપતિના સજાતિય અંશો સાચા સબંધની જાણના અભાવે સ્નેહ કરીને પતિ તરફનો કોઈ પ્રેમ જોડી શક્યાં નથી. તે કારણને લઈ અંશો જગતરૂપ થઈ જવાથી તાત એટલે જગતના પરમપિતાને પણ રૂપવાળા માની લીધા, તેથી અનેક ઈષ્ટોની ઉપાસનામાં વળગ્યા અને નરપ કહેતા હદના અમલી રાજા નિરંજનને આધિન થયા.

**અહો મમ અંશ અચેત, વેત નહિ વિશ્વ વિચરતા ॥**

**સહે સંકટ ગર્ભવાસ, ત્રાસ તનુવત થઈ ફરતા ॥ ૧૬ ॥**

નિજપતિ કહે છે કે અહો ! મારા સર્વ અંશો અજ્ઞાનમાં અચેત થઈ જવાથી નિજજાણ વિના જગતના વિશે જન્મ-મરણના ચક્રમાં ફરતાં ફરે છે, તેમજ માયાના ગર્ભવાસમાં રહી અનેક ગર્ભીત કર્મોના કષ્ટો સહન કરે છે. અને વારંવાર દેહધારણ કરીને શરીરરૂપ થઈ જવાથી ત્રાસ ભોગવતા ફરે છે.

**આદ્ય સક્રત સ્વરાજ, કરૂણેશ કૈવલ કરતાઈ ॥**

**મહાદ્ મહેર મહારાજ, કાજ જન કરન ઉપાઈ ॥ ૧૭ ॥**

આદ્ય, સક્રત, સ્વરાજ, કરૂણેશ, કૈવલ આ પંચ વિશેષણ જે નિજકર્તાને અંગિકૃત છે. તે મહાદ્ ગતિંના ચક્રવર્તિ મહારાજા, ક્રત સહિત સર્વ અંશોના પોતે કિરતાર છે. તેમણે જગતનાં સર્વજનો ઉપર મહેર કરીને અંશોના પરમ કાર્યરૂપ પોતાના પરમપદમાં લેવાનો ઉપાય કર્યો.

**પરમ અંશ મમ તુલ્ય, ભૂલ્ય ભવ ભેદીક ભવકે ॥**

**અરૂઢ જ્ઞાનગતિ રાજ, કાજ સબ કરે જીવકે ॥ ૧૮ ॥**

કરૂણેશપતિ કહે છે કે, પરમ વિશેષ પરમ અંશ મારા સમાન સમોવડીયા હોવાથી, ભવની અનેક ભૂલોના જાણકાર છે. તેથી તેઓ ભવની અનંત ભૂલોને ભેદીને ભવના વિશે પ્રકાશ પાડી શકશે, એમ જાણીને કૈવલપતિએ મહાદ્ અરૂઢ જ્ઞાનગતિના રાજા મારા અંગિકૃત અંશ છે. તે પરમ વિશેષ અંશ, પરમગુરુ ભગવાન કરૂણાસાગર સર્વ જીવોનું કાર્ય સરલતા પૂર્વક કરી શકશે, તેવા હેતુથી પરમ વિશેષ અંશને મોકલવાની ઈચ્છા કરી.

**કરૂણેશે કરૂણાય, કરૂણાસાગર પઠવાયે ॥**

**નારાયણ નિજદાસ સમીપ, સદ્ સંગીત લાયે ॥ ૧૯ ॥**

કરૂણેશપતિએ કરૂણા કરીને પરમદયાળુ ભગવાન કરૂણાસાગરને આ બાજુ જગતમાં આજ્ઞા કરીને મોકલ્યા. તે કરૂણાસાગર પ્રભુ સર્વ અંશોનું પરમ કલ્યાણ કરવા

હંગેહંગની એકતાનો સત્સંગ લઈને પધાર્યા છે. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક કૈવલજ્ઞાન ગતિના સંપૂર્ણ અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હું પોતે પરમગુરુના સજાણ શરણમાં અનિન દાસ થઈને નિરંતર પાસે રહુ છું. તેમના નિત્ય સત્ય સોહંગ સ્વરૂપનો સંગ કરીને, તે સત્સંગને ગ્રહણ કરી પાવન થયો છું.

**દિવ્ય રૂપ ઘનશ્યામ, ચિંન સયુક્ત દેદારા ॥**

**દરશન તે અઘ હરન, કરન જન કાજ પસારા ॥ ૨૦ ॥**

મહાન સમર્થ પરમગુરુનો અતિ દિવ્ય ઘનશ્યામ વર્ણ સોળ ચિન્હ સંયુક્ત દેદાર છે. તેમના દેદારના દર્શનથી સર્વ પાપોનો નાશ થતો હોય, તે પ્રભુએ જગતજનોનું કલ્યાણ કરવા પધારીને કરૂણાદ્રષ્ટિ પસારી છે.

દોહા

**મહેર કરી મહારાજને, જકત ઉપર જગદીશ ॥**

**પ્રસવું પાલે પતિપદ, સકલ ઈશોના ધીશ ॥ ૧ ॥**

પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર સર્વ અંશોના શિર છત્ર જ્ઞાનગતિના મહારાજા પોતે જગદીશ હોઈ, જગત ઉપર પૂર્ણ મહેર કરી છે. તે પ્રભુ સર્વ ઈશ્વરોના ધણી હોવાથી તેમના ચરણ કમળનો સ્પર્શ કરતાં તુરત જ નિજ પતિપદ પ્રાપ્ત થાય છે.

**આદ્ય સ્નેહ ઉત્પન્ન પખે, મધ્ય પોષણકી પ્રીત્ય ॥**

**અંત સમષ્ટિ સર્વને, ખુદ માલિકકી રીત્ય ॥ ૨ ॥**

ઉત્પત્તિ પખે જોતાં આદિ કારણરૂપ સકર્તાપતિનો સ્નેહ એટલે પ્રેમ, તે પ્રેમદ્વારા શુધ્ધ સંકલ્પથી સમસ્ત જગત ઉત્પન્ન કર્યું છે. તે જગત પસારાના મધ્યે રહી પ્રીતિપૂર્વક સર્વ અંશોના જીવનનું પોષણ કરે છે. તે ઉપરાંત જગતની મુદત પુરી થતાં અંત આવે ત્યારે સર્વ સમષ્ટિ મહાતત્વોને સમેટી લીન કરી દે છે. તે પ્રમાણે રચના રચવી, પોષણ

કરવું, અને અંત આવતાં સમાવી દેવું એ સકર્તાપતિની રીત છે.

**॥ સોરઠા ॥**

**તેહી માલિક મહારાજ, કાજ કરન જન આયેહું ॥**
**અંશન શિર સ્વરાજ, સ્વાધ્ય સાજ સુખ લાયેહું ॥ ૧ ॥**

તે સકર્તા માલિક મહારાજા પોતે ભગવાન કરૂણાસાગરનું રૂપ ધારણ કરીને જગતના જનોનું કલ્યાણ કરવા પધાર્યા છે. તે સર્વ અંશોના શિરછત્ર હોઈ સ્વરાજ એટલે સ્વચૈતન સત્તાનું રાજ્ય કરનાર સકર્તાપતિ સ્વતંત્ર હોવાથી પોતાને સ્વાધીન રહેલી દિવ્ય સાજરૂપ વિભૂતિઓ સર્વ અંશોને સુખી કરવા સાથે લાવ્યા છે.

**વંદુ ગુરુ પદ પક્ષ, દક્ષ જ્ઞાન અદ્‌ભૂત અતિ ॥**
**મતિ મનોહર લક્ષ, સજ્જન તે સુખ લહે મતિ ॥ ૨ ॥**

પરમગુરુના ચરણ પક્ષમાં રહીને વારંવાર હું નમસ્કાર કરૂં છું. તે પ્રભુની કૃપાથી મને દક્ષ એટલે અતિ અદ્‌ભૂત કૈવલ જ્ઞાનનો દિવ્ય અધિકાર પ્રાપ્ત થયો છે. મતિ મનોહર એટલે અંશની નિજગતિને પ્રાપ્ત કરાવી સમસ્ત લોકમાં સુંદર શોભા આપનાર કૈવલ લક્ષજ્ઞાન સર્વ શ્રેષ્ઠ છે. તે લક્ષ દ્વારા અંશીપદનું સાચુ સુખ લહેમતિ એટલે અંતરવૃત્તિના સજ્જનો લઈ શકે એટલે પ્રાપ્ત કરે છે.

**અધિકારી જેહી જન, પૂર્વ સ્નેહ પ્રગટે તિનું રત ॥**
**શ્રીમંત કુવેર સુમત, નારણદાસ શરણાંગત ॥ ૩ ॥**

તે કૈવલ લક્ષ જ્ઞાનના અધિકારી જે જન હશે તેને આદ્ય મૂળ નિજઘરનો શુધ્ધ પ્રેમ પ્રગટ થશે. મારા અંતરમાં પણ તે નિજઘરની અતિ આરત ઉત્પન્ન થવાથી સ્વામી શ્રીમંત કુવેર સાહેબના સુમત એટલે શ્રેષ્ઠ સજાતિ સકર્તા મતને ગ્રહણકરી પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું તેમનો શરણાંગત થઈ રહ્યો છું.

**॥ સ્તુતિ સંપૂર્ણ ॥**

સંત શ્રી ગુરૂ તુકારામની જય હો.

# ભાલ તિલક



"સત્ કૈવલ સાહેબ"